## આ મુ ખ

'બે વિચારધારા'નું આ પુસ્તક સમાજ પાસે મૂકતાં મને હર્ષ થાય છે. આપણે સૌ જાણીએ છીએ કે આજે આપણે ત્યાં બે પરસ્પરવિરોધી જણાતી વિચારસરણી ચાલી રહી છે અને આપણા રાષ્ટ્રક્ષેત્રમાં એ બે પ્રવાહોને એક કરતાં વધારે પ્રસંગોએ અથડાતા આપણે જોઈએ છીએ. આ અથડામણ કેટલે અંશે નરી ભ્રમણા છે તે આપણે આ પુસ્તકમાં સ્પષ્ટતાથી જોઈ શકીએ.

આ આખુંય પુસ્તક બન્ને વાદોનું સવિસ્તર નિરૂપણ કરે છે એમ નથી; આ તો એક રીતે બન્નેય વાદોનું appreciation યા મૂલ્યાંકન છે. સમાજવાદીઓ ગાંધીજીની વિચારસરણીમાં જે જે ઊણપો જુએ છે તેનો જવાબ મારા મિત્રે ગાંધીવાદમાં આપ્યો છે અને ગાંધીજીના અનુયાયીઓ સમાજવાદમાં જે જે ઊણપો જુએ છે તેનો જવાબ એમણે સમાજવાદમાં આપ્યો છે. મારા મિત્રે આ

દરેક વિચારપ્રવાહને એના પોતાના જ ગજથી માપવાનો પ્રયત્ન કર્યો છે અને તે તે વિચારપ્રવાહના મૂર્તિપૂજકોના જીવનથી માપવાનો પ્રયત્ન નથી કર્યો. એટલે જ બન્ને પ્રવાહોની વચ્ચે એમને વૈષમ્ય દેખાય છે તેના કરતાં સામ્ય વધારે દેખાય છે.

દુનિયાના તમામ આવા વાદો( isms )નું મૂળ તપાસીએ તો આપણને જણાશે કે જીવનના કોઇ પણ પ્રશ્નને એક ચોક્કસ એવી દૃષ્ટિથી અવલોકીએ ત્યારે જ એ વાદ ઊભો થાય છે વાદ એટલે જ અમુક પરિસ્થિતિનો અમુક ચોક્કસ દૃષ્ટિથી થયેલો ઉકેલ, આવી ચોક્કસ દૃષ્ટિથી થયેલો ઉકેલ જેટલો વધારે ચોક્કસ હોય છે તેટલો એકદેશી પણ હોય છે એટલે આપણા નિરંતર બદલાતા જગતમાં એ સર્વદેશી થઈ શકતો નથી અને નવી પરિસ્થિતિમાં નકામો પણ થઈ પડે છે આ રીતે દરેક વાદ અમુક દેશમાં અને અમુક કાળમાં ઊભા થયેલ પ્રશ્નનો ઉકેલ છે. ફક્ત આ રીતે જોઈએ તો ગાંધીવાદ એ આપણા દેશમાં પાકેલો અને આપણા જીવનની આબોહવાને અનુકૂળ એવો આપણા જીવનના મહાપ્રશ્નનો ઉકેલ ગણાય

પણ ખરી રીતે ગાંધીવાદ એ વાદ નથી, એની કિંમત એના એકદેશીપણામાં નથી એટલી એના સર્વદેશીપણામાં છે આજે આપણી નજર સામે ગરીબ અને તવંગર વચ્ચે, ભણેલા અને અભણ વચ્ચે, સ્ત્રી અને પુરુષ વચ્ચે, ગોરા અને કાળા વચ્ચે, ઉચ્ચ અને નીચ વચ્ચે, બુદ્ધિજીવી અને શ્રમજીવી વચ્ચે, સબળ અને દુર્બળ વચ્ચે જે મોટી વિષમતા દેખાય છે તે કોઇ પણ રીતે જવી જ જોઈએ એ નિર્વિવાદ છે પણ સમાજવાદ આ પરિણામ લાવવા માટે જગતનાં પીડિતોને આ વિષમતાનું ભાન કરાવી સામા પક્ષને પોતાની પીડિત દશામાં મૂકવાનો પણ પ્રયત્ન કરે અથવા તો તેમના ડોકાં સુદ્ધાં ઉડાવવાં હોય તો ઉડાડે; ગાંધીજી જગતના આ દેખાતા વૈષમ્યની

પાછળ માનવીમાત્રમાં રહેલા ઈશ્વરી અંશને જુએ છે, તેને જોવાનું આમંત્રણ આપે છે અને પીડિતોને પોતાના આ અંશને અનુસરીને પીડનારાઓનાં ડોકાં ઉડાડવાને બદલે પોતાનાં ડોકાં ધરીને આ મહાપ્રશ્નનો ઉકેલ કેમ મળી શકે એ બતાવે છે

અને છતાંય સમાજવાદ જે નક્કર હકીકતો ઉપર રચાયો છે તેની કોનાથી ના પાડી શકાશે? સમાજવાદની ફિલસૂફીનાં પરિણામો આપણે સૌ નરી આંખે જોઈ શકીએ છીએ અને તેથી જ એ વાદે આપણા મનને મુગ્ધ કર્યું છે. ગાંધીજીની ફિલસૂફીનાં પરિણામો ગાંધીજી અને તેમના જેવા વિરલ દ્રષ્ટાઓ જુએ છે તેટલાં સામાન્ય દૃષ્ટિને દેખાતાં નથી.

વળી ગાંધીજીની ફિલસૂફી એ આધ્યાત્મિક છે અને સમાજવાદ એ જડવાદ છે એ વાતથી આપણે ભડકવાની જરૂર નથી. સમાજવાદ એ જડવાદ (materialism) છે પણ એ સ્વેચ્છાચારવાદ નથી, સમાજવાદ એ આત્મા-અનાત્માની પરડમાં પડતો જ નથી, એ તો ઇતિહાસની નક્કર હકીકતો ઉપર આજની વિજ્ઞાનની દૃષ્ટિથી જુએ છે અને તેનો ઉકેલ આપે છે છતા સમાજવાદ પીડિતોનાં દર્દ માટેની કરુણામાથી જન્મ્યો છે, અને તેથી સમાજવાદની નૈતિક ભૂમિકા ઘણી ઊંચી અને ભલભના કહેવાતા આસ્તિક ભાઈઓને શરમાવે તેવી છે આપણા દેશમાં તો નિરીશ્વરવાદી સાંખ્યશાસ્ત્રીને પણ સન્માન્યા છે તો આ નિરીશ્વરવાદી સમાજવાદને પણ આપણે શા માટે ન સન્માનીએ? જે સમાજવાદીઓ જીવનમાં સ્વેચ્છાચાર સેવનારા હોય, જેમને જીવનનાં સનાતન મૂલ્યો ઉપર પગ મૂકીને ચાલવુ જ હોય અને છતા મોઢેથી સમાજવાદના મંત્રો ઉચ્ચારવા હોય તેઓ આ વાદના ખરા પ્રતિનિધિઓ જ નથી.

સમાજવાદનું સૌથી મોટુ અગ તેની આર્થિક યોજનાઓ

છે સમાજવાદ જનતાની તમામ જરૂરિયાતોની વ્યવસ્થિત ગણતરી કરે છે અને પછી અમુક ચોક્કસ કાળમા તેને પહોચી વળવાનો નિરધાર કરે છે એ આપણે જાણીએ છીએ સમાજવાદમાથી યોજનાનુ આ તત્ત્વ ગાંધીજીના અનુયાયીઓને પણ સ્વીકારવુ પડશે પણ હુ સમજુ છુ તે પ્રમાણે તો એ તત્ત્વ ખુદ ગાંધીજીના જીવનમાં પડ્યુ છે અને હિંદુધર્મની રગમાં પડ્યુ છે વર્ણાશ્રમધર્મની કલ્પનાની પાછળ વ્યક્તિજીવન તેમ જ સમાજજીવનની ચોક્કસ યોજના છે, અને વધારામાં આ યોજના માત્ર બહારના સંયોગોને જ ધ્યાનમા લે છે એમ નથી પણ વ્યક્તિના માનસને પણ ધ્યાનમાં લે છે મનુષ્યમાત્રે પોતાના જીવનનો પ્લાન બનાવીને જીવવુ અને એ પ્લાન જીવનના કોઈ પણ એક અગનો અનાદર કરીને ન ઘડવો પણ સર્વ અંગોનો સમન્વય કરીને ઘડવો એ હિંદુધર્મનું હાર્દ છે એટલે જ હિંદુ-ઋષિએ ગાયુ કે ' सत्यात् न प्रमदितव्यम् कुशलात् न प्रमदितव्यम् ' 'સત્યમાં પ્રમાદ ન કરવો, કુશલમાં પ્રમાદ ન કરવો સમાજવાદનુ આ તત્ત્વ ગાંધીવાદના ગર્ભમા પડ્યુ છે પણ તેના પર આજના કરતા વધારે ઝોક દેવો જોઈશે

પણ ગાધીજીની ફિલસૂફી સમાજવાદ તેના અનુયાયીઓ પાસેથી જે ત્યાગ વગેરે માગે એ તો માગે જ છે, પણ એથીયે ઘણુ વધારે માગે છે સમાજવાદીઓ રશિયામા આજે જે વીરત્વ દેખાડી રહ્યા છે એ જ પ્રકારનુ પણ અહિંસક વીરત્વ જો આપણે દેખાડી ન શકીએ, સમાજવાદીઓ રશિયામાં જે તાલાવેલીથી સમાજનું નવઘડતર ઉપાડી રહ્યા છે તે જ તાલાવેલીથી જો આપણે આપણુ નવઘડતર ન ઉપાડીએ, સમાજવાદીઓ જે આગ્રહથી પોતાના દુશ્મનોને હરાવી રહ્યા છે તે જ આગ્રહથી જો આપણે આપણા પીડકોને પ્રેમથી વશ કરવા ન મથીએ તો આપણા માટે ગાધીજીની ફિલસૂફી એ માત્ર મોઢાની વાતો છે રશિયામાં સમાજવાદીઓની સમાજવાદમાં

જે અપૂર્વ શ્રદ્ધા છે તે જ અપૂર્વ શ્રદ્ધા ગાંધીજીના અહિંસાવાદમાં આપણને હોય તો જ આપણે ગાધીવાદને સફળ કરી શકવાના છીએ.

ગાધીજીની ખાદી, ગાંધીજીના ગ્રામોદ્યોગો, ગાધીજીની વર્ધા-યોજના, એ બધા ઘણાને હવાઈ લાગે છે, કારણકે એમની અહિંસા હવાઇ જણાય છે પણ ગાંધીની અહિંસા હવાઈ નથી પણ ઊનટું માનવી આજ સુધી એ અહિંસાનો પ્રેર્યો જ આવડો થયો છે એ વાત આ ભાઈઓ ભૂલી જાય છે. આજે તો વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ પોકારી રહ્યા છે કે માનવજાતને જો આ પૃથ્વી પર ટકવુ હશે તો તે પરસ્પરના બંધુભાવથી જ ટકી શકશે, એકબીજાના ગળાં કાપવાથી ટકી શકશે નહિ જો વિજ્ઞાનશાસ્ત્રીઓની આ વાત હવાઇ ન હોય તો ગાધીની અહિંસા હવાઇ શા માટે? પણ આજે આપણે ચોમેર દેખાતાં હિંસાના વિજયથી એટલા બધા અંજાયા છીએ કે દુઃખથી છૂટવાની આપણી તાલાવેલીમાં આપણે, ડૂબતો માણસ તરણું પકડે, તેમ ગમે તે સાધનને વાપરવા બહાવરા બન્યા છીએ

ખરી રીતે તો આપણી અહિંસાની સમજ અધૂરી છે. જે લોકો પોતાને વીર અને પરાક્રમી માને છે તેમને અહિંસા એક પ્રકારની નિર્વીર્યતા લાગે છે પણ અહિંસા એ તો આજના રણ-ક્ષેત્ર પર દેખાતા વીરોની વીરતા કરતાં ઘણી વધારે સવીર્ય છે આજના માનસશાસ્ત્રીઓ બેધડક કહી શકે છે કે આજના સિપાહીની વીરતાના ગર્ભમા ભય પડેલો છે, ;જ્યારે ગાંધીજીનો અહિંસક સિપાહી દુશ્મનના જુલ્મથી થડકતો નથી એટલુ જ નહિ પણ એવા જુલ્મને આમત્રણ આપીને દુશ્મનને ધરવી દેવા મથે છે. માટે જ ગાંધીજીની અહિંસા એ કોઈ નિષ્ક્રિય વસ્તુ નથી પણ સક્રિય વસ્તુ છે. આવી અહિંસા એ હિંસાનો અભાવ માત્ર નથી પણ પ્રત્યક્ષ કાર્યમા ઊભરાતો માનવપ્રેમ છે, આ માનવપ્રેમ એ

માત્ર લાગણીના વેવલાવેડા નથી પણ પોતાની મર્યાદાના પ્રદેશમાં ચાલતી હિંસાનો આકરો પ્રતિકાર છે. આવો વિશ્વપ્રેમ સમાજવાદના ગર્ભમાં પણ પડ્યો છે ખરો. પણ આવા વિશ્વપ્રેમની સ્થાપના કરવા માટે થોડો કાળ હિંસાનો આશરો લઈ લેવો અને વાતાવરણને સાફ સાફ કર્યા પછી વિશ્વપ્રેમ સ્થાપવો એ સમાજવાદનું પણ સ્વપ્ન છે. પણ એકવાર ઉગ્ર વિશ્વપ્રેમ કેળવ્યા પછી વિશ્વપ્રેમનું વાતાવરણ કેવી રીતે ઊભું કરી શકાય એ આપણે સૌએ જોવાનું રહ્યું. પણ સમાજવાદીઓ જો એમના દષ્ટાના દર્શનને બરાબર વળગી રહેશે અને વિશ્વપ્રેમની સ્થાપના કરવાનો આગ્રહ રાખશે તો થોડા જ વખતમાં એમને એમની ભૂલ સમજાયા વિના નહિ રહે. અને તે દિવસે એ ભાઈઓ એમના આજના આગ્રહથી અહિંસાને જગતમાં સિદ્ધ કરી દેખાડે પણ ખરા.

ગાંધીજીની ફિલસૂફીની એક વાત ધ્યાન ખેંચે એવી છે. ગાંધીજી સમગ્ર જીવનને સળંગસૂત્ર જુએ છે અને એ દૃષ્ટિથી જીવનના તમામ વ્યવહારોને માપે છે એટલે તો આ ઉમ્મરે ઘ ડા હોવા છતાં એ નિરંતર જુવાન છે. એમની ફિલસૂફીપણ સર્વગ્રાહી છે. પોતાના વ્યક્તિત્વને બરાબર જાળવીને જ્યાંથી જે સારૂં મળે તે લેવું અને પચાવવું એ એમનો જીવનમંત્ર છે આ જ એમની અહિંસાનું હાર્દ છે ગાંધીજીની ફિલસૂફી પ્રમાણે વર્તનારા આપણે જો એનું આ હાર્દ સમજીએ તો સમાજવાદને પણ આપણે યથાર્થ સમજવાનો પ્રયત્ન કરશું અને એના પચાવવા જેવા હોય તે અંશોને પચાવશું. આ પ્રમાણે થશે તો જ અને ત્યારે જ આ બે વિચાર-પ્રવાહોનો સંઘર્ષ મટીને સંગમ થશે અને માત્ર આપણા દેશનું જ નહિ પણ આખા જગતનું કલ્યાણ થશે

તા. ૫-૬-૪૫
ગ્રામદક્ષિણામૂર્તિ
આંબલા

**નાનાભાઈ ભટ્ટ**

## લેખક તરફથી

પુસ્તક વાચકવર્ગની પાસે જાય છે ત્યારે થોડુંક કહેવું જરૂરી લાગે છે.

આ નિબંધમા મે એ બને વિચારધારાની ઝીણવટથી ચર્ચા નથી કરી. એ બને વિચારણાનો એક એક વિભાગ જ સ્વતંત્ર નિબંધ માગી લે તેમ છે. છતા કોઈ અગત્યનું અંગ સાવ ન રહી જાય તેનું પણ ધ્યાન રાખ્યુ છે. બને વિચારણા એક જ પુસ્તકમાં સમાવવી હતી એટલે આટલું ટૂંકાણ અનિવાર્ય હતું.

સમાજવાદી વિચારણાના એક પાયારૂપ Dialectical Materialism આમાં વિદ્વાનો ચર્ચા નહિ જુએ. મેં જાણી-જોઈને આમાંથી એને બાકાત રાખેલ છે. તેનું એક કારણ એ છે કે મૂળે જુવાન વિદ્યાર્થીવર્ગની પાસે આ બોલાયેલ તેથી તેમની કક્ષાને લક્ષમાં રાખીને આ લખેલ છે, ને બીજું એ કે હું પો

એને કેટલું મહત્ત્વ આપવું તે હજુ નક્કી કરી શકયો નથી. સમાજવાદનો સહાનુભૂતિપૂર્વક અભ્યાસ કરનારાઓમાં પણ બે પક્ષો દેખાય છે. એક પક્ષ માર્કિશયન વિચારણાનો આને એક મુખ્ય પાયો ગણે છે; ને એને ફિલસૂફીનું રૂપ આપે છે, જ્યારે બીજા કેટલાક એને હેગલનો નિરુપયોગી વારસો ગણે છે.

ગુજરાતમાં સામાન્ય રીતે ગંભીર સાહિત્ય ઓછું વંચાય છે. આ નિબંધો જેને માટે લખાયા છે તે વર્ગ જો આમાં વિશેષ રસ લેશે તો બીજી આવૃત્તિ વખતે એ વિષે મને જે લાગ્યું છે તે મૂકીશ. છતાં યે આટલું તો અહીં કહી દઉં કે હું Dialectical materialismને એક ફિલસૂફી ગણી શકતો નથી. જો એનો અર્થ એટલો જ થતો હોય કે આ ગતિશીલ જગત દ્વંદ્વો વડે ચાલે છે. દ્વંદ્વો પરસ્પર મળીને એક સંવાદ ઉપજાવે છે. વળી એ જ સંવાદ કાળે કરીને વાદ બની જતાં વિવાદને જન્મ આપે છે. તો એ વાત સામે સામાન્ય રીતે વાંધો નહિ ઊઠે. એ તો જગતની ગતિનું વર્તનમાત્ર છે; બહુ તો એક ચાલ છે. પણ એમાં જીવ કે જગતનું રહસ્ય કે મૂલ્યાંકનો નથી.

છતાં વાંચનાર માટે એટલું કહી દઉં કે આ આધ્યાત્મિક દેશમાં ભૌતિકવાદની સામે જે ભડક ઊભી થઈ છે—જેમાં ઘર વેચીને પણ ઘી ખાવું જેવાં સૂત્રો હોવાનું મનાય છે—તેવો માર્ક્સનો ભૌતિકવાદ નથી. માર્ક્સે તો પોતાના ભૌતિકવાદને *Dialectical* કહેલ છે. એ ભૌતિકવાદ 'આપ મુએ પીછે ડૂબ ગઈ દુનિયા' એમ નથી શીખવતો પણ આ પ્રતિપળ પરિવર્તન પામતા સંસારમાં સામાજિક વિપ્લવ કેમ કરવો તેનો માર્ગ બતાવવા મથે છે.

× × ×

સાચી રીતે તો સમાજવાદ એ આજે હવે પ્રશ્ન નથી રહ્યો.

દીર્ઘદર્શીઓને મતે એ એક યા બીજા સ્વરૂપે આવવાનો જ છે. અથવા આપણે સંસ્કૃતિનો વિનાશ વહોરવાનો છે. પણ અગત્યનો પ્રશ્ન 'એ પછી શું ?' એનો છે. સમાજવાદ પોતે જ વાદ ન થઈ જાય તે જોવાનું છે. જેને માટે આ બધી માથાફોડ થાય છે તે જ આમાં ગૂંચવાઈ-ખોવાઈ ન જાય તેનું ધ્યાન રાખવાનું છે.

વ્યવસ્થાને જેટલી વ્યાપક ને પરસ્પરાવલંબી કે જટિલ કરો તેના પ્રમાણમાં સાથેસાથ વ્યક્તિના હૃદયને વ્યાપક તથા બુદ્ધિને સર્વગ્રાહી ને કુશાગ્ર કરવાનો પ્રયત્ન થવો જોઈએ. એ અશક્ય છે તેમ હું નથી કહેતો, પણ એ પાયાની વાત છે તેટલું જ સૂચવવા ધારું છું; સ્પેનિશ ચિંતક ગેસેટે આ મર્મસ્થાન પર જ આંગળી મૂકી છેઃ

This disproportion between the complex subtlety of the problems and minds that should study them will be greater if a remedy be not found, and it constitutes the basic tragedy of our civilization. By reason of the vary fertility and certainly of its formative principles its production increases in quantity and in subtlety so as to exceed the receptive powers of the normal man. Roman empire comes to an end for laak of technique when it reaches a high level of population,—But today it is man who is the failure because he is unable to keep pace with the progress of his own civilization."*

*Revolt of the masses p. 99.

સમાજવાદ આવ્યા પછીની વ્યવસ્થામાં માનવીની સ્વતંત્રતા, વિકાસશીલતા ન ખોવાઈ જાય તે એના રચયિતાએ જોવાનું છે. કારણકે માર્ક્સના કથન મુજબ તો સમાજવાદ પણ છેવટે માણસના સર્વાંગી વિકાસ માટે જ છે. સમાજવાદ એ સર્વવાદ છે ને વ્યક્તિ-સ્વાતંત્ર્યનો શત્રુ છે એવી એક માન્યતા સમજુ લોકોમાં પણ પ્રવર્તે છે-પણ ખુદ માર્ક્સે એથી ઊંધું જ કહ્યું છે. એ કોમ્યુનિસ્ટ જર્નલમાં કહે છે

"We are not among those communists who are out to destroy personal liberty, who wish to turn the world into one huge barrack or into a gigantic workhouse. There certainly are such communists, who with an easy conscience refuse to contenance personal liberty and would like to stuffle it out of the world because they consider that it is a hindrance to complete harmony. *But we have no desire to exchange freedom for equality,* we are convinced and intend to return to the matter in subsequent issues *that in no social order will personal freedom be as assured as in a socialy based upon communal ownership.* *

× × ×

જે સમ્પ્યાગંધ મિત્રોએ છપાતાં અગાઉ આને વાંચીને

*Quoted in Communist Manifesto-edited by D Ryanasoff Page 292.

# બે વિચારધારા

## પ્રજાપતિ

'યજ્ઞને મનુષ્યરૂપે અવતરવાનું' મન થયું ને તે ગાંધીરૂપે અવતર્યો."

રવીન્દ્રનાથ

: ૧ :

ગંગાજમના અને સિંધુનાં હરિયાળાં મેદાનો છોડી વાયવ્ય દિશામાં ચાલ્યા જાઓ. મેદાન પાછળ રહી જાય છે, ભૂખરા અને બોડા પર્વતોની હારો દેખાવા માંડે છે. વચ્ચે વચ્ચે મધમાખીના પૂડા જેવા ડુંગરી કિલ્લાઓ દેખાય છે. આખા પ્રદેશમાં છાવણીની જાળ ગૂંથી છે. હિંદુસ્તાનના સિંહદ્વાર સમા એ સરહદ-પ્રાંતના વેરાન અને પહાડી મુલકમાં એક જુવાન મુસાફર આથડી રહ્યો છે. માથે હેટ ઓઢી છે. બગલમાં થેલો, પાણીની કોથળી અને ખભે કેમેરા છે. પગે ચાલીને પૃથ્વીની પ્રદક્ષિણા કરવા નીકળ્યો છે. કેટલાં યે જંગલો અને રણો વીંધ્યા છે. હવે સરહદની જંગલી જાતોને નજરે જોવા એ ડુંગરાઓમા ભટકવા નીકળ્યો છે. જિલ્લાના લશ્કરી અમલદારે એને કહેલું · "મિસ્તર! હું તમને એકલા ભટકવાની સલાહ ન આપું. અમારા સિપાઈઓ પણ હમેશાં ટોળામાં જ જાય છે, અને રાત્રે તો કિલ્લાની બહાર પગ મૂકવામાં જીવનું જોખમ છે એટલે તમે જતા હો તો તમારા જોખમે જાઓ છો."

લડીએ છીએ છતાંયે કશું વળ્યુ નથી એકલા ગાંધીએ વગર હથિયારે આટની સાલમા અગ્રેજી રાજને મૂઝ્ની દીધેલ છે, એ ગાધી તે કેવોક હશે !"

**: ૨ :**

વળા–સત્યાગ્રહ ચાલતો હતો એ વખતની વાત છે સૈનિકો ફરતા ફરતા વળાથી પાચ છ ગાઉ દૂરના એક ગામડામાં જઈ ચડેલા ગામ માત્ર નામ જ પાચ ઝૂંપડાં ઊભેલા અમને જોઈને એક વૃદ્ધ ડોસો બહાર આવ્યો સિત્તેરેક વર્ષ થયા હશે. નેજવું કરીને પૂછ્યુ 'આણીકાર ક્યાંથી આવી ચડ્યા, બાપા ?'

સૈનિકો કહે · 'વળાથી '

'વળેથી ? ઓહો હો ! વળા તો બહુ છેટાં છે કાલ ક્યારે હાલેલા ?'

સ્વયસેવકોને આશ્ચર્ય થયુ. 'તમે કોઈ દિવસ વળે નથી ગયા ?'

'આ મને ત્રણ વીશુ અને દસ થયા કોઈ દી ઈ દ'શ ભણી હાલ્યો નથી મારે તો ભલું આ ઘર અને ભલી મારી સીમ.'

સૈનિકોએ કહ્યુ 'વળા તો છ–સાત ગાઉ જ દૂર છે ' પણ વૃદ્ધને તે અતરનો ય પૂરો ખ્યાલ ન આવ્યો પણ સૈનિકોએ રૈયતનાં દુખ અને આવવાનુ કારણ કહેવુ શરૂ કર્યું કે તરત જ ડોસો વચ્ચે કહે · 'તમે ગાધીના માણસ છો ને ? મે ઈમ સાંભળ્યું તો 'તુ કે ભાલ દિમણા ગાધીના માણસુએ રૈયતને બહુ સખ કરી દીધુ છે હવે આણીકાર સૌને સખી કરવા આવ્યા હશો ભલે, ભલે, ઠાકર તમને જશ દેશે '

સૈનિકોનાં મોએ આ કિસ્સો સાંભળી હું વિચારે ચઢી

ગયેલો. જે ખેડુને એના જ રાજ્યની રાજધાની કેટલે આવી એની ખબર નથી, કેવી છે એની યે ખબર નથી, એને ગાંધીનાં નામ અને કામની ખબર છે!

ગાંધીની આ સર્વવ્યાપકતા! એના પરની આ સાવ ભોળી એવી શ્રદ્ધા! આ સાર્વભૌમભાવનું મૂળ કયાં છે!

: ૩ :

વ્યક્તિ તેમ જ સમાજના અધઃપતનના કાળ દરમિયાન એક એક એવી પળ આવે જ છે કે જ્યારે તેને કોઈક મહાસત્યના પારસસ્પર્શની જરૂર હોય. એનો આત્મા એ વખતે અંદરના સેતાનની સાથે છેલ્લી વારનું યુદ્ધ ઝડી રહ્યો હોય છે. એના પર થતા અત્યાચારો સામે એણે કાયાતૂટ યુદ્ધ આદર્યું હોય છે. એ ઘડીએ જો જ્ઞાન અને તપ વડે નિર્મલ થયેલ હાથનો એના આત્માને ટેકો મળી જાય તો એ વ્યક્તિ કે સમાજના જીવનની નવી જ દિશા ખૂલી જાય છે ન આવે તો આત્માએ થાકીને બેભાન બની સેતાનના વિસ્તરતા સામ્રાજ્યને જોઈ હીબકાં ભરવાનાં રહે છે.

લૂંટારા વાલિયાના જીવનમાં એ ઘડી આવી પહોંચી હતી. જ્યારે એનો આત્મા વાલિયાના જીવનનો કબજો લઈ બેઠેલા માર સામે આખરી બાથોડિયાં ભરી રહ્યો હતો. જો નારદ એ ઘડીએ ન આવે તો વાલિયાના આત્માએ પરાજય પામવાનો રહે છે. પણ નારદના વિમલ વીણાનાદે વાલિયાના આત્મામાં બલસંચાર કર્યો. ને લૂંટારો વાલિયો ઋષિકવિઓમાં શ્રેષ્ઠ વાલ્મિકી બની ગયો.

ગેલેલીની વારવનિતા મેરી મેગ્ડેલીના જીવનમાં પણ એવી જ પળ આવી કે જ્યારે એના અંતરની જ્યોત પ્રચંડ ઝંઝાવાત વચ્ચે પણ સ્થિર રહેવા માટે મહાપ્રયત્નો કરી રહી છે. ઈશુ જો એ ક્ષણે ન આવે તો એ સદાકાળ માટે વેશ્યા જ રહેવાની એને પથરા

મારનારાઓને પગે કાયા ધરી એમનાં તેજ, અભિમાન અને ધન હરવાનો માર્ગ સ્વીકારવાની એના અતરના એ મહાભારત વખતે જ વૈરાગી ઇશુનો કરુણામય સુધાભરપૂર સ્વર સભળાય છે ને એનો આત્મા વિજયી બની, એ સુધા સીંચનારના પગમાં ઢળી પડે છે વેશ્યા મેરી ભગવતી મેરી બને છે

આવુ જ જૈન મુનિ સ્થૂલીભદ્રજી વિષે

મનની અતલ કદરાઓ ને ઇતિહાસની પારાયણોમા કોણે માનવીનુ આ મહિમામય યુદ્ધ નથી અનુભવ્યુ ? કોણે એવુ રજ-મિશ્રિત સુવર્ણ નથી જોયુ જે સહેજ પારસસ્પર્શના વાંકે—ધૂળ ધોયાની ખોટે જ કચન થતાં રહી ગયુ હોય ?

વસ્તુત જગતનો ઇતિહાસ આ ધૂળધોયાઓનો જ ઇતિહાસ છે જેણે પૃથ્વીને મારી છે, કચરી છે, રોંદી છે, એનો ઇતિહાસ એ કાંઈ જગતનો ઇતિહાસ નથી, પણ જેમણે એ પૃથ્વીને પૂજી છે, સીંચી છે, ધારાં ધોઈ જખમો રુઝાવ્યા છે, ગજેગજ ચડી ગયેલ ધૂળને ખખેરી ઝગઝગતા સુવર્ણને બહાર લાવેલ છે એની કથાને જ જગતે પોતાની કથા કરી છે એટલે જ માનવીએ કોગ્યવધિ સમૃદ્ધિ ભેગી કરનાર નદ-નિઝામ કે મગધના શ્રેષ્ઠીઓને છોડી અકિંચન ભિખ્ખુ કે સાદા અપરિગ્રહી બ્રાહ્મણને પૂજેલ છે એટલે જ રાષ્ટ્રોના વિજેતા ઝાર કે જધીસખાનને પૂજવાને બદલે શાતિદાતા ઓલિવ, મુક્તિદાતા ક્રુસ-ધૈર્યગભીર વટવૃક્ષ કે લોકમાતા ધેનુને પૂજા અર્પી છે

"Blessed are those who suffer"

બુદ્ધ અને ગાધી આવા ધૂળધોયા છે

સમાજજીવનમા બુદ્ધે પ્રવેશ કર્યો તે દિવસે પણ ભારત-વર્ષનો આત્મા જૂઠા ધર્મ, અધ આસ્થા અને વિવેકહીન તપના પજામાથી છૂટવા તરફડિયાં મારતો હતો તે ઘડીએ જ ભગવાન

તથાગત સમાજની આ વિશાળ રંગભૂમિ પર પ્રવેશ્યા અને એમના હાથે રાજા, પ્રજા, શ્રમણ, બ્રાહ્મણ સૌ સંસ્કારાયાં—ભારતવર્ષનો આત્મા બચી ગયો.

બરાબર આવી જ—કદાચ આથી પણ કપરી—પળે ગાંધીજી આ જુગજૂની પ્રજા વચ્ચે અવતરે છે.

ગામડાં ભાંગીને ખંડેર થયાં છે, પૃથ્વી પુરાણની વાર્તાની ચૌરે જ ધા નાખી રહી છે, સમૃદ્ધિ પેદા કરનારની પાસે સમૃદ્ધિ નથી ને સમૃદ્ધિ છે તેની પાસે શાણપણ નથી. કર્મ છે ત્યાં બુદ્ધિ નથી અને બુદ્ધિ છે ત્યાં કર્મ નથી—વિવેક નથી. શ્રમ અને સંસ્કારિતા, બુદ્ધિ અને કર્મ, કાવ્ય અને જીવન વચ્ચે એક પ્રકારનો નાશકારી વિચ્છેદ ઊભો થઈ ગયો છે. શહેરોમાં વંધ્ય બુદ્ધિવિલાસ અને વિકર્મણ્યતા છે—ગામડાંઓ કર્મજડતા અને અજ્ઞાને ડૂબેલાં છે, રાષ્ટ્રનું મગજ અને હૃદય બંને સડી ગયાં છે, એ ઝેરનું માર્યું આખું રાષ્ટ્ર ધીમે-ધીમે મરી રહ્યું છે.

એ ભારી કરુણાજનક દૃશ્ય છે. ધર્મ, કાવ્ય, વ્યાપાર, કૃષિ, બધું જ ડૂબી રહ્યું છે, બુદ્ધ અને મહાવીર, અશોક અને અકબર, વરાહમિહીર અને ભાસ્કરાચાર્ય, ચાણાક્ય અને નાના ફડનવીસ, ઋષિઓ અને કવિઓ, ભક્તો અને સંતો સૌ ડૂબી રહ્યાં છે.

બાપુએ આવીને અથવા તો એ બધાંએ બાપુમાં અવતરીને ઉગારવા હાથ આપ્યો.

એમણે કર્મ અને બુદ્ધિ, હૃદય અને મગજ, શ્રમ અને કાવ્ય, ધર્મ અને જીવનનાં લગ્ન કર્યાં.

ભારતવર્ષ બચી ગયું. એક અભૂતપૂર્વ સંસ્કૃતિનો પાયો નંખાયો.

: ૪ :

કદાચ કોઈ સવાલ પૂછે–અને એ સ્વાભાવિક પણ છે કે તો તો આનો અર્થ એ થયો કે ગાંધીજી ન જન્મ્યા હોય તો આ બધા મહાપુરુષોના જન્મ એળે જાત. ખરું? હિંદુસ્તાન એનાં સઘળાં ભૂત અને વર્તમાન સાથે લુપ્ત થયું હોત?

એક સવાલ પૂછું?

પૃથ્વીનાં સંતાનોના ભલા માટે એક મીઠું ફળ એક જમાનામાં ઊપજ્યું અને ખવાઈ ગયું. એના પછીના જમાનામાં એનો કાંઈ ઉપયોગ ખરો? સામાન્ય રીતે તો જવાબ મળવાનો: "ના, એ તો ખવાઈ ગયું."

પણ જો કોઈ દીર્ઘદૃષ્ટિ ને પ્રયત્નશીલ પુરુષ એનાં બીજો શોધી, સંઘરી, યોગ્ય સ્થાને વાવી જતનપૂર્વક સીંચે તો તેણે પેલા ફળને બચાવ્યું કહેવાય? ફળને જો જીભ હોય તો એ પેલા દીર્ઘદૃષ્ટિ પુરુષને જીવનદાતા કહે કે નહિ?

બરાબર એમ જ ગાંધીજી વિષે બન્યું. મહાવીર, બુદ્ધ, સહજાનંદ, રામ તથા કૃષ્ણ, યુધિષ્ઠિર ને અશોકનાં નામ રોજ જપતાં છતાં અમને ખબર નહોતી કે એ કેવા હોઈ શકે. જપ જપતાં માળાનાં નાકાં ઘસાઈ જતાં પણ એ આદર્શ પુરુષોની ઝાંખી સુદ્ધાં થઈ નહોતી. પિંજરમાં પઢતા પોપટની જેમ અમે સીતારામ સીતારામ: નમો અરિહંતાણું: બુદ્ધં સરણં ગચ્છામિ રટ્યા કરતા હતા.

તે બુદ્ધ અને મહાવીર, યુધિષ્ઠિર અને અશોક અમારાથી દૂર અને દૂર લાગતા હતા.

નરસિંહ મહેતાની ભક્તિ, નિષ્કુળાનંદનો વૈરાગ, યુધિષ્ઠિરની અજાતશત્રુતા અને બુદ્ધના ધર્મચક્રપ્રવર્તન વિષે ખૂબ સાંભળ્યું હતું, પણ અમને ખબર નહોતી કે એનું રૂપ કેવું હોય. સાચેસાચ

કહીએ તો વિચાર કરતા ત્યારે એમ લાગતું કે આ દુનિયામાં એ હોઈ જ ન શકે. યુધિષ્ઠિરનું સત્ય અને અજાતશત્રુતા એ તો વ્યાસની કલ્પના. નરસૈયાની ભક્તિ એ તો લોકસમાજની ગાંડી ઊર્મિઓનું પ્રતિબિંબ. મારામારી, હરીફાઈ, લાગ ત્યાં પગ ને મારે તેની તલવારનું પાપ જ્યાં પ્રવર્તી રહ્યું છે ત્યાં પ્રેમ, અનાસક્તિ કે વૈરાગ વળી સંભવી શકતાં હશે? હા! બે ઘડી મંદિરમાં શોભે.

એટલે જ્યારે જ્યારે દુકાને કોઈ માલ ખરીદવા આવે ત્યારે સારા ઘઉંને બદલે સહેજ મોળા આપી દેતાં કોઈને આંચકો નહોતો લાગતો, કારણકે "મોળાને સારા ન કહીએ તો કયો કાંઠો લેવાનો હતો? ઘરનાં હાંડલાં ખખડી પડે."

વેજિટેબલ ઘીનો ભેળ હોય છતાં શુદ્ધ ઘી તરીકે સૌ વેચતા અને ખાનગીમાં કોઈ પૂછે તો કહેતા: "સાચનો આ જમાનો નથી, સતવાદી હરિચંદ્ર થવું હોય તો ભગવાં પહેરી લો." સામો માણસ પણ તેમાં સમતિ આપતો. છતાં સાંજના ઘેર જાય ત્યારે રામાયણ વાંચતા, વચનામૃત સાંભળતા, ચોરે, દુકાને કે ચબૂતરે ચણ નાખતા, અને બીજી બાજુએ આપણી જ પાડોશમાં વસતા, પાણીને વાંકે પિડાતા, અનેક રોગોના ભોગ થઈ પડેલા હરિજનોને માટે આપણી કરુણાના ભંડારને તાળું લગાવી રાખતા.

શા માટે? "દુનિયાએ કરી મૂક્યું છે ને!" સૌ જવાબ આપતા આ જવાબ આપનાર આપણે સૌ અજાણ કે અસંસ્કારી નહોતા. આપણામાંના કેટલાક તો રાત પડ્યે હજારોની ઉથલપાથલ કરનારા હતા. કેટલાક વિશ્વવિદ્યાલયના પદવીધરો હતા. ઘણાએ શેલી, કીટ્સ, બાયરન વાંચ્યા હતા. અંગ્રેજોનું વ્યાપારકૌશલ, સ્વીસ પ્રજાની સહકારવૃત્તિ ને અમેરિકાનો સ્વાતંત્ર્યપ્રેમ એમણે કાનોકાન સાંભળ્યો હતો. ગીતા અને દાસબોધનાં વચનો આજે પણ સાંભળતા હતા.

છતાં આપણે ઘણા લોકો દિવસના ૨૩ા કલાક શિવ, વિષ્ણુ અને બુદ્ધને અજાણપણે ભોંમાં ભંડારતા હતા. ભક્ત એના ઇષ્ટદેવને દેવના જ રુધિરથી અભિષેકતો હતો, કારણકે આપણે એને જોયા નહોતા, સાચેસાચ સમજ્યા ન હતા, નહિતર મીરાંની પેલી મસ્તીમાં બધું જ એકાકાર થઈ ગયું હોત:

"મુખડું મેં જોયું તારું-સર્વ જગ થયું ખારું
મન મારું રહ્યું ન્યારું રે-મોહન પ્યારા."

ને એ વખતે પણ હિંદુધર્મનાં શાસ્ત્રો હયાત હતાં. શાસ્ત્રાર્થ કરનારા ધુરંધરો પણ હતા. ઇતિહાસ ને પુરાણો ડૂબી ગયાં નહોતાં. છતાં આમ કેમ ચાલતું હતું ?

કારણકે ધર્મજાગૃતિ પુસ્તકો કે પંડિતાઈ પર અવલંબતી નથી પણ જીવન પર અવલંબે છે. એકાદ રામકૃષ્ણનું બ્રહ્મચર્ય બ્રહ્મચર્ય પરનાં સેંકડો પુસ્તકો કરતાં વધારે કામ કરી જાય છે. સંતોનું જીવન એ જ ધર્મનું આધાર ને વિરામસ્થાન છે એટલે જ ગવાયું છે કે संतो भूमिं तपसा धारयन्ति.

ગાંધીનો મહિમા નવો ધર્મ સ્થાપવામાં નથી પણ સાર્વભૌમ ધર્મરૂપી અશ્વત્થવૃક્ષનાં મૂળિયાં ઉઘાડી, જલસિંચન કરી, ખાતરનું ખાતર પૂરી, પુનર્જીવન આપવામાં છે–શાસ્ત્રોને ચરિતાર્થ કરવામાં છે.

એમના આવ્યા પહેલાં આપણને ખબર નહોતી કે ચર્ચામાત્ર જ્ઞાનને વિશુદ્ધ કરવા માટે છે. જ્ઞાનમાત્રનો હેતુ જીવનને વિશુદ્ધ કરવાનો છે. લાખો–કરોડોની સંપત્તિ કે સમાજશ્રેષ્ઠની પદવી પણ નિષ્કલંક ને સેવાપરાયણ જીવનને તોલે આવે તેમ નથી. **What shall profit ye if lose your soul and gain the whole world !**

આપણે બુદ્ધ–મહાવીરનું નામ જપતાં છતાં પોપટ હતા. પોપટ જેમ રામ જપતાં છતાં કદીય રામ થઈ શકતો નથી, કારણકે

નામ કેવો હોય તેની જ તેને કલ્પના નથી, લગભગ તેવુ જ અહીં સૌનુ હતુ આજ સાવ તેવુ નથી

આજે બુદ્ધની કરુણા એટલે શુ, મહાવીરનો અપરિગ્રહ અને અહિંસા એટલે શુ, કૃષ્ણનો લોકસગ્રહ ને અનાસક્તિ, સહજાનદનુ કર્મકૌશલ અને રામકૃષ્ણના સર્વધર્મસમભાવનો ખ્યાલ આવી શકે છે

ધર્મજીવનની ગાધીજીની ઉપાસનાએ કેટલાય પ્રોફેસરોને પ્રોફેસરી છોડાવી છે કેટલાય કુશળ-યથાર્થ ભાષામાં કહીએ તો લુચ્ચા-વ્યાપારવિશારદોના વ્યાપારને ઓઉવત્તે અશે નિર્મળ કર્યો છે, કેટલાયને વકીલાત છોડાવી છે, કેટલાયને વિદ્યાભ્યાસ ને પૂજ્યપાદ છોડાવ્યા છે રેશમી કપડામાં શોભતા દેહો ફાટેલાં લૂગડે ઢકાવામાં કૃતાર્થતા અનુભવે છે અત્તરની સુવાસના શોખીનો ચામડાં ચીરે છે ને ચપ્પલ સીવે છે

એ બધા પોતાના નિત્યજીવનની સુવાસ, અજ્ઞાને સડતા, કલહ અને દ્વેષથી ગધાતા, દર્દે સ્લવાયા બનેલા જનસમાજમાં ફેલાવી એમનુ ને જગતનુ કલ્યાણ કરી રહ્યા છે એ બધા સમજ્યા છે કે બડી બડી પરિષદો ચલાવવી કે ચોવટ ડહોળવી એ કરતાં દુનિયામા પ્રેમનો મહિમા અનુભવવો એ વધારે ઉચ્ચતર છે

કોલાહલ અને સ્વાર્થમાં ડૂબેલાને એ પ્રેમ અને મમતાભર્યા સ્વરે પોતાના જીવતરની શાતિ અને અમૃત તરફ આપો ખોલવાનુ કહે છે

એમની જીવનસુવાસે મરી ગયેલ સૃષ્ટિ સજીવન થાય છે, સુકાયલ ઠૂંઠાં ફરી પાંગરે છે, નિર્જળ નવાણ સ્વચ્છ જળે ઊભરાય છે-જાણે સજીવની-વિદ્યાનો સચાર થયો છે

આ બધુ કવિતા ન લાગે એટલે વધારે સ્પષ્ટ કરવુ જોઈએ

એમના આવ્યા પહેલાંનો સન્યાસી અને એમના આવ્યા પછીનો સન્યાસી જુદા છે એમના આવ્યા પહેલા ઈશ્વરની શોધ

કરનારો કુટુંબ, ઘરબાર, સમાજ છોડી જંગલમાં ચાલ્યો જતો, ભગવાં પહેરી ભિક્ષાન્ન ખાઈ ધ્યાનધારણામાં જીવન વિતાવી નાખતો. આજે એ જૂનો સંન્યાસી એનાં કપડાં સાથે ખસતો જાય છે અને ઈશ્વરદર્શન કરવા માટે સદાય જંગલવાસ કરવાની વાત ઘેલછા ગણાય છે. ધર્મ અને કર્મ, સંસાર અને ઈશ્વર વચ્ચેના વૈરભાવની દીવાલ તૂટી ગઈ છે.

એમની માળા અને તકલી વચ્ચે કશો વિરોધ નથી રહ્યો. આજે વેદાંતી વિનોબા વસ્ત્રવિદ્યાના નિષ્ણાત ગણાય છે. સતીશબાબુ ગીતા પરના નિબંધોની જોડાજોડ cheap-medicine અને ઘરવૈદ્ય લખી શકે છે. સાધુચરિત રવિશંકર મહારાજ, જુગતરામ કે સ્વામી આનંદ ચોખાની ગૂણો ઊંચકવામાં, સસ્તા અનાજની દુકાનો ચલાવવામાં કે દૂબળાનાં ઝૂપડાં સાફ કરવામાં ડૂબેલા છે. એમની ઈશ્વરભક્તિ અને દરિદ્રિજનોની સેવા સાથે સાથે જ ચાલે છે. અથવા વધારે સાચું કહીએ તો એ સેવામાં જ એમને ઈશ્વરનાં દર્શન કરવાં છે. એમને માટે કર્મ, ભક્તિ અને જ્ઞાન એ અલગ અલગ કે સ્વતંત્ર દર્શન નથી. કેવળ ધર્મ, કેવળ ભક્તિ કે કેવળ જ્ઞાન ગાંધીના ધર્મ સાથે બંધબેસતી વસ્તુ નથી. તેમ જ થોડી વાર કર્મ, થોડી વાર ભક્તિ, ને થોડી વાર જ્ઞાન એ પણ નથી. આદરણીય વિનોબાજીની ઉપમામાં કહીએ તો "જલેબી ખાતી વખતે જેમ કોઈ એમ નહિ કહી શકે કે હમણાં ઘી ખાઉં છું, હવે મેંદો ખાવા માંડ્યો, પછી ખાંડ ખાઈશ જલેબીનો ટુકડો તો મોમાં જતાંની સાથે જ ત્રણેનો રસ સાથે અનુભવાય છે, તેમ જ કર્મ, ભક્તિ અને જ્ઞાન એકમીજામાં તદ્રૂપ થઈને ચાલે છે."–ત્રણ સરામાં વણેલ દોરડા પેઠે નહિ પણ સાકર અને કેસર નાખેલ દૂધ પેઠે. એટલે ગાંધીયુગનો સંન્યાસી કે ઈશ્વરનિષ્ઠ પુરુષ વધુમાં વધુ કર્મપરાયણ હશે. એનું જ્ઞાન એના કર્મના આદિ, મધ્ય અને અંત

જોતું હોય, ફળ સંબંધમાં નિશ્ચિંત હશે, અને એની ભક્તિ એ કર્મ વિશ્વરૂપ ભગવાનનું નૈવેદ્ય છે એમ સમજાવી એને સ્વચ્છ અને સુરૂપ ઘાટ આપવા પ્રેરશે. ગાંધીની કલ્પનાનો સંન્યાસી જૂના સન્યાસીની જેમ ઈશ્વરને ખોળવા દુનિયાથી ભાગતો ફરશે નહિ, પણ પગ પૃથ્વી પર રાખી, આંખ અતીત પર નોંધી, પહેલાં આજુબાજુની ગંદકી, કલહ, અસુંદરતા મિટાવવામાં ઈશ્વરપૂજા થઈ એમ લેખશે. એમના આવ્યા પહેલાંની સત્યની વ્યાખ્યા એટલે સત્ય બોલવું એટલું જ, અને એમના આવ્યા પછી સત્યનું વિરાટ સ્વરૂપ સમજાયું તે કેવું અદ્‌ભુત છે ! એમના આવ્યા પહેલાં બ્રહ્મચર્ય એટલે જનનેંદ્રિય પર સંયમ, અને આવ્યા પછી કરેલી વ્યાપક વ્યાખ્યા ! અહિંસાની વ્યાખ્યા એમના આવ્યા પહેલાંની અને પછીની વિચારીએ તો ? અહિંસા એટલે કીડી-મંકોડી નહિ મારવી અને લીલાં શાકભાજી ન ખાવાં, એ જ વ્યાખ્યાને પરિણામે આપણે દુનિયાની કોઈ પણ જાતિ કરતાં હિંસક થયા. આપણને પાંચ કરોડ અસ્પૃશ્યોને આપણું મેલું વહેવા ફરજ પાડતાં આંચકો ન આવ્યો, કારણકે આપણી અહિંસા કીડી-મંકોડી અને ગાયને બચાવવામાં જ સમાપ્ત થતી હતી.

પરિણામે અંદરથી આપણે સડતા જ ગયા. વિવેકાનંદે સાચું જ કહ્યું છે કે એક પંથમાં જન્મવું એ સારું છે પણ એમાં જ પુરાઈ રહીને મરવું એ ભયાનક છે.

બાપુ આવ્યા અને આપણું કલેવર બદલાયું.

આજે ગાયને ખાતર મુસલમાન જોડે કલહ કરનાર અહિંસા સમજે છે એમ કોઈ નહિ કહે.

આ છતાં એ તો વિનમ્રપણે કહેવાના કે હું તો નિમિત્તમાત્ર છું.

ક્રાંતિની ઉપાસના કરનારા એ અભૂતપૂર્વ ક્રાંતિ તરફ નજર નાખે તો ! કિલ્લાઓ ભેદવા, શહેરો વસાવવાં, રાજ્યપલટો કરવો

એ ક્રાંતિનું મૂળગત લક્ષ્ય નથી. ક્રાંતિનું આદિ લક્ષણ તો માનવીના ચિત્તનો પલટો કરવો, નવાં મૂલ્યાંકનો આપી એના મનની જૂની ઈમારતો હલાવી મૂકવી, મનોમંદિરને નવીન ઘાટઘૂપ આપવો તે છે. એટલે જ આપણે દાંતો (Danton) કે રોબેસ્પિયરને અભિનંદન આપતાં પહેલાં રૂસોને વંદીએ છીએ. લેનિનનું મૂલ્યાંકન કરતાં પહેલાં માકર્સનું અધ્યયન કરીએ છીએ

: ૫ :

મનુષ્યમાત્રને ઓળખવાની એક ચાવી હોય છે. એ જો હાથમાં આવે તો જ એ માણસના યથાર્થ રૂપનું દર્શન થઈ શકે. એ ચાવી લીધા વિના જો જોવા જઈએ તો એના જીવનમાં કેટલાયે વિરોધાભાસો, અર્થશૂન્યતા ને ગેરડહાપણ જ દેખાય. વસ્તુત: એમ હોતું નથી. એ બધા વિરોધાભાસોમાં પણ મેળ હોય છે. દેખાતી અર્થશૂન્યતા નીચે જ અર્થ છુપાયેલ હોય છે. હારમાંના દોરની પેઠે એનાં બધાં જ કાર્યોને સાંધતી એકાદ ઝંખના, મહેચ્છા કે દૃષ્ટિ વળાંક લેતી, કોઈ વાર અદૃશ્ય થતી ચાલી આવતી હોય છે. માનવીમાત્રની વિશેષતા કે મર્યાદાનું એ મૂળસ્થાન છે. જેમ વૈજ્ઞાનિક સમાજવાદને સમજ્યાં પહેલાં લેનિનના જીવનના કેટલાય મકોડા બંધ બેસે જ નહિ, તેવું જ બાપુનુ છે.

સત્ય-અહિંસા એ એમના જીવનની ઝંખના કે ચાવી છે. એ દીવો લઈને બાપુના જીવનમાં પ્રવેશ કરે છે એને બધું જ સુસ્પષ્ટ, સંગત ને સુમેળવાદી લાગે છે. એ સિવાય બીજી હરકોઈ દૃષ્ટિથી જોનારાને બાપુના છૂટક છૂટક કાર્યો કે નિર્ણયોમાં વિરોધાભાસ, પાગલપણુ કે વ્યવહારશૂન્યતા દેખાવાના.

સમાજવાદીઓને એ પ્રત્યાઘાતી અને બહુ બહુ આદર આપે તો મધ્યયુગી માનસવાળા સાધુ લાગે છે ઉદ્દામોને એ વિનીત,

વિનીતોને એ ઉદ્દામ, સનાતનીઓને એ નવમતવાદી ને નવમતવાદીઓને એ પુરાણપ્રિય લાગે છે કારણકે એ બાપુના જીવન ભંડારને સાચી ચાવી લગાડતા નથી એટલે તેઓ બાપુના જીવનનુ યથાર્થ મૂલ્યાંકન કરી શકતા નથી કા તો એકાદ પાસું જ જોવાથી પેલા સાત આધળાઓ હાથીને જોવા ગયા હતા તેમના જેવો અનુભવ થાય છે એ આંધળાઓ પોતે અનુભવેન દૃષ્ટિએ સાચા હતા છતા હાથીનુ એ યથાર્થ રૂપ નહોતુ બાપુને મૂલવનાગનુ ઘણી વાર આમ બને છે

સત્યનિષ્ઠ ને અહિંસાનો દીવો લઈને એમના જીવનના ગર્ભ-દ્વારમાં પ્રવેશીએ તો ખાદીની સાર્થકતા, અસ્પૃશ્યતાનિવારણનો મહિમા, વર્ધા-યોજનાનુ સ્વપ્ન ને સત્યાગ્રહની સિદ્ધિ સમજાય છે આનો અર્થ હુ એમ નથી કરતો કે ગાંધીએ કદી ભૂલ કરી જ નથી કે કરશે નહિ—ગાંધીએ કદી દેવપુત્ર હોવાનો દાવો કર્યો નથી. કહેવાનો અર્થ તો એટલો જ છે કે એવી ભૂલોને સમજવી હોય તોપણ અહિંસાને સમજવી જોશે એની સિદ્ધિઓની જેમ જ એની ભૂલો પણ સત્ય-અહિંસાની ખોજ કરતાં થયેલી છે

ગાંધીનો આદર્શ તો ભારતવર્ષમા અને છેવટે એ દ્વારા વિશ્વમાં અહિંસક સંસ્કૃતિને જન્મ આપવાનો છે બાઇબલની ભાષામાં કહીએ તો Nations of the world shall in time come to bit their swords into ploughshares and their spears into pruning-knives માત્ર એક રાષ્ટ્રીય ક્ષેત્રમાં અહિંસા ( ને તેય નિર્બળની )નો પ્રયોગ કરવાનો એમનો મનોરથ નથી કારણકે ચક્રવર્તી સમ્રાટની પેઠે જીવનમાં બધાં જ ક્ષેત્રોમાં અહિંસાનુ શાસન ચાલે તો જ સુમવાદિતા જામે.*

* You know I returned to India from South Africa at the end of 1914 with a mission which came

દંભ અને મિથ્યાચારનો ભય ન રહે. ઘણાંએ એવા જોયા છે કે જેમણે સત્યાગ્રહ-છાવણીમાં દુશ્મન સામે લાલ આંખ ન કરવાની પ્રતિજ્ઞા લીધી હોય પણ ઘેર બાળકોની તાડનવિધિથી પૂજા કરતા હોય, માતપિતાને તુચ્છ કે બોજારૂપ લેખતા હોય; પરિણામે એકે મેળના ન રહ્યા હોય. સ્વજન સાથે અહિંસા કેળવી ન હોય, કેળવવાની જાગ્રતિ કે ખ્યાલ ન હોય, તે દુશ્મન સાથે કેમ કેળવી શકે? એમાંથી કૃત્રિમતા ને દંભ સિવાય શું જન્મે? વ્યક્તિઓની જેમ જ સમાજ પણ અહિંસાની એકમુખી ઉપાસના કરે ત્યારે નિષ્ફળ જવાનો સંભવ છે. ભારતવર્ષના કેટલાક ધર્મોએ ખાદ્યાખાદ્યવિવેક સંબંધમાં સૂક્ષ્મ છતાં એવી એકમુખી અહિંસાનો આચારવિચાર કરી જોયો છે, ને પરિણામે ખાળે ડૂચા ને દરવાજા મોકળા જેવી સ્થિતિ આવેલી. એટલે બાપુની વિચારણા પ્રમાણે રાજકારણમાં અહિંસા ને અર્થકારણમાં હિંસા, કેળવણીમાં અહિંસા ને ગૃહજીવનમાં હિંસા—એવો વિસંવાદ અહિંસક સંસ્કૃતિના સાધક માટે બંધબેસતો નથી. જેમ ઇશ્વરભક્તિ માટે દિવસનો અરધો કલાક ને બાકીના ૨૩॥ કલાક અહંભક્તિ અર્થે, એમ કોઈ ચાલે તો એ ઇશ્વરભક્તિ સમજ્યો જ નથી એમ કહેવાય, તેમ જ આ એકમુખી અહિંસા વિષે વાત કરનારને લાગુ પડે. બાપુની વિચારણા પ્રમાણે તો અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજનીતિ, વ્યાપાર, કૃષિ, કેળવણી, ધર્મ—બધાંએ સત્ય-અહિંસાની આસપાસ ગોઠવાવું જોઈએ. ગીતાની ભાષા લઈએ તો સત્ય-અહિંસાની ઉપાસના એ રાજવિદ્યા છે, બીજી સૌ ગૌણ વિદ્યાઓએ તો એને અનુષંગીને ચાલવું જોઈએ.

---

to me in 1906; namely to spread truth and non-violence among mankind in the place of violence and falsehood **in all walks of life.**

ગાંધી-સિનવિશ્રગો-પત્રવ્યવહાર

શાસ્ત્રો એ જીવનમાંથી ઊભાં થયાં છે, ને જીવનસાફલ્ય માટે ઊભાં થયાં છે. હિંસા એ જીવનનાશિની છે, ને અહિંસા જીવનદાયિની છે. એટલે શાસ્ત્રોએ અહિંસા સાથે બંધ બેસવું જોઈએ–નહિ કે જીવનશાસ્ત્ર સાથે.

બાપુ આ જાણે છે એટલે જ એને કાયદાનો સવિનયભંગ ઉપદેશતાં થડકારો થતો નથી. જીવનને જ ભરખી જનારો કાયદો–જીવનને જ વેડફી નાખતાં શીખવનાર સંસ્કારિતા ને ધર્મ સુદ્ધાં તૂટી જવાં જોઈએ. અસ્પૃશ્યતાને જો શાસ્ત્રો ટેકો આપતાં હોય તો શાસ્ત્રો જવાં જોઈએ–નહિ કે અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ. ગાંધી એ શાસ્ત્રપરાયણ નથી પણ અહિંસક જીવનપરાયણ છે એ માને છે કે અહિંસાએ જ જીવનનું સંવર્ધન કર્યું છે. માનવીએ અગ્નિ કેમ શોધ્યો, પૃથ્વી કેમ સાફ કરી, સીંચાઈનું શાસ્ત્ર કેમ ખીલવ્યું, જીવનમાત્રનું મૂળભૂત સામ્ય ને અભેદ કેમ અનુભવ્યાં, પ્રેમની શોધમાં કેવી કેવી ગડમથલો અને યાતનાઓ વેઠી–એ સામી પારાયણ છે. આજે વિશ્વની જે કાંઈ શુભ અને સ્થાયી કમાણી છે તે સહકાર, પ્રેમ ને નિર્વૈરનું પરિણામ છે. માનવીમાં ક્રોધ, ઈર્ષા ને હિંસાની જોડાજોડ જ પ્રેમ, ઔદાર્ય ને સત્યનિષ્ઠા પડ્યાં છે. માત્ર ખોટી તાલીમ અથવા ખોટી ગોઠવણને લીધે જ એ શુભ બાજુનું પ્રાગટ્ય વણુઓછું થયું છે. આ નિષ્ઠાને પોષી, સમૃદ્ધ કરનારી સંસ્કૃતિની સ્થાપના એ જ ગાંધીજીનું સ્વપ્નું છે–અથવા તો એ જ એની આરાધના છે. એ આરાધનામાંથી જ મનવિચાર, સત્યાગ્રહ, ગ્રામોદ્યોગ ને વર્ધાયોજના જન્મ્યાં છે. અહિંસક સંસ્કૃતિના નકશા માંડવા હોય તેને એ સમજી લેવાં આવશ્યક છે. એનાથી હિંસક દેશોની યુદ્ધપદ્ધતિ, હિંસક દેશોનું અર્થશાસ્ત્ર, હિંસક દેશોની કેળવણી નહિ રાખી શકાય. એણે એ બધાનો નવેસરથી વિચાર કરવો પડશે.

ભોગી અને ત્યાગીના આચારવિચાર-વિધિનિષેધો રાત્રિદિવસ જેટલા વિરોધી હોય છે, તેવુ જ અહિંસક ને હિંસક રાષ્ટ્રનું ઘણીખરી બાબતોમાં છે

દાખલા તરીકે જેણે હિંસા પર આધાર રાખવો છે તેને વિચારસ્વાતંત્ર્યને કચડ્યા સિવાય ચાલવાનુ નથી *ઊલટ પક્ષે જેને વિચારસ્વાતંત્ર્ય આપવુ નથી તેને કોઈ ને કોઈ પ્રકારની હિંસા પર મદાર બાંધ્યા વિના ચાલશે નહિ

જે કોઈ સમાજ શોષણ પર ચાલતો હોય એણે સમાજ વ્યવસ્થામા ધન તેમ જ સત્તા બનેનુ કેંદ્રીકરણ કર્યા સિવાય ચાલવાનું નથી, કારણ હિંસક રીતે મેળવેલા ધનને હિંસક રાજ-સત્તાનુ રક્ષણ ન હોય તો ગમે તે પળે ખોઈ બેસવાનો ભય છે. ઊલટ પક્ષે, જેમ સત્તા એકહસ્થુ તેમ શોષણનો વધુ સભવ. સત્તા વગરનો વર્ગ આજે નહિ તો આવતીકાલે સત્તાવાળાના હાથે શોષાવાનો જ એટલે, જેમ પ્રજાસત્તા ઓછી તેમ શોષણનો સભવ વિશેષ, અથવા શોષણ વિશેષ તેમ લોકસત્તા ઓછી-વિચારસ્વાતંત્ર્ય કમ ઇંગ્લંડ જ્યાં સુધી હિંદુસ્તાનને શોષણભૂમિ ગણતુ હોય ત્યા સુધી હિંદુસ્તાનને સહેજે સ્વરાજ આપી શકે નહિ-સત્તા તથા શાસનના બધા સૂત્રો હાથમા હોય ત્યા સુધી શોષણનો લોભ પણ નહિ મુકાવાનો

એટલે જે સમાજે કે વ્યક્તિએ અહિંસા ને પ્રેમને જ જીવનની સર્વોપરી સાધના ગણવી હશે તેમણે **ધનની જેમ જ સત્તાનું વિભાજન કરવું પડશે** એના અર્થશાસ્ત્ર તેમ જ રાજનીતિ બંનેએ શક્ય તેટલુ નિર્કેન્દ્રીકરણ કરવાનો આગ્રહ રાખવો પડશે, કારણ કે કોઈ પણ પ્રકારનુ કેન્દ્રીકરણ બે પ્રકારની અસર નિપજાવે

* જર્મન શહેનશાહ ફ્રેડરિક કહેતો કે "જો મારા સિપાહીઓ વિચાર કરતા થાય તો પછી એક પણ લશ્કરમા ન રહે"

છે. એક તો કેંદ્રમાં બેઠેલ વ્યક્તિ કે વર્ગને ટેકે ચડાવે છે. (એટલે જ કદાચ મહાભારતકારે સારામાં સારા રાજાનેયે પણ થોડો વખત નરકવાસ કરવો જ પડે તેમ કહ્યું હશે!) ને એના પર અવલંબીને રહેનારાની સ્વતંત્ર વિચારશક્તિને રૂંધી શારીરિક ને માનસિક રીતે અપંગ બનાવે છે.

આ જ કારણે બાપુએ પોતાના રાજતંત્રનો આદર્શ Government that governs least is the best government એ રાખ્યો છે, તેમ જ અર્થતંત્રમાં એમનો ઝોક ખાદી–ગ્રામોદ્યોગ વડે ઊભાં થતાં લગભગ સ્વાયત્ત ગામડાં પર છે. રેંટિયો, પીંજણ, તકલી, ઘંટી એ સર્વસુલભ વસ્તુ છે. એનું સર્વસુલભપણું જ હિંસા કે શોષણને મુશ્કેલ બનાવે છે. રેંટિયો જે મૂડી માગે છે તે હરકોઈ કાઢી શકે છે. એને બનાવવામાં અસાધારણ નિષ્ણાતની જરૂર નથી. એમાં સંપત્તિનું કેંદ્રીકરણ નહિ પણ વિભાજન છે. એક જ રેંટિયાની આજુબાજુ વણકર, ગંચારો, પીંજારો સૌ રળી ખાય છે, એથી એ ધંધા ભાંગનાર નહિ પણ ધંધા સર્જનાર છે. એનું ઉત્પાદન સ્થાનિક છે ને ખપત પણ સ્થાનિક છે એટલે એમાં બજારોની ખેંચાખેંચ કે તેજીમંદીનાં ભયસ્થાનો નથી. એનો નાશ કરવો એ લગભગ અશક્ય છે. એ સર્વવ્યાપક, સર્વસુલભ ને સર્વક્ષેમંકર છે. એથી જ એ લોકજીવનમાં દીર્ઘજીવી બની શકેલો બાપુ એને સમજણપૂર્વક સ્વીકારીને એને ચિરંજીવ કરવા મથે છે.

આવશ્યક વસ્તુની અછતે કે દુર્લભતાએ જ સમાજમાં હિંસા ને શોષણની તકો હમેશાં વધારી છે. સર્વવ્યાપી હવાનો કોઈ ઇજારો રાખી શકે નહિ, એનો ઉપયોગ કરનારું યંત્ર (ફેફસાં) સૌને મળેલ છે, એથી એનો ઇજારો રાખી શોષણ અસંભવિત બન્યું છે. શોષણને અસંભવિત બનાવવા ને પરાવલંબનમાંથી મુક્ત કરવા

જીવનના ધારણપોષણ માટેની આવશ્યક હોય તેટલી બધી ચીજો સર્વવ્યાપી, સર્વસુલભ ને સર્વક્ષેમંકર થવી જોઈએ, તો જ સ્વરાજનો અર્થ સરે. આ દૃષ્ટિએ બાપુ મિલના કાપડને બદલે ખાદી, કેંદ્રવર્તી ઉદ્યોગોને બદલે ગૃહઉદ્યોગો, વીજળી લાઇટને બદલે કોડિયું, ઘેર ઘેર નળને બદલે કૂવાની હિમાયત કરવાના. પાણી જેવી પરમ આવશ્યક જરૂરિયાતનું કેંદ્રીકરણ કરી લોકોને એ પાણી પર આધાર રાખતા કરવા એમાં જ જોખમ છે. ભલેને એ કેંદ્રસ્થ માણસોને લોકોએ ચૂંટ્યા હોય, પણ આંતરિક કે બાહ્ય દુશ્મન જે દિવસે ધારે તે દિવસે એ જલાગારનો કબજો લઈ શકે કે ઝેર ભેળવી આખા સમાજને નમવાની ફરજ પાડી શકે. વીજળીના પ્રવાહને રોકી ગામનાં ગામને અંધારામાં રાખી શકે. કોડિયાને કોઈ બુઝાવી શકતું નથી–ઘરના કૂવામાંથી કે વીરડેથી પાણી ભરતાં કોઈ અટકાવી શકતું નથી.

આ વાત સાંભળી કેટલીક વાર સંભળાય છે કે આ તો ઉત્પાદન ઘટાડી નાખવાની વાત છે. લંગોટી–સંસ્કૃતિમાં પાછા લઈ જવાનો પ્રયત્ન છે. લંગોટી–સંસ્કૃતિ જો સમજણપૂર્વક ને એના અર્થગૌરવ સાથે આવતી હોય તો હું પોતે તો વાંધો ન ઉઠાવું, કારણ કે માનનીય રાધાકૃષ્ણનના શબ્દોમાં તો સંસ્કારિતાનું માપ માણસ શું પહેરે–ઓઢે છે કે શું ખાય–પીએ છે તેના પર નથી. વાંદરો કોટ–પાટલૂન પહેરતાં શીખે, સાઇકલ ચલાવતાં કે સિગારેટના ધુમાડા કાઢતાં શીખે, છતાંય એ વાંદરો જ રહે છે, કારણ કે સાહિત્યશ્રેષ્ઠ ગોર્કીને પેલા રશિયન ખેડૂતે કહ્યું હતું તેમ માણસને આકાશમાં ઊડતાં કે દરિયા નીચે ડૂબકકિસ્તીમાં ફરતાં આવડે, પણ આ દુનિયા પર જ અન્ય સાથે રહેતાં ન આવડે તો બધી સિદ્ધિઓ છતાં ઘાણીના બળદની જેમ હતા ત્યાં ને ત્યાં લેખાય જો કે બાપુએ

* જુઓ પરિશિષ્ટ

તો એ લંગોટી–સંસ્કૃતિથી ભડકતા હોય તેમને ફૈઝપુર મહાસભામાં આશ્વાસન આપ્યું હતું કે 'હું કહ્યું છું તે વ્યવસ્થા નીચે બધાં સ્ત્રીપુરુષોને પૂરતાં અન્નવસ્ત્રો મળી રહેશે–માત્ર મારા જેવો કચ્છ નહિ, આપણે આવશ્યક વસ્ત્રોમાં સમાવેશ કરીએ છીએ તે બધાં જ મળશે. ખોરાકમાં દૂધ અને માખણ આજે લાખોને દુર્લભ છે તેનો પણ સમાવેશ થશે.'

આશ્રમમાં જે દૂધ, શાકભાજી ને માખણનું પ્રમાણ અપાય છે તે એકેએક વ્યક્તિને એમની વ્યવસ્થા આપશે જ એમ એ ધારે છે, ને એ આવશ્યક ઉત્પાદન ગ્રામઉદ્યોગ દ્વારા ન થઈ શકે ને જો યંત્રો વસાવવાની જરૂર પડે તોપણ નહિ વસાવવા જેવા અંધ આગ્રહી બાપુ નથી

આ યંત્રો વિષે પણ ઠીક ઠીક ગેરસમજ પ્રવર્તે છે.

વસ્તુતઃ યંત્રો વિષેનું એમનું આજનું મંતવ્ય કોઈ પણ વિવેકી માણસના જેવું જ છે. માણસોને પૂરું સાત કલાક કામ આપ્યા પછી, જે ઉપભોગ–મર્યાદા એમના અહિંસક સમાજે સ્વીકારી હશે તે પણ જો હસ્ત–ઉદ્યોગ વાટે પેદા નહિ થઈ શકતી હોય તો ત્યાં એ જાનવર ને પછીથી યંત્રની મદદ પણ લેવાના જ.

એમનું કહેવું તો એટલું જ છે કે આ દેશમાં જીવતાં યંત્રો જ ઘણાં છે. સાત લાખ ગામડાંના ખેડૂતો આનુષંગિક ગૃહઉદ્યોગના અભાવે વર્ષમાં પાંચ મહિના સાવ નવરા બેસી રહે છે. એને એટલા માસ માટે ઘેર બેઠાં થઈ શકે, ને સૌને ઉપયોગી હોય તેવું કામ આપો. * આ દીવા જેવી વાત કેમ નથી સમજાતી તેનું જ આશ્ચર્ય થાય છે.

* ખેતી, વસ્ત્રવિદ્યા અને હસ્તકૌશલનું જોડાણ તૂટતાં હિંદુસ્તાનની શી દશા થઈ છે તેનું માર્ક્સે કરેલ વર્ણન એના હિંદુસ્તાન વિષે લખેલ નિબંધમાં સમાજવાદીઓએ વાંચવા જેવું છે. પાછળ પરિશિષ્ટમાં એક ફકરો મૂક્યો છે તે જુઓ.

માણસને બેકાર બનાવીને કે મૂડીલર માણસોના હાથમાં એની આજીવિકા સોંપી દઈને પણ યંત્ર લાવવાની ઘેલછા સામે બાપુને વિરોધ છે. ઉપલી શરતો પળાતી હોય ને યંત્રો આવતાં હોય તો એમને વાંધો નથી. ૨૨-૬-૩૫ ના 'હરિજન'માં આવેલ એક સંવાદ જોઇએ. ગ્રામઉદ્યોગ સંઘની સ્થાપના બધાં જ યંત્રોને કાઢી નાખવા માટે નથી કરી? એમ એક સમાજવાદી બાપુને પૂછતા હતા.

'આ રેંટિયો જ યંત્ર નથી?' બાપુ જે ત્યારે કાંતતા હતા તેમણે જવાબરૂપે જ સામે પ્રશ્ન પૂછ્યો.

'હું આવા યંત્રની વાત નથી કરતો. હું મોટાં યંત્રોની વાત કરું છું.'

'તમે સિંગરના સંચાની વાત પૂછો છો? તેને પણ ગ્રામઉદ્યોગની હિલચાલે રક્ષણ આપ્યું છે, અને એ જ કારણે જે કોઈ યંત્ર બહુજનસમાજની મજૂરીની તક ન ઝૂંટવી લેતું હોય, ઊલટું વ્યક્તિની કાર્યક્ષમતામાં વધારો કરી તેને મદદરૂપ થતું હોય અને જેનો ગુલામ થયા સિવાય માણસ સ્વેચ્છાપૂર્વક એ ચલાવી શકતો હોય તેને પણ રક્ષણ મળવાનું.'

'પણ જે મહાન શોધો થઈ છે તેનું શું? તમે વીજળીનો કશો જ ઉપયોગ નહિ કરો, ખરું?'

'કોણે એવું કહ્યું? જો એકેએક ઘરમાં આપણે વીજળી આપી શકીએ, તે ગ્રામવાસીઓ પોતાનાં સાધનસરંજામ વીજળીની મદદ વડે સુધારી કે ચલાવી શકે તો હું વાંધો ન લઉં, પણ એવા સંજોગોમાં તો પછી રાજ્ય અથવા ગ્રામ્યપંચાયતો એ વીજળીઘરોની માલિકી ગખશે–જેમ આજે ચરાણની માલિકી સમસ્ત ગામ ગખે છે તેમ...

'સહુના લાભ માટે થયેલ વૈજ્ઞાનિક શોધને હું કીમતી ગણું છું. શોધ શોધ વચ્ચે પણ ફેર છે. અસંખ્ય માણસોને ક્ષણભ'

મારી નાખવાની શક્તિ ધરાવતા ઝેરી વાયુની શોધની હું પરવા ન કરું. જાહેર જગતના લાભ માટે આવશ્યક હોય, છતાં જે માણસની મહેનત વડે ન થઈ શકે તેમ હોય તેવાં કામો માટે મહાકાય યંત્રોને અનિવાર્ય સ્થાન છે. પણ તે રાજ્યની માલિકીનાં હશે ને લોકોના લાભાર્થે વપરાતાં હશે...

'પણ તમે સમાજવાદી તરીકે પણ યંત્રોના વિવેકહીન ઉપયોગની હિમાયત તો નહિ કરતા હો. છાપખાનાં લ્યો. તે તો રહેશે. વાઢકાપનાં ઓજારો લ્યો. એ થોડાં જ કોઈ હાથે બનાવી શકશે! એને માટે ભારે યંત્રો જોશે. પણ...' ગાંધીજીએ પોતાના રેંટિયાને બતાવીને કહ્યું. '**આળસને હાંકી કાઢનાર આના જેવું બીજું એકે નથી. તમારી સાથે વાત કરતાં કરતાં હું એને ચલાવી શકું છું અને દેશના દ્રવ્યોત્પાદનમાં થોડો ઉમેરો કરી શકું છું. આ યંત્રને કોઈ નહિ લગે.**'

હા, યંત્રોને પરિણામે સંપત્તિ વધતી હોય, વહેંચાઈ પણ બરાબર જતી હોય, છતાં આળસ જો વધતી હોય તો હું નથી ધારતો કે બાપુ એ યંત્ર લાવવામાં સંમત થાય. માણસને બેકાર બનાવીને જેમ યંત્રો ન વસાવી શકાય તેમ જ બેઠાં બેઠાં ખવડાવીને પણ યંત્રઘેલછાને ન અનુસરી શકાય. થોડાક કુશળ નિષ્ણાતો યંત્રની સહાયથી સૌને બેઠાં બેઠાં મબલક ખાનપાન દઈ શકતા હોય તોપણ બાપુ એ પસંદ ન કરે.

મનુષ્યનાં હાથપગ, મન, બુદ્ધિ, કલ્પના ને સંયોજનદષ્ટિ એ બધાને ઉદ્યોગમાં—ખાસ કરીને હસ્તકારીગરીમાં—ભારે મોટો અવકાશ છે. એવી કારીગરી કે ઉદ્યોગ વિનાનો માણસ અહિંસક રહી શકે તે કલ્પનાતીત છે.

કોઈ એમ કહી શકે કે નવરો માણસ કલાનો આનંદ માણશે. રોમે એવી કેવળ કલાનો આનંદ માણી જોયો ને એ ભોગવિલાસે

દુર્બલ થયું. પણ એ વાતને બાજુ પર રાખીએ તોપણ ગાંધી-વિચારણામાં શ્રમ અને કાવ્યને અલગ અલગ સ્થાન નથી. એ રીતે એમનો આદર્શ કબીર ગણાય, જેણે કાપડ વણતાં વણતાં કાવ્ય ને ફિલસૂફીના તાણાવાણાની સુંદર ચાદરનું સર્જન કર્યું. જીવનમાં નિયમિત રીતે થતા ઉત્પાદક શ્રમનું આર્થિક કરતાંય આધ્યાત્મિક મૂલ્ય છે. દેહાભિમાનની ધૂળ ખંખેરવાનું એ સાધન છે. યજ્ઞકર્મ કોઈનેય છોડવાં શક્ય નથી એ એનો પાયો છે.

કોઈ માણસ, ઢોર કે યંત્ર બીજાને એઠાં ખેકાં ખવરાવે તેમાં એ માણસના દેહની જ અવગણના ને અપમાન છે. ઉત્પાદક શ્રમ યંત્ર કરે ને અનુત્પાદક શ્રમ (મનનો કે શરીરનો) માણસ કરશે તેવી કલ્પના આ રોગી ને ભોગપ્રધાન મૂડીવાદી સંસ્કૃતિમાં ભલે કોઈ કરે, પણ અહિંસક સમાજની તંદુરસ્ત વ્યક્તિઓ તો એમાં રહેલ અવિવેકને દસ્યા સિવાય નહિ રહે. એમને મન તો પાંચ-સાત કલાકનો ઉત્પાદક શ્રમ એમનો પવિત્ર અધિકાર ને આંતરિક વિકાસ માટેની અનિવાર્ય શરત હશે.

હા, રાક્ષસકાય યંત્રોદ્યોગોનો બાપુને અણગમો છે ખરો. એમનું ચાલશે તો થોડું જીવનધોરણ ઉતારીને પણ એવા પ્રચંડ ઉદ્યોગોને લોકજીવન પર કાબૂ નહિ મેળવવા દે.

કારણકે રાક્ષસકાય ઉદ્યોગો જે કેંદ્રીય વહીવટ માગે છે એ બરાબર નથી. મૂળે તો એક માણસ બીજા માટે વિચારે તે બેમાં એકે માટે સારું નથી. એમાં આધિભૌતિક અને આધ્યાત્મિક પતનનાં બીજ છે. એમાં પરસ્પરાવલંબન નથી, પરાવલંબન છે.

ધનનો મદ એ સમાજ માટે જેટલો અનિષ્ટ છે એટલો જ સત્તાનો મદ પણ અનિષ્ટ છે. બંનેનું કેંદ્રીકરણ બહુજનસમાજના અહિંસક વિકાસ માટે ભયજનક છે. જીવન સ્વાસ્થ્યપૂર્ણ ખરું પણ વિલાસી નહિ; તેમ જ પ્રાથમિક જરૂરિયાતો ગામડું પોતે જ પેદા

કરે અને પોતે જ વાપરે, એ બે સિદ્ધાંતો કરીને બાપુએ આર્થિક તેમ જ રાજકીય કેંદ્રીકરણને ઓછામાં ઓછી હદે મૂકી દીધું છે.

બને તેટલા વિકેંદ્રીકરણનો આદર્શ જો ન સ્વીકારવામાં આવે તો સમાજવાદીઓ કહે છે તેમ કદાચ એક પ્રકારનું શોષણ તો અટકે પણ સત્તા તેમ જ વૈશિષ્ટ્યનાં નવાં કેંદ્રો ઊભાં થાય તેમ બને.

ચિંતકમણિ આલ્ડસ હક્સલીએ એના પ્રસિદ્ધ પુસ્તક Ends and meansમાં આ પ્રશ્ન ખૂબ વિશદ રીતે છણ્યો છે એ કહે છે કે 'એવું ઘણી વાર બને છે કે સામાજિક ફેરફારો વ્યક્તિ કે વર્ગની અનિચ્છનીય વલણોને એક નહેરમાંથી બીજી નહેરમાં વાળવા પૂરતા જ કારગત નીવડે. એકાદ દુષ્ટતા માટેનું જૂનું દ્વાર બંધ થઈ જાય પણ નવું દ્વાર ખૂલે દુષ્ટતા નાશ નથી પામતી પણ એને પ્રગટ થવા માટે જુદી જાતની અનુકૂળતા સાંપડે છે. દાખલા તરીકે, મધ્યયુગમાં તલવાર અને ઉમરાવવંશનું લોહી એ આધિપત્યનાં ચિહ્નો હતાં પછીના સમયમાં નાણાં અને મૂડી-જમાવટે એ સ્થાન લીધું. રશિયાના સમાજવાદી સંઘમાં ઉત્પાદનનાં સાધનોની વ્યક્તિગત માલિકી અદૃશ્ય થઈ છે, અને કોઈ પણ વ્યક્તિ માટે એવી જોડનાઓ પર મૂડીના જોરે આધિપત્ય સ્થાપવાનું અશક્ય બન્યું છે. પણ આનો અર્થ એ નથી કે સત્તાના શોખનું દમન થઈ ચૂક્યું છે નવા તંત્રમાં શક્તિ-આધિપત્યનું સ્થાન અને ચિહ્ન તે રાજકીય હોદ્દો છે. માણસો ધન માટે નથી તડપતા પણ રાજતંત્રમાં ચાવીરૂપ જગાઓ માટે તલપે છે.'

ને જેમ રાજ્યતંત્ર વધુ કેન્દ્રસ્થ તેમ તેની તકરાર-ખટપટ વધારે, અને આખરે એક યા બીજા પ્રકારના શોષણનો સંભવ પણ વધારે. બાપુના લક્ષમાં એ છે એટલે એણે દરેક ગામ અથવા ગ્રામ-સમૂહ સ્વાયત્ત થાય, પોતે પોતાની જરૂરિયાતો પેદા કરી લે, સમાજ-વાદીઓની ભાષામાં કહીએ તો *Production for market*

તે બદલે Production for use કરે એમ કહીને એણે સપાટે રાજકીય તેમ જ આર્થિક શોષણના સભવને શકય તેટલો ઓછો કર્યો છે અહિંસક મનોવૃત્તિને યોગ્ય એ રચના છે એથી જ ગાંધીજીએ ખાદીને અહિંસાના પ્રતીક સમી ગણી છે

એમની અર્થરચના જેમ કેળવણીનુ સ્વપ્ન લો વર્ધાયોજના એ એમની યોજકશક્તિનુ શિખર છે સિત્તેર વર્ષની ઉંમરે બાપુ એ કલ્પના આપી શકે છે એ એમની ચિરજીવ અને નિર્બંધ સર્જનશક્તિનો પુરાવો છે

ભારતની નવીન સંસ્કૃતિને સત્યાગ્રહ પછીની આ બીજી અગત્યની ભેટ છે સભવ છે કે અહિંસક સંસ્કૃતિનો એ પાયો બને

આમાં પણ બાપુ હમેશની જેમ અહિંસક જીવનપરાયણ છે ગઇકાલની કેળવણી હિંદુસ્તાનીને અરાષ્ટ્રીય તો બનાવતી જ હતી, પણ સામાજિક ઘટક તરીકે એને આરામપ્રિય અને પરોપજીવી બનાવતી હતી વિશાળ જનસમાજના રોજ-બ-રોજના જીવન સાથે કશો જ સબંધ નહિ ધરાવતી હોવાથી નિરર્થક નીવડતી એણે શ્રમ અને બુદ્ધિ, કાવ્ય અને શ્રમનો વિચ્છેદ કર્યો હતો શ્રમમા જ્યારે બુદ્ધિ તથા કાવ્ય ન ભળે ત્યારે પછી શ્રમ એ વેઠ અને પડેની જ તક ફગાવી દેવાનુ મન થાય એવો અસહ્ય બોજો બની જાય છે અને બુદ્ધિ પણ જ્યારે શ્રમપરાયણ તથા કાવ્ય સસ્કારિત ન હોય ત્યારે પરભક્ષી રાક્ષસ જેવી ભયાનક અને નિષ્ઠુર બની જાય છે પરોપજીવી સમાજના અસ્તિત્વની જડ આ બનેનો વિયોગ રાખવામા જ છે

ગઇકાલની કેળવણી લઈને ગામડિયો હાથમાં હળ ઝાલી શકતો નહોતો એના જ ગામડાના જીવનમાં ભરેલ સૌંદર્ય અને રસૌષધિનુ પાન કરવાની વૃત્તિ કે તાકાત એની કેળવણી આપની

નહોતી. તેની જ રીતે ગામડાના વિશ્રી જીવન માટે એનુ દિલ દ્રવતું નહોતુ. એને હ્રાઈન નદી પરનાં શહેરોની ખબર હતી પણ પોતાનું ખેતર કઈ દિશામાં આવ્યું તેની ખબર નહોતી. કૅપીલિયરી ઍટ્રૅક્શનનો નિયમ મુખપાઠ કર્યો છતાં એનાં ખેતરોમાં ઊભરાતો લીલોછમ ઘાસટિયો અને ડોલરિયા ધઉં એ નિયમને પરિણામે પૃથ્વીને ધાવી રહ્યા છે, ધરતી એના વક્ષસ્થળમાં ઊંડે ઊંડે સંઘરેલુ અમી એ નિયમને વશવર્તીને ઉપર લાવી રહી છે, કેશાકર્ષણના એ નિયમનું આ વિશ્વવ્યાપી છતાં એના જ ઘરમાં પડેલું રૂપ એ નિહાળી શકતો નહોતો. Conservation of energy નિયમ શીખ્યા છતાં એની આજુબાજુ પથરાઈ રહેલી એને ખવરાવતી-પિવરાવતી વનસ્પતિસૃષ્ટિ શંકરની પેઠે એના મોંમાંથી નીકળેલ ઝેરી વાયુને પચાવી અમૃત સમાન ઑક્સિજન પાછો આપી એને જિવાડે છે એ ઈશ્વર-પ્રકૃતિના મહિમાની ઝાંખી એને થતી નહોતી. બહુ તો એને મન ઝાડ માત્ર એક બાળવાનું, કાપવાનું કે ફળ ખંખેરવાનું એક સાધનમાત્ર હતું. બાપુની યોજના સમજેલા નવીન કેળવણીના ઉપાસકો એના પાઠો ગામડાંનાં આંબાવાડિયાં, નદીનાં કોતરો, વાઘરીઓના કૂબા, ખેડૂતો કોસ, લુહારની ધમણ, મોચીનો વીંગડો ને ચમારના કુંડ પાસેથી શીખે છે. એની શરૂઆત ' બા ચા પા 'થી નહિ થાય. એ કોરી ભાષા નહિ શીખવે. જીવનના એ દ્વારા વ્યાપક અનુભવ કરાવશે. ગઈકાલની કેળવણી જીવનવિમુખ હતી. એના ગણિત-વિજ્ઞાન, ઇતિહાસ-ભૂગોળ બધા જ વિષયો વિદ્યાર્થીના અંગત, કૌટુંબિક કે સામાજિક જીવનને નહિ સ્પર્શતી ભૂમિકાથી શરૂ થતા અને ત્યાં ઊંચે અને ઊંચે વિરમતા. ત્રિશંકુની પેઠે એમાં ભણેલ વિદ્યાર્થીના મોટા ભાગથી નહોતુ પાછા ધરતી પર અવાતું કે નહોતુ ઊંચે સ્વર્ગમાં જવાતું. ભૂતયોનિ પેઠે એને લલાટે તો ધ્રુવતારા વિના ભટકવાનુ રહેતું.

જીવન જે દરેક વિદ્યાની પ્રયોગભૂમિ છે એના પગ ભણતરનાં આંગણા પણ અડકતાં નહિ કાઠિયાવાડનો બાળક ઇતિહાસમાં ઍલિઝાબેથે ફ્લેન્ડર્સના ઊની વણકરોને આપેલ આશરાની વાત ગોખે અને પોતાના ગામમાં જ આવેલ વણકરવાડાની તપાસ ન કરે, સત બેકેટની વાત પડે ને પોતાના જ ગામને ખૂણે પડેલ સતસમાધિ કે પાદરે આવેલ પાળિયાને દીવો કરવા જવાનુંય મન ન થાય– તો એના ભણતરમાં જ ક્યાંક દોષ છે એમ સમજવું રહ્યું ગોથી જીના કથન મુજબ જીવનના પ્રત્યક્ષ અનુભવ પર નહિ રચાયેલી ને જીવનના આવિષ્કરણ દ્વારા જ નહિ દિખવાયેલી વિદ્યા સોમાથી નવ્વાણુ વાર સાચી હોતી નથી. એટલે જ વિદ્યાર્થી જ્ઞાન ને સમાજ-શાસ્ત્રનો અભ્યાસ પૂરો કર્યા પછી પણ એ વિજ્ઞાન ગામડાંની ખેતીમાં, પાણીના વહેનમાં, સુતારની કોઢમાં કે ભરવાડના નેસડામાં કેમ લાગુ કરવુ અથવા તો કેમ માણવુ એ જાણી શકતો નથી વિજ્ઞાન, ઇતિહાસ, ગણિત, ભાષા એ વ્યક્તિ તેમ જ સમૂહ જીવનના આકલન માટેની ચાવીઓ હોવા છતાં એ એને કશી જ સહાય આપી શકતા નહોતા બુદ્ધિ હોય છે તો ત્યાં એને ખેડવા માટેનુ જીવનસામર્થ્ય હોતુ નથી, ને કોઈ પાસે સામર્થ્ય હોય છે તો દિશાસૂચક બુદ્ધિ અને નિર્મળ રસવૃત્તિ હોતી નથી. પરિણામે બુદ્ધિ અને કલા વિનાસ બન્યા છે, ને શ્રમ એ વૈતરુ

અહિંસક સમાજને એના સતાનોને બુદ્ધિ તથા કલાદષ્ટિએ વિનાસના કીચડમા ગદોળાવા દઈ નવી જાતના પરોપજીવી અથવા અર્ધપંગુઓ પેદા કરવાનું ન પોસાય એણે તો બુદ્ધિ તથા કલાને પણ સર્વક્ષેમકર કરવા પડે એટલે અહિંસક માણસ શ્રમ અને બુદ્ધિનાં લગ્ન કરી કાવ્યરસ દ્વારા એને સત્કારશે બુદ્ધિ એના શ્રમને વૈતરુ કે અનુત્પાદક બનતો અટકાવશે ને કાવ્યની સજીવની શ્રમની સાર્થકતાનુ ભાન કરાવશે

ને આજ સુધીના ઇતિહાસ સાથે પણ એ જ બંધબેસતું છે.

માનવીના આજ સુધીના જ્ઞાનસંચયનું મૂળસ્થાન હતું અનુભવ, અનુભવ પર વિચાર કરી, સુધારેલ અનુભવ ને છેવટે નિશ્ચિત જ્ઞાન. આમ કર્મ એ જ્ઞાનનું આદિસ્થાન હતું. માનવજાતને વિધવિધ પ્રકારની રચનાઓ કરવામાં જે હારજીત મળી તેનું સરવૈયું એ આજનો જ્ઞાનરાશિ છે. વિજ્ઞાન લ્યો કે સમાજશાસ્ત્ર લ્યો કે ભૂગોળ લ્યો—એ જ્ઞાનભંડારની સમૃદ્ધિ કોઈ દેવે પુસ્તકરૂપે તૈયાર કરી માનવીઓને ભેટ નહોતી આપી. એ જ્ઞાન તો પેલા ક્રાંતિ ભેજાંના એકલપંથી શોધકોએ તોફાની ઝંઝાવાતો ને અનભેદ્ય અરણ્યોમાં ઝંપલાવીને પ્રાપ્ત કર્યું છે. વૈજ્ઞાનિકોની સાધના ને ભગીરથ પુરુષાર્થ તો કોઈ મહાકવિની કલમની વાટ જ જોઈ રહ્યાં છે. જ્ઞાનમાત્ર માનવીએ અનેક ભૂલો કરી, પડી—આખડી વળી પાછાં બેઠાં થઈ કર્મ કરતાં કરતાં મેળવેલ છે.

આ સત્ય ગઈકાલ સુધી આપણે ત્યાં કેળવણીમાં નહોતું દેખાયું. હાથનાં ટેરવાં ને અન્ય ઇંદ્રિયો કેળવણીમાં જબ્બર વાહન છે તે ભુલાઈ ગયું હતું. એટલે કર્માનુભવ દ્વારા કેળવણીને બદલે સ્મરણશક્તિ દ્વારા કેળવણી આપવાની અવળી ગંગા ચાલી હતી. બાપુએ સમાજવ્યાપી કે સ્થાનિક ઉદ્યોગના કર્માનુભવ દ્વારા કેળવણી આપવાનો મંત્ર આપીને એ ગંગાને સવળી દિશામાં વાળી કાવ્ય, સમાજોપયોગી શ્રમ ને બુદ્ધિનો ત્રિવેણીસંગમ કર્યો છે. એમાં જે સ્નાન કરે એનાં ત્રિવિધ પાપ—આળસ, કાયાભય, ને જાય—ધોવાઈ જાય એમાં કશી શંકા નથી.

•

આમ એમની એક એક પ્રવૃત્તિ પાછળ આવતો અહિંસાનો દોર જો જોવામાં આવે તો એ પ્રવૃત્તિઓ અતાર્કિક કે અસંબદ્ધ નથી પણ એક સમર્થ પ્રજાપતિનું સ્વપ્નું છે એમ સમજી જશે. અરે,

વૈદ્યકવિદ્યાને પણ એ રીતે ઝોક આપવાના કે લોક આરોગ્ય જાળવતાં પહેલાં શીખે, ને દવાની જરૂર પડે તોપણ આજુબાજુની ટેકરીમાંથી જ વનસ્પતિઓ શોધી રોગનિવારણ કરે. કપડાં ગામમાંથી, અનાજ ગામમાંથી, તો દવા પણ આજુબાજુના પ્રદેશમાંથી જ નિપજાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. એલોપથી તરફ મોં વિકાસી બેસી ન રહેવાય.

એમાંની કેટલી ભારતવ્યાપી રહેશે ને કેટલી વિશ્વવ્યાપી થશે, આજે થશે કે સેંકડો વર્ષે થશે, એ કહેવું અલબત્ત મુશ્કેલ છે–નક્કી કરવાની સામગ્રી પણ ઓછી છે. એના વિષે વિચાર કરવાનો તો રહે છે, પણ બીજા દેશો વિષે આ અર્થરચના કે જીવનદૃષ્ટિ લાગુ થવા વિષે ચોક્કસ નિર્ણય આવે કે ન આવે પણ એમની પ્રવૃત્તિ પાછળનો આત્મા હાજરાહજૂર છે, ને જો Word killeth but spirit saveth એ સુવાક્ય સાચું હોય તો વસ્તુના આત્માનું દર્શન થાય એટલું જ બસ છે.

આજના ભારતવર્ષમાં ખાદી, ગ્રામોદ્યોગ, સત્યાગ્રહ ને વર્ધાયોજના એ ત્રિવેણીસંગમ જેવાં પાવનકારી છે એમાં લેશમાત્ર સંશય નથી. જે દેશમાં અપાર લોકો નવરા છે ત્યાં યંત્રયુગ લાવવાની વાત કરવી એ હકીકતોનું અજ્ઞાન બતાવે છે. આર્થિક શોષણને અટકાવવાની સુસંગત યોજના રજૂ કરતા સમાજવાદની planned economy માં પણ મધ્યબિંદુએ પણ અફાટ જનસંખ્યા જ રહેવાની. પાઘડીએ માથા સાથે બંધ બેસવું જોઈએ, પાઘડી માટે થઈને માથું છોલાવવું એનું નામ તો planned economy ન હોઈ શકે.

હિંદુસ્તાનમાં કામ માગતી જનસંખ્યા છે. પંદર કરોડ એકરથી વધુ જમીન હજુય વપરાશ વગરની પડી છે. આ દેશમાં જીવનને આવશ્યક એવી ચીજોમાં ગ્યાસતેલ સિવાયની ઘણીખરી

ચીજો થાય છે કે થવાનો સંભવ છે. ઇતિહાસ એમ સાક્ષી પૂરે છે કે એક દિવસે આ દેશનાં ગામડાં પૂરું સ્વાયત્ત જીવન જીવતાં જ હતાં. * અહીં હજુ સાદા જીવનનો મહિમા હયાત છે. એ સ્થિતિમાં આ દેશનાં ગામડાં કે ગ્રામસમુહો સાદું છતાં સંસ્કારી જીવન લગભગ સ્વાયત્ત રીતે જીવી શકશે એમ ધારવું તે જરાય વધારે પડતું નથી. પણ દરેક ગામ મુખ્યત્વે પોતે પોતાનું ઉત્પન્ન કરે ને વાપરે, ચાલે ત્યાં સુધી બહારથી માલ લે નહિ ને બહાર માલ ફગાવે નહિ એ વાત વિશ્વરચનાના પાયા તરીકે અન્ય દેશોમાં ચાલી શકે તેમ છે!

કોઈ પણ પ્રકારનો ચોક્કસ અભિપ્રાય કહેવો તે દુસ્સાહસ છે. જોકે આજે એનો નિર્ણય કરવાની વેળા પણ આવી નથી, છતાં એ વિષે આંખો કરી લેવામાં પણ હરકત નથી.

---

* "The village communities are little republics having nearly everything they want within themselves and almost independent of any foreign relations. They seem to last where nothing else seems to last. Dynasty after dynasty tumbles down, revolution succeeds to revolution But the village community remains the same. This union of village communities each one forming a separate little state in itself, has, I conceive, contributed more than any other cause to the preservation of the peoples of India through all the revolutions and changes which they have suffered, and is in high degree conductive to their happiness and to the enjoyment of a great portion of freedom and independence.

*Sir Charles Metcalfe Report-Select com. of House* of commons 1832. V. III P. 337. Quoted in Local self govt. in India By Radha Kumud Mukharji

ગ્રામઉદ્યોગની વિશ્વવ્યાપી હિમાયત કરતાં પહેલાં એ વસ્તુ એના હિમાયતીએ કરવી પડશે, ને તે એ કે, યંત્રોને વિદાય આપતાં છતાં દુનિયાની આજની ઉત્પાદનશક્તિ બહુ ઘટવી નહિ જોઈએ, એટલું જ નહિ પણ અમુક અંશે કદાચ ઉત્પાદન વધારવાનું રહેશે. કારણકે વિશાળ ગ્રામસમુદાય હજુ તો લગભગ ઢોર જેવું જીવન જીવે છે. એનું ખાવાનું, વસ્ત્રો, બાળકેળવણી, વૃદ્ધાવસ્થાનો આરામ બધું જ હજુ નીચા ધોરણે છે. ૬૦ વર્ષની ટગમગતી ડોશીને બળતણની ભારી વેચવા નીકળવું પડે, દસ વર્ષના બાળકને ઘરમાં આવકનો ઉમેરો કરવા સૂર્યના પ્રકાશનેય રૂંધતા કારખાનામાં મજૂરી કરવા જવું પડે, માતાએ કામ પર ચડવા માટે નવજાત શિશુને અફીણની ગોળી પિવડાવવી પડે—એ બધું ગ્રામઉદ્યોગમાં માનતા હો કે યંત્રમાં પણ શરમાવનારું છે. જો ગ્રામઉદ્યોગને પરિણામે આ સ્થિતિ સુધરવાને બદલે જીવન-ધોરણ ઘટવાનું હોય તો બીજી રીતે શોષણહીન સમાજ રચવાની બાંયધરી આપતા સમાજવાદી શાસનબદ્ધ યંત્રોદ્યોગ આવકારદાયક છે.

એટલે, પહેલું તો જે અન્ય દેશો આજે યંત્રયુક્ત થયા છે તેને ગ્રામઉદ્યોગમય કરતાં પહેલાં જીવનધોરણને આવશ્યક ઉત્પાદન આપણી પદ્ધતિ કરશે કે નહિ તે વિચારી લેવું પડશે. એનો અર્થ એ કે એવા દેશોમાં ગ્રામઉદ્યોગોએ એમનાં સાધનોમાં સંશોધન કરી એનું ઉત્પાદન વધારવા તરફ ધ્યાન આપવું પડે.

એ વિચારતાં એવા દેશો પણ નીકળવાના કે જ્યાં કપાસ, શેરડી, ચા, રેશમ, ચોખા થતાં જ ન હોય. જ્યાં ફળઝાડનો ઉછેર અસંભવિત પણ હોય. તેવી જગ્યાએ બહારથી લાવવું નહિ ને બહાર નાખવું નહિ એ નિયમનો અમલ કરતાં પહેલાં માર્ગ શોધવાનો રહે.

અલબત્ત, દુનિયા હિંસાનું ગાંડપણ મૂકી દે ને અહિંસા–સહ-

કારને સ્વીકારે તો તો રાષ્ટ્રસંઘ સમર્થ વૈજ્ઞાનિકોની મદદ લઈને તેવા દેશમાં પ્રાથમિક જરૂરિયાતની ચીજો થાય તેવો પ્રયત્ન કરી શકે મીસુરી ને સાઈબીરિયામાં ઉછરેલાં ગરમ પ્રદેશનાં ફળઝાડો, વનસ્પતિસૃષ્ટિના જાદુગર બ્યુરબેન્કે કરેલ પોમેટો ને વિરોધી હવામાનમાંય ઊગે તેવા ઘઉંની જાતો, કેલિફોર્નિયા યુનિવર્સિટીના ડૉ. ગેગીકે ઉછેરેલ પંદર ફૂટ ઊંચા ટમાટાંછોડ—એ બધું પ્રત્યેક ગામ નહિ પણ પ્રત્યેક પ્રદેશ લગભગ પૂરો સ્વાયત્ત થઈ શકે તેની સભવિતતાઓ બતાવે છે. શેરડીની-કપાસની એવી મિશ્ર જાતો મેન્ડેલના નિયમની દોરવણી નીચે કેમ ન ઉપજાવી શકાય કે જે જુદા જુદા વાતાવરણમાં ઊગી શકે ને ઊગતાં સુધીના થોડા સમય માટે એક ચીજને બદલે બીજી ચીજથી ચલાવી લે-જેમકે કપાસને બદલે ઊન.

વીજી પણ મુશ્કેલી છે. યંત્રના વિકાસે કેટલાક દેશોનું ઉત્પાદન ઘણું વધાર્યું છે, ને સાથે વસ્તી પણ ઘણી વધારી છે. એવા દેશોને આજે સ્વાયત્ત અર્થરચના પર જવાનુ કહીએ તો મૂંઝવણમાં આવી પડે સ્વાયત્ત અર્થરચનામાં એ દેશે એની ખાદ્ય તેમ જ ઈતર સામગ્રી પોતે જ પેદા કરી લેવી પડે, જે વર્તમાન વસ્તી, ઉપલબ્ધ જમીન તથા ગ્રામઉદ્યોગોની ઉત્પાદન-કક્ષા જોતા ઘણી વાર શક્ય ન હોય આપણે ઈંગ્લંડનો જ દાખલો લઈએ. ગ્રેટબ્રિટન ને આયર્લૅન્ડની વસ્તી ૧૮૦૧મા એક કરોડ ને આઠ લાખ હતી, આજે એકલા ગ્રેટબ્રિટનની જ વસ્તી ચાર કરોડ ને સાઠ લાખ છે આ અસાધારણ વસ્તી-વધારાનુ કારણ હતુ વ્યાપાર ને ઉદ્યોગવાદ એ જ વર્ષમાં ઈંગ્લંડનુ કોલસા-લોખંડનુ ઉત્પાદન કૂદકે ને ભૂસકે વધવા માંડયું. ઈંગ્લંડના વ્યાપાર અંગેની આવકના જ આકડા જોઈએ ૧૭૯૧મા ગ્રેટબ્રિટનની વ્યાપારી આવકજાવક ૩ કરોડ ને ૭૦ લાખ પાઉંડની હતી ૧૯૦૧મા તે ૮૭ કરોડ પાઉંડની થઈ ૧૭૬૪માં જેની વ્યાપાર અંગેની ચાલુહોદ્દે આવક

પા શિ પે ૪—૧—૩ હતી તે ૧૮૮૦મા પા શિ પે ૧૬—૬—૦ થઈ

આ અનર્ગળ યંત્રોત્પાદનને જોરે એમણે બાકીની જરૂરિયાતો અમેરિકાની કુંવારી ભો પાસેથી કે એશિયાના મહાદ્વીપકલ્પમાથી હોલેન્ડ કે ડેન્માર્કમાથી ખરીદ્યા કરી–આવકની સાથેસાથ વસ્તી પણ વધ્યા કરી

હવે આજે ઈંગ્લંડ એની બજારો બધ થાય તો શુ કરે? અમેરિકા હાથમાથી ગયુ ત્યારે બધો બોજો હિંદ પર નાખ્યો હિંદ છટકશે ત્યારે કદાચ પછાત આફ્રિકા કચગશે

ઈંગ્લંડ આ અર્થરચના તો જ સ્વીકારી શકે જો એની વસ્તી એ રચનામાં સસ્મારી જીવન જીવી શકે આજે ઇંગ્લંડ પાસે બે કરોડ એકર જમીન ખેડવાણ છે બહુ જ વૈજ્ઞાનિક રીતે ખરામો પણ ઉપયોગમા લે તો ત્રણ કરોડ એકર થાય માડ ૦॥ થી ૦॥ એકર જમીન માથાદીઠ આવી આ પ્રકૃતિવિભૂષિત વિજ્ઞાન એ પોણા કે એક એકરમાથી ગ્રામઉદ્યોગના સાધનો વડે જીવનધોરણ ટકાવી શકાશે એમ બાયધરી ન આપે ત્યા સુધી એને ગ્રામઉદ્યોગમય સ્વાયત્ત અર્થરચનાની વાત ગળે ઊતરવી મુશ્કેલ છે

એની જ રીતે જર્મનીનુ જર્મનીની વસ્તી યંત્રોત્પાદનને પરિણામે એટની જ ઝપાટાબધ વધી છે ૧૮૧૧મા એની વસ્તી બે કરોડ હતી, ૧૮૧૩મા તે પોણા સાત કરોડે પહોચી. કોલસાનુ ઉત્પાદન તે સમય દરમિયાન જ ૩ કરોડથી ૧૯ કરોડ ટને પહોચ્યુ તેનુ જ બીજા દેશો વિષે મળી આવે

એટલે, ગ્રામઉદ્યોગ પર રચાયેલી સ્વાયત્ત અર્થરચના બધા જ દેશોને પોસાશે કે કેમ તે કહેતા પહેલા ગ્રામઉદ્યોગનાં સાધનોની ઉત્પાદનશક્તિ, તે દેશની વસ્તી, ખેડવાણ જમીન, કટિબધ, હવામાન એ બધાનો વિચાર કરવો પડે

સમશીતોષ્ણ કે ઉષ્ણ કટિબંધમાં પ્રકૃતિની અમી-નજર નીચે ઊછરના ચીન કે હિંદુસ્તાન જેવા દેશના રહીશોને યંત્ર કરેલ ઉપકારોનું ભલે બહુમૂલ્ય ન લાગે, પણ બીજા વિપરીત હવામાન નીચે રહેનાર પ્રકૃતિના સાવકા છોકરાઓની દૃષ્ટિએ પણ આપણે આ યંત્રોદ્યોગ ને આપ-લેના પ્રશ્નને વિચારવો ઘટે. વર્ષના ચાર-પાંચ મહિના જે સ્ત્રીઓને ઘેર પણ બહાર ચાલવા જવાની અનુકૂળતા નથી એમને વેગમેદ્દ ઘડિયાળ બનાવી કાંઈક પહોંચડારી આવકમાં ઉમેરો કરવાની તક છે તે યંત્ર ને આપ-લેને પ્રતાપે, નોર્વેની જે પહાડી ભૂમિ ખેડાઈ શકે તેમ નથી તેના જંગલો કાગળના જથ્થારૂપે પલટાઈ શકે તેમ છે ને લાખો નોર્વેવાસીઓને આજે નભાવે છે તે પણ આપ-લેને લીધે જ. જર્મનીમાં જે ઋતુમાં પહેલાં કોબીનું પાંદડું પણ ન ભળાતું ત્યાં આજે ઑસ્ટ્રેલિયાના ફળો ખવાય છે તે પણ વિજ્ઞાન ને આપ-લેને પ્રતાપે છે.

હું પરમ્પરાનુગમન પર નભવાની હિમાયત નથી કરતો. યંત્ર ને આપ-લે વિષે વિના કારણ સાગી પેઠે સૂગ ઘણા ગાંધીવાદીઓમાં જોઈ છે એ માટે લખવાનું મન થાય છે. આપ-લે જરૂર ન કરીએ, પણ પ્રત્યેક દેશને આપણી જેમ જ સ્વાવલંબી કે સ્વાયત્ત કરવામાં મદદ કર્યા વિના ન રહીએ.

એટલે, આપણે અન્ય દેશોને માટે ગ્રામઉદ્યોગ ને સ્વાયત્ત અર્થરચનાની હિમાયત કરતા પહેલાં આવા દેશોને ખાતરી કરાવી આપવી જોઈએ કે તમારામાંના શ્રમજીવીઓનું આવશ્યક જીવન-ધોરણ નહિ ઘટે, ઋતુ તથા શરીરને અનુકૂળ વસ્ત્ર-ખાનપાન મળશે ને મુખ્યત્વે એ ચીજો તમારા દેશમાં જ પેદા કરવાનું આપણે વિજ્ઞાનને ફરમાવશું ને તે દરમિયાન અમે એટલું વધુ પેદા કરી નિર્વ્યાજ સહાય આપશું. એમ નહિ કરીએ તો પ્રકૃતિરંજિત દેશો પર પહેલા બન્યું છે તેમ જ અન્ય દેશની વધારાની વસ્તી જે આજે

આપ-લે કરી જીવન ટકાવી રહી છે તે ધાડાં ને ધાડાંરૂપે ફળરૂપ દેશો પર ઊતરશે.

મારું પોતાનું ઘર બાંધતી વખતે જેમ હું પાડોશીનો સાવ વિચાર કર્યા વિના રહી શકતો નથી, માર્ગ નેવાં, છજાં, કરા, ખંચાળી-એ બધું શક્ય હોય ત્યા સુધી પાડોશીને વિઘ્નકર્તા ન થાય તેવી રીતે ગોઠવું છું, તેમ જ આપણું નવવિધાન કરતી વખતે આટલી વિશ્વદૃષ્ટિ રાખ્યા સિવાય ગડી શકાશે નહિ. પિંડ અને બ્રહ્માંડ, સ્વ અને પરની જેમ જ આ દેશ ને અન્ય દેશની વચ્ચે પ્રેમરૂપ સાંકળ છે ત્યારે આટલું વિચારનું એ ધર્મરૂપ છે. સાચો અહિંસક તો ઘણીવાર પોતાને ભોગેય અન્યને બચાવે છે ગાંધીની કલ્પનાનું હિંદુસ્તાન સ્વાર્થપટુ નહિ હોય પણ પરમાર્થનિષ્ઠ હશે. એ પિંડ-બ્રહ્માંડ-ન્યાયે પોતાનું ને બીજાનું કલ્યાણ જ કરશે. એ બીજા દેશો પણ પોતાની જરૂરિયાતો ગ્રામઉદ્યોગના સાધનો દ્વારા જાતે જ પેદા કરી લે એવો આગ્રહ રાખશે એવા થવામાં બીજાને મદદ કરવા પણ તૈયાર હશે, એનું કારણ પોતાને જ સુરક્ષિત રહેવું તે ભાવના નહિ હોય પણ ભૂલમાય-કાળે કરીનેય પેલો દેશ જો સ્વાવલંબી ન થાય તો કોઈ એને ડરાવી-લોભાવી પાગળો કરી ન મૂકે તે શુભેચ્છા હશે

આવી શુભેચ્છા કે સહાય બાપુની નજર બહાર નથી તે નીચેની વાત પરથી જણાશે. એમણે એક અમેરિકન પત્રકારને કહેલુ, 'એનો એ અર્થ નથી કે પશ્ચિમની પ્રજાઓએ વિજ્ઞાન અને સંગઠનની બાબતમા જે અદ્ભુત પ્રગતિ કરી છે તેનો દુનિયાને કશો ખપ નથી, એનો અર્થ એ જ થયો કે પશ્ચિમની પ્રજાઓએ પોતાની કુશળતાનો ઉપયોગ બીજાને આપવો રહ્યો અમેરિકા કહે છે કે 'જ્યાં બીજી પ્રજાઓ ઘઉંનું એક કણસલુ પેદા કરી શકે છે ત્યા અમે બે હજાર પેદા કરી શકીએ છીએ' તો અમેરિકાએ

એ કળા જે શીખવા માગે તેને મફત શીખવવી જોઈએ, પણ **આખા જગતને માટે ઘઉં પેદા કરવાનો વિચાર ન કરવો જોઈએ, નહિ તો દુનિયાના બાર વાગી જાય*** '

' પ્રત્યેક પ્રદેશ જો પોતાની થોડીક જરૂરિયાતો ઘટાડીને પણ અન્ય દેશ તેમ જ વિજ્ઞાનની સહાય લઈ સ્વાયત્ત જીવન જીવી શકે તો યુદ્ધનો સંભવ કેટલો ઘટે ? † એ રીતે જગતનું નવવિધાન કરવું

---

* વ્યાપક ધર્મભાવના ૧૩૮

† Replacement of steam-power by electricity has *emancipated industry from the shackles of geology* It can dispense with coal **It seems then that the *trade across frontiers in the common goods* of daily life must go on declining** Though the brisk export of machinery will continue Science is bringing us repidly back to the state of early civilization in which every village had its own smith, its weaver and its potter, Modern unit however is not the village, it is the tarrif area the national state or the empire

**Why Capitalism means War p 69**

Coal and steel and copper, Silk and wool and cotton, *wood and rubber and oil have served* us well Some of them will continue to serve us either in their present form or in new unexpected shape. But beside them are growing up a host of new materials created by the chemist or made possible by new sources of power, Some of these new materials are already better and cheaper than the natural products

The organic chemist is giving us freedom of world materials Increasingly he is able to choose his

તે અગાઉના કોઈ કાળ કતા આજે ઉધી શોધો પછી વિશેષ શક્ય બન્યું છે

*

ખાદી-ગ્રામઉદ્યોગોને અહિંસક ભારતવર્ષમાં તો ચોક્કસ સ્થાન છે જ વિશ્વ વ્યાપી વ્યવસ્થામાં એ કેટલો ભાગ ભજવી શકે એનો નિર્ણય કે અમલ કરવો બને મુશ્કેલ હોય, પણ સત્યાગ્રહ, અવિનય કાનૂનભંગ એ તો વિશ્વકલ્યાણનો અમોઘ છે જ એ વિશે શંકા નથી- ઉલટુ બદલ પરિસ્થિતિ જોતાં સત્યાગ્રહનું શસ્ત્ર સર્વવ્યાપી બને એવી અનુકૂળ પરિસ્થિતિ આજે જેવી છે તેવી ક્યારેય નહોતી

માનવી-માનવી ને રાષ્ટ્ર-રાષ્ટ્ર વચ્ચેના ઝઘડાના નિકાલ માટે યુદ્ધ એ આજ સુધી પ્રસ્થાપિત કાયદા તરીકે ચાલ્યા કર્યું છે હજારો વરસથી માનવજાતે એ સાધનનો અખતરો કર્યો છે War for liberty, war for justice, war to end war એવી કાઈ કાઈ શુભભાવનાઓ વડે એને શણગારવા-મઢવા પ્રયત્ન કર્યો છે છતા આજે આકાશ હવાઈ જહાજોથી છવાઈ ગયુ છે, સાગરમા વિનાશિકાઓ ને યુદ્ધજહાજો ઘૂમે છે, જમીન પર રાક્ષસી ટેંક શહેરો ભાગતી, બાળતી, છિન્નભિન્ન કરતી- શાન્તિઓની જેમ ઘૂમી રહી છે દુકાનો દારૂગોળાની વખારો બની ગઈ છે આકાશમાં જાણે હજારો નવનોઢાની મોત-સજા

starting point according to local convenience We can make sugar from cane beet or wood We can make rubber or textile fibres from coal or wood or oil which ever is locally abundant or from any source of cellulose Ancient framework of climate and soil and mineral wealth is becoming less rigid

Science and world resource By R Palmer
Quoted in Empire of democracy P 69

જાઈઓ પથરાવા માંડી છે. જર્મન અંગ્રેજને ધિક્કારે છે, અંગ્રેજ રશિયનને ધિક્કારે છે, રશિયન જાપાનીઝને ધિક્કારે છે એક પછી એક દીવા રામ થતા હોય તેમ દીવા ડૂબતા જાય છે વેર-ધિક્કાર-પ્રતિહિંસાનું મોજુ જાણે આખા વિશ્વને ડુબાવી દેવા ફરી વળ્યું છે. વિશ્વાકાશમાં ફરીવાર સરમુખત્યારીનો રાહુ કૂદી આવ્યો છે એ સરમુખત્યારની વાણી છે: 'Guns are more important than butter'*—'The order of the day is more ships, more guns, more aeroplanes, at whatever cost, by whatever means, even if we have to wipe out completely what is called civilian life.'†

ચિંતકો ને શાંતિચાહકો આ વાણી સાંભળીને મૂંઝાઈને ઊભા છે. War to end war કહેનારાની જીભ સિવાઈ ગઈ છે.

પણ આમ બને એમા કશી નવાઈ નથી એનો અર્થ તો એટલો જ કે શેતાનની ઉપાસનાથી ઈશ્વર મળતો નથી ગમે તેટલી દલીલ કરીએ પણ નરકને રસ્તેથી સ્વર્ગે જવાતું નથી આગથી આગ નથી શમતી, વેરથી નહિ, પણ ક્ષમાથી વેર શમે છે એ ઋષિવાક્યો હજુ વાસી નથી થયા.

સામાન્ય વ્યવહારમાં કોઈ એમ કહે કે હું લુચ્ચાઈ, દગાખોરી કે ચોરી કરીને મને તેમ જ સૌને સુખી કરવા માગું છું, તો સૌ એને ગાંડો કહેવાના, પણ રાજકારણમા કોઈ એમ કહે કે હું અસત્ય ભાષણ, અત્યાચાર, અન્યાય ને કપટ દ્વારા સમાજને વધારે ન્યાયી, વધારે સદાચારી ને વધારે સુખી કરવા ધારું છું,

* ગોરીંગનું વાક્ય-Quoted in World politics

† મુસોલીનીનું ભાષણ-Quoted in S. Radhakrishna's Mahatma Gandhi, 265

તો એમાં સામાન્ય જનસમાજ કે બુદ્ધિશાળી કોઈ ખાસ કાંઈ વાંચી લેવા જેવું ગણતા નથી-ઊલટું એવાં વ્યાખ્યાનો તાળી-ઓના ગડગડાટથી વધાવી લેવાય છે ને કોઈ ગાંધીજી જેવો વિરોધ કરી કહે કે અત્યાચાર દ્વારા સદાચાર ( ન્યાય ) સ્થાપવાની વાત કરવી એ તો વદતોવ્યાઘાત છે, તો એ પાગલ, વેરાગી ને અવ્યવહારુ ગણાય, પણ લૉર્ડ સેન્કીએ બાપુને આપેલ અંજલિના શબ્દોમાં કહીએ તો 'લાખે ગાજે તો આ વૈરાગીઓ જ પેલા રાજનીતિજ્ઞોને હંગવે છે.'

આજનું વિશ્વયુદ્ધ એની સાબિતી સિવાય બીજું કશું નથી. યુદ્ધસામગ્રીના ગંજેગંજ શું બાજરો લણવામાં તો થોડા વપરાય છે? આટઆટલું વેર, આટઆટલું શોષણ, આટઆટલી હિંસાનું પરિણામ જો વિશ્વશાંતિ કે વિશ્વપ્રેમમાં આવે તો તો કુદરતનો કાયદો વિફળ જાય ને?

ભગવાન વેદવ્યાસે તો આ સત્યનું પ્રતિપાદન પાંચ હજાર વર્ષ પહેલાં જ કર્યું હતું. દ્રુપદ દ્રોણનું અપમાન કરે એટલે દ્રોણ એનો બદલો લેવા પોતાના શિષ્યો પાસે હંગવી એને બાંધે. દ્રુપદ વળી પુત્રેષ્ટિયજ્ઞ કરી દ્રોણનું માથું વાઢે એવો પુત્ર મેળવે ને વળી અશ્વત્થામા પિતૃહત્યાનું વેર લેવા ધૃષ્ટદ્યુમ્નસહ પાંચાલોની હત્યા કરે—આમ હિંસા અને પ્રતિહિંસા, વેર ને પ્રતિવેર ચાલ્યા જ કરે. એમાં ન જોવાય ધર્મ, ન જોવાય નીતિ : રાત્રે તો રાત્રે, ઊંઘમાં તો ઊંઘમાં, કપટ કરીને તો કપટ કરીને, પણ વેરીની હત્યા કરવાની એક જ ધૂન મગજ પર સવાર થઈ બેસે. એ વૈરાગ્નિમાંથી બીચારી પાંચાલીનાં બાળકો પણ ન બચે. પરિણામે દ્રોણ બ્રાહ્મણ ન રહે, દ્રુપદ ક્ષત્રિય ન રહે ને અશ્વત્થામા નારકી બને—કારણકે એકવાર હિંસાનો આશ્રય લીધા પછી ક્યાં જઈને અટકાશે એ કોઈ જ નહિ કહી શકે. શેતાનની ચૂડમાં એકવાર આવ્યા પછી સહેલાઈથી છટકાતું નથી. ગેટેનો ફૅાસ્ટ એની સાક્ષી પૂરશે. જે

દિવસે છટકવું હશે તે દિવસે પણ જેટલા આગળ ગયા હઈશું તેટલા પાછા ફર્યા પછી જ માર્ગે ચડાશે.

એકવાર બળનો આશરો લીધો, શોષણની આદત પાડી કે સર્વધર્મસમભાવ શોભાના જ રહેવાના, એટલું જ નહિ પણ કરોડો આવનાં એક દિવસ એનાથી બરોબર સામેની છાવણીમાં જ પહોંચવાના. શસ્ત્રોના ખણખણાટ અને તોપોની ગર્જનાના અવાજને ગૃહદેવતાના ધૂપ કે વનના મંગળકારી વેદધ્વનિ સાથે મેળ નથી.

બળ વડે શાસન કરવું હોય, યુદ્ધના દેવને જ આરાધવો હોય, તો ઢીલાપોચા મને નહિ બની શકે. કાલિની ઉપાસના માંસ-મદિરા વિના થઈ શકતી નથી, તેમ જ માર્સની ઉપાસનામાં પણ દયા, માયા, પરમતસહિષ્ણુતા, આપ-લે એ બધું દુર્બળ મનની નિશાની ગણાય છે. ત્યાં વિજયનો આધાર સત્યનિષ્ઠા કે ધર્માધર્મની તુલનાશક્તિ પર નથી—બળનિષ્ઠા, શસ્ત્રસંગ્રહ અને મિક્યાવેલિયન નીતિ પર છે.

એટલે, જો કોઈ એમ માનતું હોય, કે આટલી હિંસા કરીને કાયમ એમાંથી નિવૃત્ત થશું, અથવા તો મર્યાદા જાળવીને લડશું, તો એ વર્તમાન યુદ્ધ પૂરતું તો અશક્ય જ છે. એ માર્ગે ગયા પછી કોઈ એમ નહિ કહી શકે કે અમે તો સ્વરક્ષણ માટે જ લડશું, તત્ત્વનિષ્ઠા, ખાનદાની સાચવીને જ લડશું. શેતાનને સાથે રાખીને જેમ ભગવાનના દરબારમાં પેસાતું નથી, તેમ જ ભગવાનને સાથે રાખો તો શેતાન સહારો દેતો નથી.

જેટલા પ્રમાણમાં બળનો—હિંસાનો આશરો લીધો એટલા પ્રમાણમાં પ્રજાસત્તા જવાની, એ સ્થાને એક યા બીજા પ્રકારની સરમુખત્યારી આવવાની, મતસ્વાતંત્ર્ય એ સુગંધ વિનાના ફૂલ જેવું બની જશે. લડાઈના મોરચા પર કે સરમુખત્યારી શાસન નીચે મતભેદ, સ્વતંત્ર વિચારશક્તિની પૂજા—એ બધું દ્રોહ ગણાવાનું.

પોતાની મહત્તા ને દુશ્મનરાષ્ટ્ર કે દુશ્મનવર્ગના દોષોથી વર્તમાનપત્રો ને પુસ્તકોનાં પાનાં ઊભરાવાનાં. કેળવણી એ સરમુખત્યારોના શાસનની દાસી, ઉદ્યોગો એ ગૃહમંત્રીના અનુચર, ધર્મ એ પંથ, ને વ્યક્તિ એ વિવેકશૂન્ય પ્રાણી બની જશે.

આ બધું એક દિવસે પ્રભાત ઊઘડતાં જ બની જવાનું એમ આ કહેવાનો અર્થ નથી. પણ ઘણુંખરું લોકોને માટે એ માર્ગનાં એ સ્વાભાવિક પરિણામ છે. એકાદ શંકર હળાહળ પી શકે, એકાદ કૃષ્ણ કદાચ મહાભારત-યુદ્ધ વચ્ચે પણ અસ્પૃશ્ય, અનાસક્ત રહી શકે, પણ યાદવો તો એના દેહમાં ચકચૂર બની યાદવાસ્થળી કરવાના જ. કારણ કે યુદ્ધનો આદર્શ શું છે? કોણ શ્રેષ્ઠ ગણાય છે? કોને માનચાંદ મળે? જે વધુમાં વધુ બહાદુરી બતાવે તેને. શાની બહાદુરી? પોતાની ઓછી ખુવારીએ સામાની વધુ ખુવારી કરવાની. લડાઈમાં બહાદુરી એટલે ખૂનની, અત્યાચારની, ગામો બાળવાની. જે વધુ લોહી રેડે, જે વધુ ત્રાસ ફેલાવે એટલે કે ધર્માધર્મને જે વધુ નેવે મૂકે એ મોટો એવું જ્યાં ધોરણ હોય ત્યાં શીલ એના અનુગામી સદ્ગુણો સાથે વિદાય લે એમાં કાંઈ નવાઈ નથી. જ્યાં હિંસાની જ હરીફાઈ-દોડ મંડાઈ હોય ત્યાંથી દયા, માયા, શાંતિ નાસી જાય એમાં કાંઈ શંકા નથી. ગઈકાલના ફૂલ જેવા સુંદર ને સુગંધભર્યા જુવાનો યુદ્ધમાં પડ્યા પછી છાણના કીડા જેવા ગંધાતા અને અસ્પૃશ્ય થઈ જાય છે એમ હરકોઈ સિપાહીનાં સંસ્મરણો ખાતરી પૂરશે.

પણ નવાઈ પામવા જેવું એ છે કે મહાસભાએ આજ સુધી અહિંસાનો એક યા બીજી રીતે સફળ યુદ્ધનીતિ તરીકે અખતરો કરી જોયો છે, જીવનનીતિ તરીકે પણ તેના ઉકેલમાં ઘણી શક્યતાઓ પડી છે એમ માન્યું છે તે જ સંસ્થા આજે એના આત્માનો ત્યાગ કરે છે, કારણ કે બાહ્ય આક્રમણ તેમ જ આંતરિક

તોફાનો સામે અહિંસાને છોડી હિંસક અથવા અહિંસક નહીં એવા ઉપાયો યોજવાનો વિચાર કરવો એ, અહિંસાના આત્માને ત્યજવા સરખું છે.

એ વાત સમજી શકાય એવી છે કે આંતરિક અશાંતિ ને બાહ્ય આક્રમણ સામે લડવા જેવું અહિંસક બળ દેશમાં આ ક્ષણે ન હોય, પણ એનો અર્થ શું એ છે કે હિંસક રીતે સામનો કરવાની દેશ આ ક્ષણે લાયકાત ધરાવે છે, અથવા તો અહિંસક રીતે લડવાની તૈયારી કરતાં હિંસક રીતે લડવાની તૈયારી વધારે સરળ છે?

જેમણે સત્યાગ્રહના કાનૂનભંગો જોયા છે એમને તો ખબર છે કે લાઠીનો વરસાદ વરસતો હોય ત્યારે આપણો મોટો ભાગ ક્યાં લગી ટકી શકે છે? જે લાઠીનો વરસાદ નથી ખમી શકતા તે શું પેલા હત્યાકાંડમાં વગર પ્રુજ્યે ચાલવાના ખરા? અહિંસક યુદ્ધ ધા કરવા ઊંચકાયલા દુશ્મન-હાથને થોડેઘણે અંશે મોળો કરી નાખે છે એ સર્વસ્વીકૃત વસ્તુ છે. એ મોળા હાથના ઘા જે નથી ઝીલી શકતા તે પેલા તીવ્ર ઘા સહી શકશે એમ ધારી શકાય?

આ દેશના મોટા ભાગને બંદૂક સવળી કે અવળી ઝાલવાની પણ ખબર નથી એમ કહેવું તે અતિશયોક્તિ નહિ ગણાય. આવી પ્રજા યંત્રયુદ્ધમાં કયે દિવસે બીજા દેશોની બરાબરીમાં ઊભી રહેવાની? જર્મનીએ આ તાલીમ લેવાની શરૂઆત ઠેઠ ૯૦ વર્ષ પહેલાં લોખંડી પ્રધાન બિસ્માર્કના જમાનામાં કરેલી, ને તે પણ એના સમાજનું આખું કલેવર બદલીને પ્રાપ્ત કરેલ છે. બિસ્માર્કે ફિલસૂફીપ્રિય કવિ-પંડિતોના જર્મનીને શસ્ત્રસજ્જ રાષ્ટ્ર તરીકે ઘડવાનો સંકલ્પ કરીનેય શું મેળવ્યું તે વાત ન કરીએ તોપણ લશ્કરી દૃષ્ટિએ બળવાન થવા માટે એને કેળવણી-સાહિત્ય, ઉદ્યોગ ને રાજકારણનો આદર્શ બદલવો પડેલો તે ભૂલ્યે નહિ ચાલે. ફિલસૂફીમાં શોપનહોરને બદલે નિત્શે આવ્યો; ગોઈથેની જગ્યાએ

ટ્રિટશે ને હેગલને બેસાડ્યા, ઈશ્વરસ્થાને રાજ્યને બેસાડ્યું, ફિલસૂફીને બદલે રસાયનશાસ્ત્ર ઉપાસ્યું. આપણે એ રસ્તે જશું એટલે વિજય કે રણ તો ભાગ્યમાં હશે તો સાંપડશે, પણ કારખાનાં ને સત્તાવાદ તો કપાળે ચોંટશે જ. ગાંધીનું ગ્રામઉદ્યોગ ને અહિંસક નવવિધાનનું સ્વપ્નું ગગનમાં રોળાવાનું.

પણ કેટલાક કહે છે કે આપણે લશ્કરવાદને કાબૂમાં રાખશું– આપણે ધણી થવા નહિ દઈએ. આવડા મોટા દેશમાંથી પાંચ–સાત લાખનું લશ્કર ઊભું કરવું તે તો સહેલું છે. અહિંસામાં તો મોટા ભાગના સમૂહે તૈયાર થવું પડે. એ કયે દિવસે થાય? એમને વર્તમાન યુદ્ધની ખબર નથી.

કદાચ દલીલ ખાતર માની લઈએ કે થોડા લાખ માણસને તાલીમ આપી લશ્કર ઊભું કર્યું. તોપણ વર્તમાન યુદ્ધની એક વિશિષ્ટતાનો આપણે ખ્યાલ રાખવો જોશે. આજનું યુદ્ધ પાંચ દનકા પહેલાંનું યુદ્ધ નથી. આજે એક લશ્કર બીજા લશ્કર જોડે નથી લડતું, પહેલાંની જેમ શક્તિસંપન્ન લશ્કર રાખ્યે જ ચાલે તેમ નથી. આજનુ યુદ્ધ એ તો બે પ્રજા વચ્ચેનું યુદ્ધ છે. દુશ્મન હવાઈ જહાજો છાવણી પર જ ગોળા નથી વરસાવતાં પણ શહેરો પર મારો કરે છે, જેથી વ્યવહારમાર્ગમાં ભંગાણ પડે, પાછલી હરોળ તૂટે, યુદ્ધ–ઉત્પાદનમાં વિઘ્ન આવે ને છેવટે નાગરિકો કાયર થઈ યુદ્ધનો ત્યાગ કરે. પહેલાં જેમ સામાન્ય વર્ગ બે લશ્કરોને લડતાં તટસ્થ રીતે જોયા કરતો ને જે જીતે તેને કર ભરશું એવી ઉદાસીન મનોવૃત્તિ ધરાવતો તે સંતોષ ને તાટસ્થ્યપૂર્ણ મનોવૃત્તિ હવે કોઈ પણ રાજ્ય ચલાવી શકે તેમ નથી ને ચલાવે તો લડાઈ થાય તેમ નથી. આજે તો એ નાગરિકોને પણ સજ્જ થઈને બેસવાનુ હોય છે ફ્રાંસ લડાઈમાં તૂટી પડ્યું તેનુ મુખ્ય કારણ એ નહોતુ કે એની પાસે લશ્કર ઓછું કે શસ્ત્રસજ્જ નહોતું–પણ

પ્રજાની નૈતિક તાકાતનો પારો બોમ્બમારા ને પેરેશૂટિયા સૈનિકોએ ઉતારી નાખ્યો એ હતું. ઇંગ્લંડ કદાચ મચક નહિ આપે તો એનું કારણ એ હશે કે તેનો સામાન્ય નાગરિક પણ પોતાની જાતને સિપાઈ ગણીને ચાલશે ને સિપાહીની લાયકાત મેળવશે. આખું રાષ્ટ્ર પણ ખડી ફોજ બની જવાનું.

આવતીકાલનું યુદ્ધ કેવળ લશ્કર ઊભું કર્યે નહિ લડી શકાય. આખા રાષ્ટ્રે રોજબરોજ એની સાથે ચાલવું પડશે. પ્રત્યેક ગામે, નાગરિકે લશ્કરના જેવું માનસ ને શસ્ત્રબદ્ધતા ધરાવવાં પડશે. આનું નામ છે Totalitarian Warfare.

અહિંસામાં મોટી જનસંખ્યા જોઈએ ને એ તો ક્યે દિવસે બને? એ દલીલમાં હવે વજૂદ નથી, કારણકે વર્તમાન હિંસક યુદ્ધને પણ એ જ લાગુ પડે છે.

હિંદુસ્થાનમાં એવા હિંસક યુદ્ધની શક્યતા, એ બધા પાછળનો શ્રમ, ખરચ, બધાનો વિચાર કરીએ તો વડીલર મુંઝારો થઈ જાય છે આ બધા સમર્થ માણસોને આ દીવા જેવી વાત પણ કેમ નહિ દેખાતી હોય?

હિંદી સરકાર લશ્કર પાછળ જે ખરચ કરે છે તે આ ગરીબ દેશની માથાદીઠ આવક જોતા રાક્ષસી છે એમ આપણે ઘણી વાર કહ્યું છે આજે બાહ્ય આક્રમણનો હિંસાથી સામનો કરવાનો વિચાર કરી આપણે શું એમ ધારી બેઠા છીએ કે એ બધું યંત્રબદ્ધ લશ્કર, એ આખા રાષ્ટ્રની ખડી ફોજ જાદુઈ આંબાની જેમ ઊભાં થવાનાં? અથવા તો સ્વર્ગમાં ધનનો વરસાદ વરસવાનો? પરરાજ્ય પાસેથી કે અહીંના મૂડીદારો પાસેથી લોન લેવાના? ને પછી લોન દેનારનું રાજ્ય ચાલશે કે લોકોનું? નવા પ્રકારની લશ્કરી શિસ્તને યાંત્રિક કુશળતા ને યાંત્રિક માનસ સાથે અતૂટ સંબંધ છે લોકોને સાદા-સરળ જીવન તરફ લઈ જવા

ઇચ્છાના આપણને આપણી કેળવણીમાં આ વિનાશક યંત્રમલ્લાની પૂજા ને પ્રશંસાવૃત્તિ દાખલ કર્યા વિના, એવા માણસો ઊભા કર્યા વિના કેવી રીતે ચાલશે ? જાપાન એની કુલ આવકના ૫૫ ટકા લશ્કર પર ખર્ચે છે, જર્મનીના ખર્ચનો તો અડસટ્ટો જ મળતો નથી ઇંગ્લંડ રોજ કરોડો પાઉન્ડનો ધુમાડો કરે છે આ ગરીબ દેશની આવકનો મોટો ભાગ અંગ્રેજ આ યા પછી પણ આ જ રીતે ખર્ચાવાનો છે શું ? એ બધા દેશોને તો એ પોસાય છે તે પોસાણે કારણકે એ શોષક દેશો છે, આપણે તો અહિંસક રહ્યા—નહિ કોઈને શોષી શકીએ તેમ નહિ રશિયા પેઠે યંત્રોદ્યોગ વિસ્તારી દેશનું માથાદીઠ ઉત્પાદન વધારી શકીએ તો તો ગ્રામોદ્યોગની ખુવારી થઈ જશે

એક હતો બાવો જંગલમાં એક ઝૂંપડી બાંધી ભગવદ્‌ભજન કરતો પરિગ્રહમાં કમંડળુ, ચટાઈ ને લંગોટી ઝૂંપડીમાં ઉંદરડા વધી પડ્યા રોજ લંગોટી કાતરી જાય ને રોજ બાવાને નવી માગવી પડે લોકોએ કહ્યું, ' મહારાજ, આ રોજની ઉપાધિ છે, એક બિલાડી રાખો એટલે ઉંદરડા નાસી જશે બાવાજીએ બિલાડી રાખી થોડા દિવસ પછી થયું કે બિલાડીને દૂધ તો પાવું જોઈએ ને ? એટલે એક ગાય માગી લાવ્યા ગાય લાવ્યા એટલે નીરણ લાવવી પડી નીરણ આવી એટલે વાડો કરવો પડ્યો આ બધી જંજાળમાં ભગવદ્‌ભજન માટે વખત ન રહે એટલે થયું કે આ તો ઠીક નહિ ગાયની ઊઠવેઠ કરવા બાવાજી એક સ્ત્રી પરણી લાવ્યા લંગોટી ઉંદરડાથી બચી કે નહિ તે ખબર નથી પણ બાવાજીએ થોડા દિવસે ભગવાં ઉતારી નાખ્યાં તે વાત સાચી છે

બાહ્ય આક્રમણ ને આંતરિક અશાંતિ માટે અનિવાર્ય હિંસાની વાતની શરૂઆત તો આ વાર્તા જેવી થઈ છે એનો અંત તો એવો નહિ આવે ને ?

ઘડીભર એમ માની લઇએ કે ખરચવાના પૈસા ને શક્તિ

અંને મળ્યાં, તોપણ પરિણામ શું? આજના યુદ્ધનાં અનુગામી લશ્કરી ગજ, વિચારસ્વાતંત્ર્યનો સૂર્યાસ્ત, કેંદ્રવર્તી શાસન, ભારે કરવેરા, હિંસા ને પ્રતિહિંસાનાં મોજાં. એ બધું સ્વીકારવા આપણે તૈયાર છીએ? ને જો આઠ કરોડ જર્મનો આજે આવડી દુનિયાને તોબાહ પોકરાવે છે તો જે દિવસે ૪૦ કરોડની પ્રજા એવી શસ્ત્રસજ્જ થશે તે દિવસે શું થશે? મંગળના ગ્રહ પર તો સવારી નહિ કરે? આપણને કેફ નહિ ચડે? આપણે નિર્મળ મનના રહીશું એ દલીલ નહિ ચાલે–કાજળની કોટડીમાં પેસવું ને ડાઘ ન લાગવા દેવો એ ઉદ્દેશ લોકો માટે અશક્ય છે. એ તો White men's burdenને બદલે Browu men's burden આવવાનો

પણ આવડું જોખમ ખેડવું શા માટે? અહિંસક રીતે બાહ્ય આક્રમણનો સામનો કરવાની તાકાત નથી એટલે જે લોકો અહિંસક યુદ્ધમાં દંડ ભરી દે છે એ હિંસક યુદ્ધમાં શું ઉકાળવાના હતા? ત્યાં શું જમણવાર છે કે?

હા, હિંસક યુદ્ધની એક સરલતા છે. એમાં આવેશીલા ને અણસમજુ માણસોને ભેગા કરી તોપગોળાના ખોરાક તરીકે વાપરી શકાય છે. ઈર્ષા, ક્રોધ, અભિમાન, હઠ, વેર, ઝુંઝુંસા માનવીના આ બધા આસુરી ગુણોને બહેકાવવા એ પહેલી નજરે સહેલું કામ છે, અહિંસક યુદ્ધમાં જ્ઞાનપૂર્વક આવે એવા માણસોની ભરતી કરવા કરતાં એ સહેલું લાગવાનું જ. પણ જો આપણે એ જાણીએ કે એ બાણ તો પાછું ફરી આપણી જ છાતીમાં લાગવાનું છે ત્યારે તો સહેજે બોલાઈ જાય છે—"For wide is the gate and short is the way that leadeth to destruction, long is the way and narrow is the gate which leadeth unto life" રસ્તો ટૂંકો ને પહોળો છે, ઝટ જવાય તેવો પણ છે, પણ જાય છે ક્યાં–નરકમાં એ પણ સંશય વિનાની વાત છે.

એના બદલે એટલી જ શક્તિ, એટલો જ સમય, એટલી જ શ્રદ્ધા લોકોને અહિંસાનું જ્ઞાન, એના વ્યવહારુ માર્ગો ને ગલી-કૂંચીઓ સમજાવવામાં ગાળીએ તો ?

૧. બેમાંથી એકેમાં કાયર સ્થાન નથી.

૨. બંનેમાં સમુચા રાષ્ટ્રને તૈયાર કરવાનું છે.

૩. બંનેમાં હારનો સંભવ છે જ. (અહિંસામાં સહેજ ઓછો કારણકે એમાં પ્રતિપક્ષીની બુદ્ધિને વૈરભર્યાં વેણ કે કૃત્યથી મલિન નહિ કરી હોય. એટલે એનામાં સાચી વાત સમજવાની સહેજ મનોદશા હશે.)

ફેર માત્ર એટલો જ છે કે હિંસામાં વિજય મળ્યો તોપણ કલંકિત, ભ્રામક ને નવાં યુદ્ધનાં બીજવાળો ને લોકજનતાના સ્વયંસર્જિત, સ્વયંસંચાલિત, ને સ્વયંમર્યાદિત સ્વરાજ વિનાનો હશે ને અહિંસામાં હાર હશે તોપણ એ યશસ્વી વર્તમાન ને ઉજ્જ્વલ ભવિષ્ય સાથે હશે.

આપણામાં હિંસક તાકાત પણ નથી ને અહિંસક તાકાત પણ ઓછી છે. બંને તાકાત કેળવવાની રહે છે. બંને માર્ગો પડ્યા છે આપણે કયે માર્ગે જવાના છીએ ?

આટલા આગ્રહપૂર્વક મૂકું છું કારણકે આ પ્રશ્નનો આપણે નિકાલ કર્યે જ છૂટકો છે આજે ઠેલશું તો આવતીકાલે પણ એ સામે જ આવશે. બ્રિટિશ સામ્રાજ્ય આજે કે દશકા કેડે જવાનું છે, આપણે આ સંબંધમાં કયો માર્ગ લઈશું તેના પર આપણા સ્વરાજની કલ્પનાનો આધાર છે.

આપણો મનોરથ જો સર્વમંગલકારી–વિશ્વવ્યાપી શાંતિ સ્થાપવાનો હોય, અરે આ દેશમાં દીનદલિત છતાં નરમાંથી નારા-યણ થવાની શક્યતા ધરાવતા પદદલિતોનું સ્વરાજ્ય સ્થાપવાનો

હોય તો આપણે આવતીકાલની રચનામાં સત્ય–અહિંસાને જ તરણો-પાય ગણીને વળગી રહેશું ? પચાસ હજાર વર્ષ સુધીના હિંસાના પ્રયોગ પછી જગતમાં સૂર ઊઠયો છે:

## Disarmament

"They that taketh sword shall perish with sword."

સૌએ અનુભવેલ આ સત્યને આપણે નિરુપયોગી ગણી ફેંકી દઈશું ?

એ વાત સાચી છે કે આપણી આજ સુધીની અહિંસા એ નિર્મળ નહોતી; પણ એ પણ એટલી જ સાચી દલીલ છે કે જો કાચી ને ભેળસેળવાળી અહિંસાએ વીસ વર્ષમાં આટલું કર્યું તો આપણે સાચી ને નિર્ભેળ અહિંસાને સમય ને અવકાશ આપીએ તો ?

ઘણા કહે છે કે વાત સાચી છે. હિંસક સામનો તાલીમ, ધનવ્યય માગે છે. એમાં માણસાઈના વિનાશનો સંભવ છે. આજની સ્થિતિમાં એમા આખા રાષ્ટ્રે તૈયાર થવાનું રહે એ વાત સાચી, પણ અહિંસક રીતે આક્રમણકારો સામે સામનો કેમ થઇ શકે ? હજારો ફૂટ ઊંચેથી બૉમ્બ વરસાવે. ન તમારી સાથે વાત કરે, ન તમને મરતાં જુએ ત્યાં થાય શું ? સામે હોય ને આપણને ગૌરવ-ભરી રીતે મરતાં જુએ તો એના હૈયામાં અરેરાટી ઊપજે ને ? હૃદય-પલટો તો સામસામું લડવાનું હોય ત્યાં ઊપજે ને ? માબાપ કે મિત્રો સાથે તો સ્નેહના તંતણા છે એટલે એમના પર આપણાં ઉપવાસ કે આત્મબલિદાનની અસર થાય છે, પણ જ્યાં પરિચય કે પ્રત્યક્ષ લડાઈ નથી ત્યા શું અસર થાય ?

પહેલું તો યુદ્ધ એકાએક જાહેર થતું નથી–યુદ્ધ શરૂ થવા પહેલાં બે રાષ્ટ્રની પ્રજા કે આગેવાનોને અનેક વખત મળવા-

હળવાનું, તડજોડ કરવા એકમત થવાનુ અને જ છે હિંસક વ્યૂહની જેમ કક્ષાઓ છે તેમ અહિંસક વ્યૂહરચનાનુ શાસ્ત્ર પણ ખીલશે

દાખલા તરીકે, એકાદ ચોરની સાથે કોઈને હિંસક સામનો કરવાનુ આવે તો એ ઝાઝો વિચાર કર્યા સિવાય હાથ પડ્યુ તે હથિયાર કરી લે છે પણ ગામ પર ધાડુ પડવાનુ છે એ સૌ જાણતા હોય તો સૌ વ્યવસ્થિત યોજનાપૂર્વક નાકાબંધી કરે છે, હથિયારો સબરી ચોકીદારોને વહેચે છે પણ એક રાષ્ટ્રની સામે અન્ય રાષ્ટ્ર હુમલો કરવાનુ હોય ત્યારે આથીય વધારે ઝીણવટથી પ્રશ્નો વિચારી લેવાના રહે છે જેમકે ખાદ્યસંગ્રહનુ નિયમન, ઉદ્યોગ-વ્યવસાયનુ સંયોજન

તેવી જ રીતે કુટુબમા વપરાતો સત્યાગ્રહ જ્યારે આંતર-રાષ્ટ્રીય આફતના પ્રત્યવાયરૂપે વપરાવાનો હોય ત્યારે નવા નવા રૂપો ને નવી નવી યોજનાઓ ધરે તે એમા પણ Trial ને Errorના નિયમ મુજબ સુધારાવધારા થાય પણ કેટલીક વસ્તુઓ એમા મૂળભૂત રીતે સ્વીકારી લેવી જોઈએ જેમ હરકોઈ રાષ્ટ્ર હિંસક સામનો કરતાં પહેલા પોતાના તથા સામેનાનાં શસ્ત્ર તથા માનવ (પશુ)બળની તપાસ કરી લે છે ને પોતાનુ બળ પ્રમાણમા ઓછુ દેખાય તો મોટે ભાગે નમતુ તોળે છે તેમ જ અહિંસક રાષ્ટ્ર આક્રમણકારનો પોતાની રીતે સામનો કરતા પહેલા સૌથી પહેલાં દુશ્મનપક્ષની ફરિયાદો ને પોતાના ખુલાસાઓમા રહેલી સચ્ચાઈ અતિશય નિર્લેપપણે ને સાવધાનતાથી તપાસી લેશે, જો એમા આક્રમણકાર સાચો હશે તો વ્યાજ સાથે દડ ભરશે, જેટલે અંશે સાચો હશે તેટલે અંશે ભૂલ કબૂલ કરી પ્રતિસ્પર્ધીને સંતોષશે. આક્રમણકાર પ્રજા પરિસ્થિતિને વશ થઈને એ માર્ગે ચડી હશે તો પોતે તથા બીજા મળીને એ પરિસ્થિતિ ટાળવામા મદદરૂપ નીવડશે, કારણકે સત્યનિષ્ઠ અહિંસક કહેવડાવવુ ને સામા પક્ષની

મુશ્કેલીઓ વિષે ખેપરવા રહેવું તે કદી નહિ અને આવા જ કોઈક પ્યાનથી બાપુએ ગોળમેજી વખતે લેંકેશાયરમાં કહ્યું હશે, 'હું તમને ન્યાયી વ્યાપાર કરવાનો મોકો આપવા આવ્યો છું અત્યારે હું આથી વિશેષ આશ્વાસન નથી આપી શકતો કે સ્વતંત્ર ભારત ગ્રેટ બ્રિટનના સમાન ભાગીદાર તરીકે પોતાને કાપડની જરૂર હોય તો તમામ અન્ય વિદેશી કપડા કરતા લેંકેશાયરના કપડાને પ્રથમ સ્થાન આપશે '

ને પ્રતિસ્પર્ધીઓની ખરેખરી મુશ્કેલીઓ ટળે છે, ટાળવાનો પૂરા દિલથી પ્રયત્ન થાય છે એ જાણવા છતાં યુદ્ધનો આગ્રહ રાખશે એમ કહેવું તેમાં મનુષ્યસ્વભાવની ખોટી સમજણ છે સાચી વાત એ છે કે આજ સુધી આપણે પ્રતિસ્પર્ધી રાષ્ટ્રની વાતને સહાનુભૂતિપૂર્વક સાંભળવા, એની સાચી વાત સ્વીકારી કોઈક માર્ગ દ્વારા સહાનુભૂત થવા પ્રયત્ન કર્યો નથી દુશ્મન કાં તો ચરણમાં પડે ને કાં તો પગ નીચે કચડાય તે જ નીતિમાં શ્રદ્ધા રાખી છે

કોઈને ત્યાં વસ્તી-વધારો હોય ને અહિંસક રાષ્ટ્રને ત્યાં જમીન વધારે હોય તો ખુશીથી તેમને પોતાના પ્રજાજન થવા નોતરશે એમના થોડાક મૂડીવાદીઓ જો પોતાના જ નફા માટે યુદ્ધ ચડાવતા હશે તો બાકીની પ્રજાને ત્યાંની પરિસ્થિતિ મુજબ ગ્રામોદ્યોગ કે સામાજિક શાસન નીચેના યંત્રોદ્યોગ નીચે જવામાં સહાય આપવાની તૈયારી બતાવશે

ને છતાંય આક્રમણકારી સૈન્ય નહિ માને (જોકે મોટે ભાગે એ અસંભવિત છે) તો પછી કહેશે

'અમે તમને સમજવા વાજબી મદદ કરવા પ્રયત્ન કર્યો છે, પરમેશ્વર ને પંચ એનું સાક્ષી છે, છતાંય તમારે હુમલો કરવો હોય તો આવો અમે માણસ છીએ પણ પશુની કોટિમાં ઊતરવા

આગતા નથી. તમારી પાસે જેવાં હથિયારો છે તેવાં ને તેથી સવાયા બનાવતાં આવડે છે જોવાં હોય તો અમે બનાવેલ નમૂનાની ટેંકો ને એરોપ્લેનો જોઈ લ્યો. એમાં દારૂગોળા મૂકીએ તો તમનેય ભોં ભારે થઈ પડે. પણ અમે જાણી બૂજીને એ છોડી દીધા છે, કારણકે બીજાની હત્યા કરીને જીવવા કરતાં બીજાને હાથે શાંત રીતે કપાઈ મરવામાં અમે અમારું, તમારું ને વિશ્વનું કલ્યાણ જોઈએ છીએ. આ ઊભા અમે. તમે અમને મારી શકશો પણ પશુ અથવા ગુલામ નહિ બનાવી શકો.' બાપુએ પ્રત્યેક અંગ્રેજને એ જ કહ્યું હતું ને ? એમણે કહેલું કે, 'હું ચાહું છું કે તમે તમારી તેમ જ સમસ્ત મનુષ્યજાતિની રક્ષા માટે થઈને વર્તમાન શસ્ત્રસરંજામ નકામો ગણીને ફગાવી દો, તમે હેર હિટલર ને સિન્યોર મુસોલીનીને આમંત્રણ આપી કહો' 'પધારો, અમારા આ આલેશાન ઈમારતોથી શોભતા ટાપુ પર કબજો કરી લ્યો.' તમે એ બધું એને આપી દેશો પણ તમારું હૃદય, તમારો આત્મા કદી એમને આધીન નહિ કરો. તે સાહેબો આપનાં ઘર લેવા માગે તો તમે એ ખાલી કરી દેશો બહાર પણ ન નીકળવા દે તો તમે બધાં બાળબચ્ચાં તથા સ્ત્રીઓ સાથે કપાઈ જશો પણ એની તાબેદારી કદી નહિ સ્વીકારો '*

આમ એની વાજબી વાત સ્વીકારવા છતાં, એને વાજબી મદદ કરવાની તૈયારી છતાં, ને સામે હિંસા કરવાની તાકાત છતાં જ્યારે વિરોધીને અહિંસક જોશે ત્યારે એ જાપાનીઝ હોય કે જર્મન પણ એને જરૂર વિચાર થવાનો. એને કુતૂહલ થવાનું કે આ કાંઈ બીકણ નથી તેમ જ એમની શસ્ત્રો બનાવવાની કુશળતા પણ અમારાથી ઊતરે તેમ નથી, નથી એ ઘેલા લાગતા—અમારી

* યુદ્ધ ઔર અહિંસા ૭૩

મુશ્કેલી પણ સમજે છે–ત્યારે એના હાથ ઢીલા પડવાના એનું હૈયું પોતાના અહિંસક પ્રતિસ્પર્ધીઓની અંદરખાનેથી પૂજા કરવા માંડવાનું ને છેવટે Father forgive them they don't know what they do કહેતાં કહેતાં મમ્મારને વશ થવાનું.

અલબત્ત સેંકડો હજારો સ્ત્રીપુરુષોએ સામે આંગળી પણ ઊંચી કર્યા સિવાય મરવું પડશે, પણ છતાંય હિંસક યુદ્ધ કરતાં ઓછી ખુવારી થવાની.

શરૂઆતમાં જે એરોપ્લેન–બોમ્બિંગનો પ્રશ્ન થયો તે ઊભો જ નહિ થાય, કારણકે જ્યાં લોકો સ્વેચ્છાથી ગોળીએ મરવા તૈયાર હોય ત્યાં ઉપર સતાઈને બોમ્બ ફેંકવાની જરૂર શી? જ્યાં લોકો છુપાઈ બેઠા હોય, ગઢ–કિલ્લા બાંધ્યા હોય ત્યાં બોમ્બ ને તોપોની જરૂર પડે, પણ જ્યાં વિરોધી અભયદાન કરી મોતને મિત્ર તરીકે આવકારવા જ લોકો તૈયાર હોય ત્યાં બોમ્બ તો મોંઘા પડે. ને કદાચ ત્રાસ ફેલાવવા કોઈ જગ્યાએ બોમ્બ ફેંકે તોપણ દુશ્મનો કાંઈ ઉપર ને ઉપર નહિ રહે. નીચે આવવું પડશે. આપણી પાસેથી રૈયત પેટે કર ઉઘરાવવો પડશે, વ્યાપાર કરવો પડશે કે ગુલામ તરીકે મજૂરી કરાવવી પડશે, ગમે તેમ થાય પણ જો એમને આપણી ભૂમિનું શોષણ કરવું હશે તો આપણી સહાય વિના નહિ બને પણ અહિંસક રાષ્ટ્ર તો મરી જશે તોપણ સહકાર નહિ કરે. પોતાના ભરણપોષણ માટે આવશ્યક એવા ગૃહઉદ્યોગોને વળગી રહેશે. બીજી–ત્રીજી લાલચમાં નહિ પડશે. ઘેર ઘેર ગુંજતાં રેંટિયા કે તકલી, શાળ કે પીંજણ, ઘંટી કે ઘાણી કે કોડિયું કોઈથી ઝૂંટવાશે નહિ, બજારના ભાવની લાલચે માલ પકવશે નહિ–ઘી વેચશે નહિ. આમ લોકજીવન ઓછું સંક્ષુબ્ધ રહેવાનું પણ આક્રમણકારને જે ભૂમિ પર ઊતરવું રહેલું પડ્યું તે જ ભૂમિ પર ટકવું આકરું પડશે. કારણકે એ મૂળિયાં વિનાના વૃક્ષ જેવો હશે.

આવી અહિંસક લડત માટે કેવા પ્રકારની પૂર્વતૈયારી કરવી જોઈએ એની તો આ નાના નિબંધમાં ચર્ચા ન થઈ શકે, પણ ગાંધીવિચારદર્શનના પાયા—સાદી જિંદગી, શ્રમ, ખડતલપણું, નિર્ભયતા, અવૈર તો જોઈએ જ ને એના બહારના ચિહ્નરૂપે જેને બાપુ રચનાત્મક કાર્યક્રમ કહે છે તેને સમજણપૂર્વક દિલથી અમલમાં મૂક્યો હશે.

જો કોઈ કહે એને અમલમાં ન મૂક્યો હોય છતાં અહિંસક સંગ્રામ લડી શકાય તો એ લાકડાની તલવારે લડવા જેવી વાત છે. રચનાત્મક કાર્યક્રમ એ અહિંસાનો દેહ છે ને દેહના આશરા વિના આત્મા કર્મ કરી શકતો નથી.

પણ અહિંસા એ પહેરવાના પોષાક જેવી વસ્તુ નથી, કે ઝટ લઈને ચડાવી કે ઉતારી શકાય. પોપલીનના કોટને બદલે ખાદીનો ઝભ્ભો ચડાવી દઈએ છીએ એમ સહેલાઈથી હિંસાને બદલે અહિંસા ગ્રહણ થઈ શકતી નથી. એ એક આંતરિક ગુણ છે ને બીજા બધા જ ગુણોની પેઠે એક ચોક્કસ પ્રકારની ઉપાસના ને તાલીમ માગે છે.

પણ સામાન્ય રસ લેવાવાળાને આ વસ્તુ ઘણી વાર સમજાતી નથી.

સત્યાગ્રહ-છાવણીમાં ઘણી વખત ચર્ચાઓ જામતી કે કાંતણ ને ગ્રામસફાઈને ને જેનિકની શિસ્તને શો સંબંધ છે? આનો સ્પષ્ટ ઉત્તર ન મળે તે ત્યાં સુધી બાપુના સત્યાગ્રહને બરાબર ન પકડી શકે તો નવાઈ ન ગણાય.

જેમ હિંસક યુદ્ધ એક ચોક્કસ પ્રકારની શિસ્ત, તાકાત ને મનોરચના માગી લે છે તેમ જ અહિંસક યુદ્ધનું છે

લશ્કરી નોકરીમાં દાખલ થનાર પા ફૂટમાં એક ઇંચ પણ

ઓછો હશે, એની છાતીનો ઘેરાવો નિયમ કરતાં દોરા–બે પણ કમ હશે, એની કરોડ ટટાર નહિ હોય કે એની આંખ સહેજ કાચી હશે તો અમલદાર એને દાખલ નહિ કરે. પેલો જો કહેશે કે હું કામ કરવા ને વિચારપૂર્વક મરવા તૈયાર છું તો જવાબ મળશે કે 'મારે વિચાર–ભાવનાનું કામ નથી. તારી આંખ નબળી છે. ચોકી નહિ કરી શકે. તું ટટાર ચાલતો નથી.'

અહિંસક સૈનિક વિષે પણ આનાથી જુદું છતાં આવા જ આગ્રહવાળું ધોરણ હોવું અનિવાર્ય છે.

લશ્કરી ધોરણમાં જે જડતા છે તે આપણા ધોરણમાં નહિ હોય પણ હિંસાને ને જડતાને અનિવાર્ય સબંધ છે એ લશ્કરી શિસ્તવાળા જાણે છે. એથી જ હિંસાને ને વિચારસ્વાતંત્ર્યને આડવેર છે. ત્યાં તો Not to question why? but to do and die એ શિસ્તનો પાયો ગણાય છે કારણકે જડ સિવાય બીજું કોણ ચેતનને હણી શકે? લાગણીભર્યો માણસ વિચાર કરતો થાય તો એના હાથે એના જ ભાઈની હત્યા કરાવવી અસંભવિત છે એ વાતની લશ્કરી શિસ્તના વિચારકોને ખબર છે, એટલે તો લશ્કરમાં બૅન્ડને મોખરે રખાય છે, કે એના કોલાહલમાં અનુસરનારાનું મગજ કામ કરતું બંધ થઈ જાય–માત્ર આવયવો જ ચાલે. લશ્કરની સજાઓ, પોષાકની સજાવટ, હથિયાર પકડવાની ઢબ એ બધી જ વાતો સિપાહીને કાર્યક્ષમ હિંસા કરનારું યંત્ર બનાવવા માટે જ યોજાઈ છે. એ બધું જે કોઈ ન કરે તે સિપાહી ન થઈ શકે એવો નિયમ કરવાનું કારણ એ જ છે કે એ તાલીમ જે જડતા લાવે છે તે સિવાય મનુષ્યના હાથે યુદ્ધની ખૂનરેજી થવાનો સંભવ નથી.

હિંસક યુદ્ધના પ્રણેતાઓએ જેવી ઝીણવટથી એની શિસ્ત ને શિસ્ત પાછળનું રહસ્ય વિચાર્યું છે તેવી જ ચોકસાઈ ને ઝીણવટથી ગાંધી–કાર્ય–પદ્ધતિવાળાએ પોતાની શિસ્ત ઊભી કરવાની ને

હિંસાથી પોતાનું કે અન્યનું રક્ષણ કરવાનું માથે લીધું તેણે એ ગુણને નિત્ય ધીમે ધીમે કેળવી તાજો રાખવો પડે છે તેથી જ છાવણીમાં પહેલા કોયડા પગ ભાવા મશાવે છે, પછી ચીયગના પૂતળા પર ગોળીઓ છોડાવે છે, પછી સમતા-હરણનો વારો આવે છે આમ રોજની પ્રક્રિયા એને કાર્યક્ષમ ને દઢ બનાવે છે

અહિંસક સગ્રામ પણ પોતાની દિનચર્યા ને નિયમાવલીનો પોતાના આદર્શ સાથે મેળ સાધે છે એનો આદર્શ છે અહિંસાના વ્યાપક દર્શન કરતાં કરતા ખપી જવાનો એ વ્યાપક દર્શનની ઝાંખી જેણે નિત્યજીવનમા નથી કરી તે મેદાન પર કઈ રીતે અનુભવવાનો હતો? જેણે જિંદગી આખી વિષયભોગને ઝખવામાં ગાળી છે તે અતકાળે મનને ગમમા કઈ રીતે એકાગ્ર કરી શકવાનો હતો? તેથી જ રોજના જીવનમા ઉપવાસ ને અભ્યાસને સ્થાન

રેંટિયો, સફાઈ, યત્ન, અપરિગ્રહ એ બધાં નિત્યજીવનમાં અહિંસા સાથેના અનુસધાનો છે જેણે પોતાના પાડોશી સાથે પ્રેમસંબધ બાંધ્યો નથી, ભાઈ સાથેનો ઝઘડો પતાવ્યો નથી તે અગ્રેજ સરકાર સાથે કેમ અમીનજરે લડી શકવાનો? જે પોતાનું આંગણું આડે દહાડે સાફ રાખતો નથી, ગામના અસ્પૃશ્યોની ગરદન પરથી ઊતરતો નથી, જાતે શ્રમ સામે રીસ પરિશ્રમ કરીને વાઢતો નથી તે કરોડોનો નમ્ર સેવક કઈ રીતે થવાનો હતો? એ તો કક્કો શીખવાની ના પાડવી ને ઉતાર વેદ વાંચી શકવાની હામ ભીડવા જેવી અજ્ઞાનપૂર્ણ ધૃષ્ટતા છે રોજ જે કાંતતા, માદાની શુશ્રૂષા કરતાં, ગ્રામ-ઉદ્યોગની જ ચીજો ખરીદી ન્યાયી ધન-વહેંચણીને ટેકો આપતા એમ વિવિધ રીતે અહિંસાને ભજતાં શીખ્યો છે તે જ આપત્તિકાળે અહિંસામાં દઢ રહી શકે છે—તે જ મૂઝવણ વખતે કાયદા ઉકેલી શકે છે આમ રોજના જીવનમા કરવાની જે ના પાડે તે નિર્ભય હોઈ શકે, પીઠ બતાવ્યા સિવાય કદાચ મરી પણ

શકે, છતાય ગાંધીની સેનામા એને સ્થાન ન મળે બાપુ જોડે જ આ વિષે થયેલો એક સવાદ યાદ આવે છે ગજકોટની પ્રયોગ-શાળામા એ વખતે પોતે અહિંસાનુ શોધન કરતા હતા જે વસ્તુને એમણે New technic કહી તે એમના મનમા ત્યારે રમતી હતી સત્યાગ્રહી સૈનિકની લાયકાત વિષે એમણે કેટલાક નિયમો બહાર મૂકેલા એમા એક નિયમ હતો ઇશ્વરનિષ્ઠ જોઈએ જ તે જાતનો અમે થોડાક મિત્રો એમની જોડે ચર્ચા કરતા હતા એક મિત્રે પૂછ્યુ, 'બાપુજી! આપ એમ કહો છો કે મારો સૈનિક ઇશ્વરમા પૂરેપૂરી શ્રદ્ધાવાળો જોઈશે કોઈ આપને એમ કહે કે મને નીતિમા, અહિંસામા ને માગ આદર્શોમા શ્રદ્ધા છે પણ ઇશ્વરમા નથી તો આપ એને રાખો કે નહિ? દાખલા તરીકે ચાર્લ્સ બ્રેડલો જેવો જ '

બાપુ કહે, 'એવાને હું હાથ જોડી માથાગ નમન્ પ્રણામ કરીને કહુ, 'ભાઈ તુ મહાન છે,' પણ મારી New technic પ્રમાણે તો એને દાખલ ન કરી શકુ એની વાત શા માટે આ નીજ વાત લેખે એની પ્રામાણિકતા ને સચ્ચાઈ વિષે તો કોઈ શકા ન હોવે, પણ ઇશ્વરશ્રદ્ધા નથી મારા નવા ધોરણે એ પણ ન આવી શકે ' પછી થોડી વાર રહીને આખ ઢાળી કહે 'સત્યાગ્રહી ઇશ્વરનિષ્ઠ ન હોય તો આખરી વેળાએ ફસકી પડે

× × ×

કેટલાક કહે છે તેમ બાપુનો અહિંસક પ્રતિકાર એ ક્ષાત્રધર્મ નથી આખરે તો એ બ્રાહ્મણધર્મ–માનવધર્મ છે એમા સ્વત્ર સહન કરવાનો પ્રશ્ન નથી એમ તો ચિત્તોડની રજપૂતાણીઓએ જૌહર વખતે ચિતામા ઓછુ સહન કર્યું હશે? બીજા જન્મે પુરુષ અવતરી વેર લેવાનો નિર્ણય કર્યો હશે પણ એ વેળાએ પણ એમનુ હૈયુ તો મુસલમાનોને શાપ આપતુ હશે જ્યારે સત્યાગ્રહના શાસ્ત્રમા વેરી કે વેર જેવો શબ્દ જડતો નથી

શત્રુ પ્રત્યે દ્વેષ રાખ્યા વિના લડવું એ જ્ઞાનની–ગુણોત્કર્ષની કે સંક્રાન્તિની અમુક ભૂમિકા માગે છે એ અતિશય કઠિન છે એ હું નથી માનતો, સામાન્ય સરકારી લોકો પણ વૈરવૃત્તિ વિનાના જોયા છે, પણ એમાં કરુણામય હૃદય ને ઈશ્વરનિષ્ઠ બુદ્ધિ તો આવશ્યક છે એમ નથી હોતું ત્યાં અવિનય કાનૂનભંગ કે સત્યાગ્રહ એ Passive resistance થઈ જાય છે પેસિવ રેઝિસ્ટન્સનો હું વિરોધ નથી કરતો એને પણ દુનિયામાં સ્થાન છે એને શા માટે, ગાંધીનીતિને છોડો એટલે હરકોઈ શસ્ત્ર વડે અન્યાયનો સામનો કરવાનો સામાન્ય નીતિ મુજબ અધિકાર છે જ–પણ એની સાથે ગાંધી-વિચારણાને જોડવાની જરૂર નથી સિંહ ઘરડો થતા શિકાર કરવાનું મૂકી ? તેથી કાંઈ અહિંસક થઈ જતો નથી સ્ત્રી ન મળતા વાંઢો રહે તેથી કાંઈ બ્રહ્મચારી કહેવડાવી શકતો નથી વાંઢા ને બ્રહ્મચારી વચ્ચે જે ફેર છે તે જ Passive resistance ને સત્યાગ્રહ વચ્ચે છે પેસિવ રેઝિસ્ટન્સમાં શત્રુને નહિ મારવાનો નિયમ લાચારીથી ગ્રહણ કરેલો છે લાગ મળતા એ પણ કરવામાં એની નીતિને બાધ આવતો નથી ને મારવાનો લાગ ન હોય ત્યારે પણ લગભગ માર્યા જેટલું જ કનડવામાં તો કશો જ વાંધો નથી, ઊલટું એ સામાન્ય રિવાજ ગણાય છે

પેસિવ રેઝિસ્ટન્સથી કદી વિશ્વશાંતિ થવાની નથી. માનસશાસ્ત્રના કહેવા મુજબ તો જે વસ્તુ તમારે લાચારીથી ઇચ્છા વિરુદ્ધ ગ્રહણ કરવી પડે છે તે કદી તમારો સ્વભાવ બની શકતી નથી ઊલટું જ્યારે લાગ મળે ત્યારે છૂટી જઈ એ બેલગામ રીતે ઘૂમવા માંડે છે

આ નિયમ એ માનવસ્વભાવનું એક ભારે સત્ય (હકીકત–fact ) હોવાથી એમ કહી શકાય કે પેસિવ રેઝિસ્ટન્સમાં લાંબા કાળ સુધી પરાણે પાળેલી અહિંસા એ વિકૃત થશે ને લાગ આવતાં અમાનુષી હિંસામાં પરિણમશે ઇતિહાસ પણ એની સાક્ષી પૂરે છે.

રુહરમાં જર્મનોએ ફ્રેંચોના સામે આ પેસિવ રેઝિસ્ટન્સ જ અજમાવેલો ને એમ કરતાં જે નુકસાન આવ્યું તે વેઠેલું—હજારો જર્મનો કેદમાં ગયેલા, પાયમાલ થયેલા, પણ રુહરમાં ફ્રાંસની મૂડી, મૂડીદારો કે અમલદારોને જર્મન પ્રજાનો સહકાર ન મળ્યો—ત્રણ વર્ષે અંતે ફ્રેંચોને એ પ્રદેશમાંથી ખસી જવું પડ્યું. જર્મન પ્રજાનો શાંત પ્રતિકાર ભારે સફળ થયેલો, છતાંય જર્મનોએ એ રીત ગ્રહણ કરવાને બદલે બીજા જ વર્ષથી શસ્ત્રસજ્જતા આરંભી. એ જ રુહરનું લોખંડ તોપગોળા માટે ગળાવા માંડ્યું, કારણકે એ પેસિવ રેઝિસ્ટન્સ હતો; દુશ્મન પ્રત્યે દુશ્મનાવટ—ખુન્નસ તો ભર્યું જ હતું, નછૂટકે લાચારીએ લીધેલો માર્ગ લાચારી ટળતાં છોડી દીધો ને બમણા વેગથી દુશ્મનાવટને માર્ગે ધસ્યા.

સત્યાગ્રહીના અહિંસક સામનામા લાચારી કે નિરાશા નથી હોતી, પણ ઉદાત્તતા ને ગૌરવ હોય છે. સત્યાગ્રહી વિરોધીને નથી દુઃખ દેતો, કારણકે એને પાપ સામે ચીડ છે પણ પાપી સામે નથી એ તો પાપીને પરિસ્થિતિનો, સંસ્કારનો કેદી સમજી કરુણાભીનો થાય છે, ને આખરી દશામાં એને ચાહે છે. એનો સૂક્ષ્મ વિવેક, કોમળ ન્યાયવૃત્તિ પાપને પાપી સાથે જોડવાની ના પાડે છે. હૈડિયાવેરા વખતનો એક પ્રસંગ સત્યાગ્રહના આ રૂપને બરાબર પ્રગટ કરી શકશે. બોરસદ તાલુકામાં બહારવટિયા જાગેલા ને પકડાતા નહોતા. સરકારે પ્રજા બહારવટિયાને આશરો આપે છે એમ કહી વધારાની પોલીસ મૂકી માથાદીઠ વેરો નાખ્યો. પ્રજાએ એ સામે સત્યાગ્રહ શરૂ કરેલો ને સરકારે દમન. દરમિયાન દરબારસાહેબને ખબર મળ્યા કે બહારવટિયા તાલુકો છોડી જવાના છે પણ જતાં જતાં કદાચ કલેક્ટરનું ખૂન કરતા જાય. બહારવટિયાને મન તો કદાચ એ દેશસેવા હશે! દરબારસાહેબે બહારવટિયાને એવું નહિ કરવાનું સમજાવવા તપાસ કરાવી પણ એ ક્યાંયે હોય?

એટલે પોતે સાંભળેલ ખબર કલેક્ટરને કહી ચેતવવા માટે ગયા. સત્યાગ્રહ એ વખતે નવી વાત હતી, હજુ એની વિચારણા વ્યાપક થઈ નહોતી, પગરણ જ મંડાયલાં એટલે કલેક્ટર તો પહેલાં સડક જ થઈ ગયો. એને કાંઈ બહારવટિયાની બીક નહોતી, પણ દરબારસાહેબ એને ખબર આપવા આવે તેની જ નવાઈ લાગતી હતી એ કહે, 'પણ હું તો તમારો દુશ્મન છું, તમારાં ધરો પર જપ્તી લાવી હેરાન કરું છું, છતાં મારી ચિંતા તમે શું કામ કરો? દુશ્મન મરી જાય તેમાં તમને શું? સમજાતું નથી.'

દરબારસાહેબ કહે, 'અમને સત્યાગ્રહીને કોઈ દુશ્મન નથી. ને દુશ્મન હોય તોપણ અમારે એનું ભલું જ ઇચ્છવું જોઈએ. તમારા ઈશુએ જ નથી કહ્યું કે Love your enemy?'

કલેક્ટર પીગળીને મીણ જેવો થઈ ગયેલો. સત્યાગ્રહી એને લોકોત્તર ને વંદનીય લાગેલો. એણે સમાધાન વખતે કેવું સરલ ને સહાનુભૂતિપૂર્ણ વલણ રાખેલું તે તો દરબારસાહેબ પાસેથી સાંભળવું જોઈએ. પણ ગાંધી-વિચારણામાં ને પેસિવ રેઝિસ્ટન્સમાં રહેલ મૂળભૂત ભેદ સમજવા આ પ્રસંગનું મનન થવું જોઈએ.

જોકે બાપુએ સત્યાગ્રહના જન્મકાળે દક્ષિણ આફ્રિકાની જેલમાં જનરલ સ્મટ્સ માટે ચંપલ બનાવી સત્યાગ્રહીના પથ પર દીવો ધરી દીધો છે. બાપુની સિત્તેરમી વર્ષગાંઠે અંજલિ આપતાં એ પ્રસંગને લક્ષીને માર્શલ સ્મટ્સે જે લખ્યું છે તે દર્શનાં આંસુ લાવે, અંતરને પખાળી પુનિત કરે તેવું છે. 'I have worn those sandals for many a summer since then—even though I may feel that I am not worthy to stand in the shose of so great a man...Men like him redeem us all from sense of commonplaceness and futility and are an inspiration

to us not to be weary in well-doing "

ઉપર કહેવાયુ તેમ સત્યાગ્રહમા શત્રુને ચાહવો એ સર્વોચ્ચ દશા છે પણ એનુ એક ઓછામા ઓછુ ધોરણ પણ છે જેનાથી હેઠે પણ સત્યાગ્રહી કે સત્યાગ્રહના સચાલકોએ ઊતરવુ એ એના આદર્શને હેઠો ઉતારવા જેવુ છે

રાજકોટની પ્રયોગશાળામા બાપુએ એ ધોરણ તરફ આગળી ચીંધી છે રાજકોટ-સત્યાગ્રહના જે આદિથી અત સુધીના આતરિક ભોમિયા છે એ બાપુના નિર્ણયમા અનાયાસે આવેલ યથાર્થતા જોઈ શકશે ગરાસિયા ને મુસલમાનોના ટોળાના એ વિરોધસરઘસો એ હવાનો પરિપાક હતો જેમણે આઝાદ ચોકના ભાષણો સાભળ્યા છે તે આ સમજી શકશે

દુશ્મનને સત્યાગ્રહી ચાહી શકે કે નહિ પણ દુશ્મનને વેરી ગણી ધુત્કારી તો ન જ શકે એ એનુ ઓછામા ઓછુ ધોરણ લાગે છે બાપુએ રાજકોટના મથનમા એ જ શોધી કાઢયુ કે વીરાવાળા

---

એક વાત તમારે ખાસ જાણવા જેવી છે ખરી પરિષદના માણસો પ્રત્યે એમનામા સખ્ત તિરસ્કાર હતો અગાઉ તો હુ આ હસી કાઢતો પણ આ વેળાએ એ મને ખૂચ્યુ અહિંસામાથી એક પ્રકારનો ભય ઊપજી શકે છે જેવો દીકરો જ્યારે વાળુ કર્યા વગર રિસાઈને સૂઈ જાય છે ત્યારે માતાને ઊપજે છે પણ અહિંસાનુ પરિણામ તિરસ્કારમા કેમ આવે ?

દેશી રાજ્યોનો પ્રશ્ન ૩૬૦

અહિંસા જો ચોરવતી હોય તો સામે વિરોધીનુ આપણા પ્રત્યેનુ વલણ ઉત્તરોત્તર નરમ પડવુ જોઈએ ૩૬૬

હુ વિચારી રહ્યો હતો કે ઠાકોર વીરાવાળાનો હૃદયપલટો કરાવવામા આપણે કેમ નિષ્ફળ ગયા ? મારા અતરમાથી સીધો જવાબ મળ્યો કે એમની સામે આપણે શુદ્ધ અહિંસાનો પ્રયોગ નથી કરી શક્યા આપણા લોકોએ એમને ગાળો કાઢી મે એમની સાથે વપરાતી ભાષા પ્રત્યે દુર્લક્ષ રાખ્યુ -૬૪

સત્યાગ્રહીની વાણી ને વર્તનથી નજીક આવે કે ન આવે પણ દૂર ભાગે, અંતરમાં વેર-ઝેર કે ખુન્નસ જાગે તો આપણામાં ક્યાંક દોષ છે. જેમ લશ્કરમાં અમુક ફૂટ નીચેની ઊંચાઈનો માણસ દાખલ થઈ શકતો નથી તેમ જ મન, વાણી, વર્તનની આટલી ભૂમિકા એ સવિનય કાનૂનભંગી માટે અનિવાર્ય ગણાવી જોઈએ. એટલા જ માટે બાપુના અહિંસક પ્રતિકારને ક્ષાત્રધર્મ નહિ પણ બ્રાહ્મણ કે માનવધર્મ કહું છું. કારણકે કેસરિયાં કરતા ટેકીલા ક્ષત્રિયને મન પણ દુશ્મન દુશ્મન નથી મટયો હોતો.

બુદ્ધ ભગવાનનો પૂર્ણ સાથેનો સંવાદ બાપુની સત્યાગ્રહીની કલ્પનાને પૂર્ણ રીતે સ્પષ્ટ કરે છે. પૂર્ણ સુનાપરંત નામના જંગલી પ્રદેશમાં તથાગતનો ધર્મસંદેશ પહોંચાડવા જવામાં ભગવાનના આશીર્વાદ માગતો હોય છે.

પૂર્ણ—ભગવન, આ આપના ઉપદેશને ગ્રહણ કરી હું સુનાપરંત નામના પ્રદેશમાં જવાનો છું.

બુદ્ધ—પૂર્ણ, સુનાપરંત પ્રાતના લોકો બહુ કઠોર છે, બહુ જ ક્રૂર છે. જો તેઓ તને ગાળ દેશે, તારી નિંદા કરશે તો તને કેવું લાગશે ?

પૂર્ણ—હે ભગવન, મને તે વખતે એવું લાગશે કે આ લોકો ઘણા સારા છે, કારણકે તેઓએ મારા પર પ્રહાર કર્યો નથી

બુદ્ધ—અને જો પ્રહાર કરે તો ?

પૂર્ણ—તો મારા પર શસ્ત્રપ્રહાર કર્યો નથી એ એમની ભલમનસાઈ છે એમ હું કહીશ.

બુદ્ધ—અને શસ્ત્રપ્રહાર કરે તો ?

પૂર્ણ—તો મને ઠાર માર્યો નથી એ એમનુ ભલાપણું છે એમ સમજીશ.

બુદ્ધ—અને દાગ મારે તો ?

પૂર્ણ—ભગવન, કેટલાક ભિક્ષુઓ આ શરીરથી કંટાળી આત્મઘાત કરે છે. સુનાપરંતના રહેવાસીઓએ જો એવા શરીરનો નાશ કર્યો તોપણ મારા પર ઉપકાર કર્યો છે, અને તેથી તેઓ ઘણા જ સારા છે એમ સમજીશ

બુદ્ધ—ધન્ય પૂર્ણ ! તે ભગવાનના ઉપદેશને બરાબર ગ્રહણ કર્યો છે.

× × ×

મહાસભા આ જ વસ્તુને અનુસરે છે ખરી ? જવાબ આપવો કઠિન છે ખાસ કરીને પૂના-ઠરાવ પછીથી એ સવાલનુ નિરાકરણ કરવાનુ જરૂરી છતા કઠિન થઈ પડ્યુ છે. પ્રચલિત જવાબ તો એ છે કે 'ગાંધીજી ને એમના અનુયાયીઓ ગમે તે કહે પણ મહાસભા એ તો રાજકીય સસ્થા છે ને દેશની આઝાદી લેવા જન્મી છે. એ રાજકીય રીતે અહિંસામાં માને છે.' 'હુ રાજકીય રીતે અહિંસામાં માનુ છુ' એમ કોઈ કહે છે ત્યારે એક એવી વિચિત્ર રીતે હસે છે કે જાણે એ દ્વારા કહેતો હોય ને કે ગાજની પિપૂડી છે—વાગે ત્યાં સુધી વગાડવી છે, નહિતર કરડી ખાતા કયા નથી આવડતુ ? જાણે દભ રાજકારણનો વડેરો ભાઈ હોય ને !

મહાસભા પ્રધાનપણે રાજકારણને મથન કરનારી સસ્થા છે એમા ગાંધી-વિચારણા સાથે વાંધો પડે તેવુ નથી જો ગાંધી-વિચારણા એના દિગંતવ્યાપી સ્વરૂપમા એના અર્થશાસ્ત્રને રજૂ કરતો ચરખા ને ગ્રામોદ્યોગ સઘ, એની ભૂતદયાને વ્યક્ત કરતો હરિજનસેવકસઘ, ને શિક્ષાદાનના સ્વપ્નને સમાવતા તાલીમી સંઘને સમાવી શકે છે તેમ જ રાજકારણને શુદ્ધ કરવા મથતી મહાસભાને આવશ્યક ને અગત્યનુ સ્થાન આપી શકે છે. માત્ર અન્ય સર્વ સઘોની જેમ અહિંસાને ભોગે સ્વરાજ એ વાત નહિ ખપે. અહિંસક

સંસ્કૃતિના વિકાસ અર્થે અન્યની જેમ રાજકારણ એ વાહન છે એ વાત હિનરાત રમ્યા કરવી જોઈએ. ને બીજું એ સમજી લેવું જોઈશે કે ગાંધી-વિચારણા એ એક અખંડ સ્વપ્ન છે, એનો એક ટુકડો લ્યો ને બીજો છોડી દો તો ચાલે નહિ.

રાજકારણથી ગાંધી-વિચારણા અભડાતી નથી. પણ ગાંધીની સંનિધિમાં રાજકારણે આવતાં પહેલાં એની ગંગા-જમના સત્ય-અહિંસામાં સ્નાન કરી મેલ ઉતારીને પ્રવેશવું જોશે. વ્રતોનું બખ્તર સજવું પડશે. એમ નહિ કરે તો મહાસભાની હિલચાલ પણ Passive resistance થઈ જશે. તો એ પરાણે સ્વીકારેલ અહિંસાનો પ્રત્યાઘાત ક્યાં લઈ જશે?

આજનું Sabotage એ પ્રત્યાઘાત તો નથી?

આથી વિશેષ ચર્ચા અહીં અસ્થાને છે.

× × ×

વિશાળ દૃષ્ટિએ એક બીજી રીતે પણ સત્યાગ્રહના રસ્તાની ઉપયોગિતા જોવી જોશે. હિંસા-અર્ધહિંસા કે અકસ્માતથી પ્રજાસત્તા, સમાજસત્તા કે વર્ગસત્તા મેળવી તો ખરી, કારણકે ઘણી વાર મળી છે. પણ તે પછી પણ, પ્રજાના મોટા અથવા નાના સમૂહને કે વ્યક્તિને રાજ્યના કોઈ પગલાં સામે સક્રિય વિરોધ કરવો હોય તો આજના યુગમાં રસ્તો શું આપણું! એક કાળે તો એવી વ્યક્તિ બહારવટે ચડતી કે એવો સમૂહબળવો કરતાં ને ઘણી વાર ન્યાય મળતો. કારણકે તે દિવસોમાં પ્રજા અને રાજસત્તા વચ્ચે આયુધબળ સંબંધમાં બહુ તફાવત નહોતો. રાજ્યની પાસે પણ તીરકામઠાં, ભાલાં, બંદૂકો ને થોડાં હતાં, પ્રજા પાસે પણ એ જ હથિયારો હતાં. ઊલટું કેટલીક પ્રજા પાસે સમૂહબળ હોવાથી આયુધબળ પણ વધી જતું. તે કાળે ગમે તે માણસ ઘેર તીરકામઠું બનાવી લેતો, ગમે તે લુહાર બંદૂક બનાવી દેતો-દારૂ કે ગોળીઓ ઘેર જ પડતાં.

આથી કોઈ વ્યક્તિ કે વર્ગને રાજસત્તાના અન્યાયનો સામનો કરવાનો માર્ગ ઉઘાડો નહિ તોય સરલ હતો. રાજ્ય પણ એ ધાકમાં રહેતું પણ આજે યંત્રયુગમાં એ સ્થિતિ પલટાઈ ગઈ છે. વિરોધી કરતાં વધારે હિંસા કરો તો જ છતી શકો એ હિંસક યુદ્ધના નિયમ મુજબ આજે રાજ્ય જે હિંસક સાધનો ધરાવે છે તે કે તેના કરતા ચડિયાતાં સાધનો પ્રજા મેળવી શકે તેમ છે? ટેંક કે એરોપ્લેન કે બ્રેનગન કે મોટર બનાવવી એ કોઈ એક કે બે-ચાર લુહારનું ગજું નથી. એ ચોરીછૂપીથી બની શકે તેવી વસ્તુ નથી. એને માટે જોઈતી મૂડી એકાદ શ્રીમંતને ત્યાં પણ સંભવતી નથી. રાજ્ય જ એ મોતનો સરંજામ વસાવી શકે તેમ છે. અરે ઘણીવાર તો નાનાં રાજ્યો કે જ્યાં આવશ્યક રસાયણો— પેટ્રોલ કે એવી જ બીજી ચીજો ન થતી હોય તેનું પણ એ સરંજામ વસાવવાનું ગજું નથી. આ સ્થિતિમાં એ રાજ્યે અન્ય રાજ્યનો કે પ્રજાના એક વિભાગે રાજ્યનો સક્રિય વિરોધ કરવો હોય તો શું કરવું? નિરાધાર દશાનું રટણ કરી એ સરંજામ સામે જોઈજોઈને નિસાસા મૂકવા? આમ લાંબા કાળ સુધી પ્રજા પાસે કશું હથિયાર ન રહે તો એમાં લઘુતાગ્રંથિ જડ ન ઘાલી જાય? યંત્રનિષ્ણાતો, વ્યવસ્થાનિષ્ણાતો ને સરંજામ પર કાબૂ ધરાવનારા જેજવાબદાર નહિ જ બને તેવું ધારવાનું કાંઈ કારણ નથી. રાજ્યની સત્તા જ ખરી પડશે એમ સમાજવાદીઓ ઘણી વાર કહે છે ખરા, પણ કેંદ્રવર્તી યંત્રોદ્યોગ ને વિશાળ પાયા પર Planned economy જે સમાજવાદી રાષ્ટ્રના કાયમી અંગ રહેવાના હોય ને રહેશે એમ લાગે છે તો નિષ્ણાતો ને આયોજકો કોક દિવસ બેજવાબદાર બની જાય. એમાય જો ખબર પડે કે પ્રજા પાસે આ લશ્કરી બળની ટક્કર ઝીલી શકે તેવું કાંઈ નથી ત્યારે તો ખાસ

સંસ્કૃતિના વિકાસ અર્થે અન્યની જેમ રાજકારણ એ વાહન છે એ વાત હિનરાત ગણ્યા કરવી જોઈએ. ને બીજુ એ સમજી લેવું જોઈશે કે ગાંધી-વિચારણા એ એક અખંડ સ્વપ્ન છે, એનો એક ટુકડો લ્યો ને બીજો છોડી દો તો ચાલે નહિ.

રાજકારણથી ગાંધી-વિચારણા અભડાતી નથી. પણ ગાંધીની સંનિધિમાં રાજકારણે આવતાં પહેલાં એની ગંગા-જમના સત્ય-અહિંસામાં સ્નાન કરી મેલ ઉતારીને પ્રવેશવું જોશે નહોતું બખ્તર સજવું પડશે એમ નહિ કરે તો મહાસભાની હિલચાલ પણ Passive resistance થઈ જશે તો એ પગણે સ્વીકારેલ અહિંસાનો પ્રત્યાઘાત કયાં લઈ જશે?

આજનું Sabotage એ પ્રત્યાઘાત તો નથી?

આથી વિશેષ ચર્ચા અહીં અસ્થાને છે

×          ×          ×

વિશાળ દૃષ્ટિએ એક બીજી રીતે પણ સત્યાગ્રહના શસ્ત્રની ઉપયોગિતા જોવી જોશે. હિંસા-અર્ધહિંસા કે અકસ્માતથી પ્રજાસત્તા, સમાજસત્તા કે વર્ગસત્તા મેળવી તો ખરી, કારણકે ઘણી વાર મળી છે પણ તે પછી પણ પ્રજાના મોટા અથવા નાના સમૂહને કે વ્યક્તિને રાજ્યના કોઈ પગલા સામે સક્રિય વિરોધ કરવો હોય તો આજના યુગમા સ્તો શું આપશું? એક કાળે તો એવી વ્યક્તિ બહારવટે ચડતી કે એવો સમૂહબળવો કરતા ને ઘણી વાર ન્યાય મળતો કારણકે તે દિવસોમાં પ્રજા અને રાજસત્તા વચ્ચે આયુધ-બળ સબંધમા બહુ તફાવત નહોતો રાજ્યની પાસે પણ તીરકામઠાં, ભાલા, બંદૂકો ને ઘોડા હતાં, પ્રજા પાસે પણ એ જ હથિયારો હતા ઊલટું કેટલીક પ્રજા પાસે સમૂહબળ હોવાથી આયુધબળ પણ વધી જતુ તે કાળે ગમે તે માણસ ઘેર તીરકામઠું બનાવી લેતા, ગમે તે લુહાર બંદૂક બનાવી દેતો-દારૂ કે ગોળીઓ ઘેર જ પડાતા.

નફાના આકર્ષણ સિવાય સંસ્કૃતિ વિકસે જ નહિ એમ મૂડીવાદે દાંડી પીટીને કહેલું. આજે ગુલામીની સંસ્થા નામશેષ થઈ છે. અંગત નફા માટેનું ઉત્પાદન દુનિયાના એ વિશાળ દેશમાંથી નાબૂદ થઈ રહ્યું છે. તો એક દિવસ યુદ્ધ કે હિંસામાત્રને તજશે જ એમ માનવું એમાં અવ્યવહારુપણું કે ઘેલછા નથી. દુનિયામાં જે છે તે જ સત્ય નથી. એ તો અપ્રગટ સત્યનો અંશમાત્ર છે. આજને જ સત્ય માનીને ચાલનાર મૃત્યુને કાંઠે ઊભો છે. આવતીકાલને જોતાં જે આજમાં જીવે છે એ જ અમર, જ્ઞાની છે એ વિષે શંકા નથી. યંત્રયુદ્ધથી ત્રસ્ત જગત કોઈક નવો માર્ગ ખોળી રહ્યું છે, સત્યાગ્રહ એનો અવેજ છે એમાંય શંકા નથી. સવાલ સત્યાગ્રહીની શ્રદ્ધાનો છે. જેને શ્રદ્ધા છે એને માટે તો ભૂલોય દીપસ્થંભ બની જવાની. જન્મજન્માંતરો પછી પણ એનું મોઢું તો એ બાજુ જ રહેવાનું, એને તો પેલું સુવર્ણવાક્ય જ બસ છે—

"Long is the way and narrow is the gate that leadeth unto life."

પણ એ એક આશ્ચર્યની વાત છે કે ક્રાંતિકારીઓ જ ઘણી વાર બાપુનો સૌથી વધારે વિરોધ કરે છે. આ દેશમાં સામ્યવાદીઓએ ગાંધીને જેટલાં ઉપનામોથી નવાજેલ છે એટલાં વિવિધ ઉપનામોથી કદાચ સનાતનીઓએ પણ નહિ નવાજેલ હોય.

ગાંધી ઈશ્વરનો અવતાર નથી, અથવા તો ગાંધી અપૂર્ણ છે એમ કહેવામાં તો કશું અજુગતું નથી. કારણકે ગાંધીએ પોતે જ ઘણીયે વાર કહ્યું છે કે, 'બીજાના જેવો જ હુયે અપૂર્ણ માનવી છું, બીજાની જેમ જ સડીને ગંધાઈ ઊઠે એવું ખોળિયું મને મળ્યું છે.'

પણ ગાંધીને પીછેહઠવાદી, ઢીલો, તકવાદી, છૂપા મૂડીવાદી, પ્રત્યાઘાતી કે ફૅસિસ્ટ કહેવો એ તો છતી આંખે આંધળા થવા જેવું છે. સમસ્ત દેશની માનહાનિ કરનારું • રોલેટબિલ જ્યારે

એટલે ગમે તે વાદની સત્તા આવે પણ રાજ્યનાં બધાં જ કાર્યો પ્રજાનાં મંડળોને રુચશે તેમ માનવું તે અસંભવિત છે. એકાદ વેરા સંબંધમાં, એકાદ વ્યવહારમાર્ગ સંબંધમાં કે માની લીધેલ અન્યાય સંબંધમાં છેવટ રાજ્યતંત્રના વ્યવસ્થાપકોને એમને હંફાવી શકે એવું હથિયાર સુલભ છે એ ખ્યાલમાં રહે તેટલા માટેય સત્યાગ્રહનાં શસ્ત્રો પ્રજાએ ખિસ્સામાં રાખવાં પડશે. રાજ્યને એમાં ખોટો ભય પામવાનું કારણ નથી કારણકે સત્યાગ્રહના નિયમ મુજબ તો એને અનુસરનારે જાત પર જ વેઠવાનું હોય છે. જો એ સાચો હશે તો લોકમત એને ટેકો આપશે ને ખોટો હશે તો સહન કરવાનું એને પોતાને જ રહેશે. રાજ્યને કશું નુકસાન નહિ થાય. આ નિર્દોષ શસ્ત્રનો અધિકાર ને લાયકાત પ્રજા ન મેળવે તો આજના યાંત્રિક યુગમાં અન્યાયનો સામનો કરવાનું માંડી વાળી સદૈવ એક પક્ષે inferiority complex ને સામા પક્ષે superiority complex કેળવાયા કરશે. ને હિંસા, નામર્દાઈ, કપટ એ બધાંનાં જન્મસ્થાનો આ બે વિકૃતિઓ છે એમાં સહેજ પણ ચિત્તશાસ્ત્રને જાણનારથી ના પડાશે ?

× × ×

એ વાત સાચી છે કે આદર્શ અઘરો છે પણ ઘણા કહે છે તેમ અશક્ય નથી. માણસ તેના અજ્ઞાને મૂઢ, ક્રોધે વ્યાકુળ, સ્વાર્થે અંધ ભાઈને ચાહે અથવા નિર્વૈરભાવે જુએ એ વાત અશક્ય માનવી એ વાત જ આસુરી છે. માણસમાંથી અવિદ્યા જાય જ નહિ એમ માનવું એ જ અશ્રદ્ધા—નાસ્તિકતા. એ અઘરું છે, સહજસિદ્ધ નથી એ વાત સાચી છે, છતા એ જ ટૂંકો ને સાચો રસ્તો છે.

માણસે એને અણગમતાં અનેક વહેમો, ખ્યાલો ને સંસ્થાઓ તજેલ છે. ગુલામીની સંસ્થા વિના તો સંસ્કૃતિનો વિકાસ ન થઈ શકે એમ ગ્રીસના શ્રેષ્ઠ વિચારકોએ માન્યું હતું. અંગત

નફાના આકર્ષણ સિવાય સસ્કૃતિ વિકસે જ નહિ એમ ભૂડીનાદે દાડી પીટીને કહેતુ આજે ગુલામીની સસ્થા નામશેષ થઈ છે અગત નફા માટેનુ ઉત્પાદન દુનિયાના એ વિશાળ દેશમાથી નાબૂદ થઈ રહ્યુ છે તો એક દિવસ યુદ્ધ કે હિસામાનવે તજશે જ એમ માનવુ એમા અ યવહારુપણુ કે ઘેલછા નથી દુનિયામા જે છે તે જ સત્ય નથી એ તો અપ્રગટ સત્યનો અશમાત્ર છે આજને જ સત્ય માનીને ચાલનાર મૃત્યુને કાઠે ઊભો છે આવતીકાલને જોતા જે આજમા જીવે છે એ જ અમર, જ્ઞાની છે એ નિરે શ ા નથી યત્રયુદ્ધથી ત્રસ્ત જગત કોઈ નવો માર્ગ ખોળી રહ્યુ છે, સત્યાગ્રહ એનો અવેજ છે એમાય શકા નથી સવાલ સત્યાગ્રહીની શ્રદ્ધાનો છે જેને શ્રદ્ધા છે એને માટે તો ભૂનોય દીપસ્થભ બની જવાની જન્મજન્માતરો પડી પણ એનુ મોઢુ તો એ બાજુ જ રહેવાનુ, એને તો પેલુ સુવર્ણવાક્ય જ બસ છે—

"Long is the way and narrow is the gate that leadeth unto life"

પણ એ એક આશ્ચર્યની વાત છે કે ક્રાતિકારીઓ જ ઘણી વાર બાપુનો સૌથી વધારે વિરોધ કરે છે આ દેશમા સામ્યવાદીઓએ ગાધીને જેટલા ઉપનામોથી નવાજ્યા છે એટલા વિવિધ ઉપનામોથી કદાચ સનાતનીઓએ પણ નહિ નવાજ્યા હોય

ગાધી ઈશ્વરનો અવતાર નથી, અથવા તો ગાધી અપૂર્ણ છે એમ કહેવામા તો કશુ અજુગતુ નથી કારણકે ગાધીએ પોતે જ ઘણીયે વાર કહ્યુ છે કે, 'બીજાના જેવો જ હુયે અપૂર્ણ માનવી છુ, બીજાની જેમ જ સડીને ગધાઈ ઊઠે એવુ ખોળિયુ મને મળ્યુ છે'

પણ ગાધીને પીછેહઠવાદી, ઢીલો, તમ્વાદી, છદ્મ મૃદીવાદી, પ્રત્યાઘાતી કે ફૅસિસ્ટ કહેવો એ તો ઉઘાડી આખે આધળા થવા જેવુ છે સમસ્ત દેશની માનહાનિ કરનારુ . રોનેગબિન જ્યારે

માથે ઝઝૂમતું હતું, ને એનો સામનો કરનારો કોઈ મર્દ નહોતો, ત્યારે ગાંધી મહાન બ્રિટિશ સામ્રાજ્યની તોપો સામે ઊભો રહ્યો હતો. પીછેહઠવાદીઓ તોપો સામે નથી ઊભા રહેતા.

ઢીલા ને થાકેલા ગાંધીએ સાઠ વર્ષની ઉંમરે દાંડીયાત્રા કરી લાખોને ઊંઘમાંથી હલબલાવ્યા હતા. પુરાણપ્રિય ગાંધીના અસ્પૃશ્યો માટેના અનશનના ભણકારા તો હજુય શમ્યા નથી. *I shall put my life into scales of justice* બોલવાનું કોઈ તકવાદીનું ગજું નથી.

ને રેસિસ્ટ ? એ ઉપનામ બોલનારના જ્ઞાનદારિદ્ર્ય સિવાય બીજા શેનું ચિહ્ન છે ? એક નજીવી એવી લઘુમતિને નહિ દમાવવા કોઈ પોતાની સત્તાનું સ્થાન છોડે ? ગાંધીએ એકથી વધુ વખત મહાસભાનું શાસન સામેથી ચાલીને છોડ્યું છે. પ્રતિસ્પર્ધીના ખોળામાં માથું મૂકવાનો વિશ્વાસ ને ઔદાર્ય તો બીજો કોઈ બતાવશે ત્યારે દુનિયા જોવા પામશે.

પરાજિત ? વિજય-પરાજયના પલ્લે મૂલવનારા ભલે પોતાના મનમાં પોતાને સર્વજ્ઞ ગણે, પણ જગન્નિયંતાના ચક્ષુએ તો જેણે સંગ્રામમાં માનવતા ખોઈ છે તે હાર્યો છે. જેણે કસોટીના કાળે પણ માનવતાનું ટીપુંય ઢળવા નથી દીધું તે જ જીત્યો છે. ફૂલને પગ નીચે કચડનાર જીત્યો કે કચરાતાં કચરાતાંય જે વાતાવરણને સૌરભથી ભરી દેતું ગયું તે જીત્યું ?

પણ સામાન્ય અર્થમાંય ગાંધીને પરાજિત કહેવો મુશ્કેલ છે. એક સામાન્ય અમેરિકન ઇતિહાસકારને જ બોલવા દઈએ, 'એલેક્ઝાંડર ને સીઝર જેવા સેનાનીઓ એની આગળ અંગૂઠિયા લાગે છે. એની વ્યૂહનીતિ આગળ રાક્ષસી ટેંકો ને હવાઈ જહાજો રમકડાં જેવાં છે.' *

* Story of the human race.

એણે પહેલી લડત આપી ત્યારે એની સાથે કેટલા જણ હતા? ૧૯ જણા. ઇતિહાસકારો આ આંકડો ધ્યાનમાં રાખશે. ૧૯ જણાની મદદથી એણે એક ભૂખંડવ્યાપી શહેનશાહત સામે વગર હથિયારે બહારવટું શરૂ કર્યું. આજે એ ૧૯ જણની જગ્યાએ ૨૯ હજાર જણા એના કદમે કદમ મિલાવતા તૈયાર છે. ૨૯ લાખ જણા એણે સર્જન કરેલ સંસ્થાના સભ્યો છે ને કરોડોનો એ પૂજાઈ દેવ થઈ ચૂક્યો છે.

એણે હિટલર, સ્ટેલિન કે મુસોલીનીની પેઠે બંદૂક બતાવી નથી, ખટપટોનાં ઝેરી વર્તુળ રચ્યાં નથી, નથી ગેસ્ટેપો કે ઓગપુ, નથી ગજવ્યાં જૂઠાણાંને સર્વવ્યાપી કરતાં ધ્વનિવર્ધક યંત્રો. એના હાથમાં સૈન્યને ચૂકવવાની કોડી પણ નથી. દામ પેટે એના સૈનિકોને આપે છે હાડમારી, જેલ ને મજૂરી. એ સૈનિકો પણ છે દુનિયાની નરમમાં નરમ પ્રજાનો પાક. આ સૈન્યે એણે ચંપારણ્ય, નાગપુર, બારડોલી, બોરસદ ને ૧૯૩૦ના સત્યાગ્રહો જીત્યા. અર્ધનગ્ન ફકીરથી શરમાઈ મરતી બ્રિટિશ સલ્તનતને ગાંધી–ઇર્વીન–કરાર કરવાની ફરજ પાડી. આસ્ટરલીત્ઝ, જેના, વાટર્લુ, કે માર્ન એ બધાં શું આના કરતાં વધારે આકર્ષક છે? આસ્ટરલીઝ ને માર્ને શાને જન્મ આપ્યો? નવાં યુદ્ધોને. ને આ સત્યાગ્રહોએ? એક એવી યુદ્ધનીતિને કે જેમાં ખૂનીનું ખંજર, ઝેરનું પ્યાલું કે બંદૂકની ગોળીની જરૂર નથી. જેમા વિજેતાને કેફ ચડતો નથી, પરાજિતની ગ્લાનિ ઓસરી જાય છે, જેમાથી એક દિવસે તલવારનાં ભાંગીને દાતરડાં થવાના છે.

ઉત્પાદનના સાધનોની સામુહિક માલિકીમાં માનનાર જો સમાજવાદી કહેવાતો હોય તો હું સમાજવાદી છું. હું માનું છું કે જમીન, કારખાનાં ને વ્યવહારનાં સાધનોનો આખરી માલિકીહક્ક શ્રમજીવી સમુદાયનો હોવો જોઈએ. વર્ગવિગ્રહ જવો જોઈએ,

યોજિત અર્થનીતિ દ્વાન નફા માટેના ઉત્પાદનની જગ્યાએ ઉપયોગ માટેનુ ઉત્પાદન થનુ જોઈએ સમાજોપયોગી શ્રમ કરનારાઓનો જ રાજ્યતંત્ર પર કાબૂ રહેવો જોઈએ તેય કબૂલ છે સામ્યવાદીઓને હાઉરૂપે જોઈ શકતો નથી અને પોતાને પણ શરૂ શરૂમા બાપુની ટ્રસ્ટીશીપની વિચારણાએ, જમીનદારો તથા રાજાઓ અંગેના નિવેદનોએ પારાવાર પીડા ઉપજાવી છે–મૂઝ પોર છે એટલે સામ્યવાદીઓને બાપુને સમજવામા નડતી મુશ્કેલીઓ કલ્પી શકુ છુ

બાપુને સમજતાં પહેલા સામ્યવાદી મિત્રદરોએ એક વસ્તુ સૌથી પહેલા સમજી લેવી જોઈએ કે બાપુ એ સમાજશાસ્ત્રના વિદ્વાન અભ્યાસી નથી માર્ક્સની પેઠે એમણે સ્વસ્થપણે બેસી-વિચારી અનેક હકીકતો ને શાસ્ત્રોનુ અવગાહન કે દોહન કરી સમાજ વિદ્યાનો અદ્યતન ગ્રંથ લખ્યો નથી એવી નવરાશ જ મળી નથી એક વખત જીભગની નવરાશમા લખ્યો પણ તેય સમાજશાસ્ત્રની દૃષ્ટિએ પૂરો મતાસ્કાગ્ક નહિ લેખાય એમા બાપુના સ્વમની સુસ્પષ્ટ છાપ અવશ્ય છે પણ વિશ્વવ્યાપી સમાજની ગતિ, બળાબળોનુ તોલન ખાંચખૂચ વિનાનુ છે એમ તટસ્થ માણસ નહિ કહે

બાપુ મુખ્યત્વે કર્મયોગી છે એ વિચારના તાણાવાણા ગૂથ્યા કરનાર કેવળ ફિલસૂફ નથી એણે તો કર્મયોગ આચરતા જ્યાં ખપ પડ્યો ત્યાં ફિલસૂફી સર્જી છે તેય ખપ પૂરતી ને તેનુ ય વળી જરૂર પડી ત્યારે સગ્હણ કર્યું છે

હિંદ–સ્વરાજમાં યંત્રોનો હાડોહાડ કરેલ વિરોધ અને આજે એ સંબંધમા એમણે પોતે સરકારેલી દૃષ્ટિ–એવા યંત્રોનાં કારખાનાંની સામુહિક માલિકીનો સ્વીકાર એ બધુ સરખાવી જોઈએ તો લાગે કે બાપુ હમેશ વિકાસ પામતા રહ્યા છે એમણે એક જડ ખોખુ સર્જ્યું નથી જેમાં એ ભીંસાઈ મરે એવુ સર્જવની એમણે ઇચ્છા પણ નથી રાખી એમણે તો એક ડગનુ બસ થાય

કહ્યું છે. આને લીધે એમની ગઈકાલની કેટલીક ગૌણ કલ્પનાઓ ને આજે તે જ સંબંધની કલ્પનાઓ વચ્ચે થયેલો ફેરફાર દેખાય છે, પણ એનું કારણ પ્રશ્નો ને પરિસ્થિતિના વૈવિધ્યનો છે. જે પ્રશ્ન એમની સામે ન આવ્યો હોય તેને એ ભાગ્યે જ સ્પર્શે છે, સમગ્ર રૂપે નહિ પણ સામે આવ્યો હોય તેટલા જ રૂપે એનો નિવેડો આણે છે. આવતીકાલના પ્રશ્નોનો વિચાર કરી આજે ઈશ્વરે આપેલ સમય બગાડવાનું એમની પ્રકૃતિને રુચતું નથી. એથી ઘણી વાર આગળ આવી ગયેલ પ્રશ્ન વિસ્તૃત રૂપે આવે ત્યારે એનો ઉકેલ નવો જ શોધે છે. એમ કરતા કાલે કરેલ ઉકેલથી આજે જુદો જ ઉકેલ શોધવો પડે તોય એમને વાંધો નથી. સત્ય અને અહિંસાની મર્યાદામાં જો એ ઉકેલ બંધબેસતો હોય તો અસંગતતાની એમને પડી નથી.

ઘણી વાર થાય છે કે બાપુ નિગતે બેસીને સમાજરચનાના બધા પ્રશ્નો સ્વતંત્ર તેમ જ પરસ્પરના સંબંધોની રીતે વિચારી કાઢે ને યોજના કરે તો કેવુ સારુ ? પણ એ તો કહેવાના કે મારે એક ડગલું બસ થાય–હાથ પરના નાના કામો પાસે દૂરનાં મોટાં કામો બિનઅગત્યના લાગવાના. ઈશ્વરનિષ્ઠ કર્મયોગીની એવી જ પ્રકૃતિ

આ વાત જો સમજાઈ જાય તો સામ્યવાદીઓને એમને સમજવા કાંઈક સુગમ પડે

બાપુ આજે સમાજવાદી નથી પણ ગાંધી સમાજવાદી કે સમાજવાદ કરતાયે મહાન છે એમની મહત્તા એઓ સમાજવાદ સ્વીકારે ન સ્વીકારે તેના પર લવલેશ અવલબતી નથી. અતિશયોક્તિને જોખમે પણ એમ કહેવાય કે બાપુ જે દિવસે સમાજવાદ પર પોતાની મહોર મારશે તે દિવસે સમાજવાદ પાવન થશે–ગાંધી નહિ. એ તો પાવનકારી છે જ. બાપુને એવા કોઈ પણ વાદમાં

મૂરત્તા એ એમની સર્વતોમુખી પ્રતિભાને નહિ સમજ્યા બરાબર છે. ગાંધીએ તો સમાજવાદનું નામ પણ નહોતું સાંભળ્યું ત્યારે એક વાદ સ્વીકારી લીધો છે. એ છે સત્યવાદ. એ અરાજકવાદી છે કે સામ્યવાદી, પુરાણમતવાદી છે કે નવમતવાદી એના વિષે સંભવ છે કે એમના જીવનપર્યંત ચર્ચાઓ ચાલ્યા કરશે, પણ એ સત્યવાદી છે એ વિષે રજમાત્ર શંકા સંભવતી નથી. આત્મકથા પહેલી જ વખતે વાંચનારને પણ એ વાતની પ્રતીતિ થયા સિવાય રહેતી નથી. અપરિગ્રહ, બ્રહ્મચર્ય, અભય–એ બધું એમને કેળવવું પડયું છે પણ સત્યપરાયણતા એમને કેળવવી પડી નથી. એ એમનું જાણે ઈશ્વરદત્ત ધન લાગે છે–એમનો સહજધર્મ છે. અને ઋષિઓ તો પુરાણકાળથી કહી ગયા છે કે સત્યાન્નાસ્તિ પરો ધર્મઃ. સત્ય સિવાય બીજો વાદ નથી. સત્ય સિવાય બીજો આગ્રહ ન હોઈ શકે. એટલે મને તો હંમેશ ધરપત છે કે સામ્યવાદ સાચો હશે જ તો બાપુ વહેલા કે મોડા એ સ્વીકારવાના જ છે. જેમ આજે જ એમણે કેટલુંક પચાવી લીધું છે હું મારી વાતને અણિશુદ્ધ સત્યરૂપે જાળવી રાખું એટલું જ એમને એક દિવસે બદલાવવા માટે બસ છે. કારણકે જે ગાંધી એક દિવસે વફાદાર બ્રિટિશ પ્રજાજન તરીકે God save the Kingનું ગીત ગવરાવતો હતો એ જ ગાંધી જે દિવસે ખબર પડી કે સરકાર અનર્થકારી છે તે ક્ષણે એને સરકારનો બહારવટિયો બનતાં એક ઘડીનો પણ વિલંબ નથી લાગ્યો. Unto this last તો એના પહેલાં ઘણાએ વાંચ્યું હશે ને પછી પણ ઘણાએ વાંચ્યું હશે. પણ વાંચ્યા પછીના બીજા જ કલાકે સમસ્ત જૂના જીવનને, એના આચારવિચારને સર્પની કાંચળી પેઠે ફગાવી દીધાનો બીજો કિસ્સો બન્યો નથી. સત્ય લાગે ને અમલ કરે, એની વચ્ચે પળનોય વિલંબ એની સત્યપરાયણતા સહન કરી શકે તેમ નથી. એટલે જ પ્રસંગ પડયે પોતાની બધી જ

પ્રતિષ્ઠાને એક પલ્લામાં મૂકી હિમાલય જેવડી ભૂલો એણે કબૂલ કરી છે.

કોઈ પણ એક વાદમાં માનવું એમાં મહત્તા નથી. પણ એ વાદ જ આખરી સત્ય નથી એમ સમજી વાદને એના પૂરતું જ સ્થાન આપતાં છતાં એનાથી પર રહેવું, એને વિસ્તારવા, સંકોચવા, સુધારવા કે ઉચ્છેદવા પણ તૈયાર રહેવું એમાં જ મહત્તા છે. વિશ્વના મધ્યબિંદુએ આપણે છીએ એમ માનવાથી જીવનના જમાપાસામાં શૂન્ય સિવાય કશું જ જમા થતું નથી.

ગાંધીએ પોતાની જાતને શૂન્યથીયે શૂન્ય ગણી છે. એ નવું નહિ શીખવા જેટલા જ્ઞાનવૃદ્ધ કદી નથી થયા. એટલે જ આપણે આશા સેવશું કે એક દિવસ એવો આવશે કે જ્યારે એઓ અહિંસાને બાદ ન આવે તેવી રીતે સમાજવાદમાં સંમતિ આપશે. અત્યાર આગમચ એ દિશામાં છેલ્લા દસકામાં એ ચાલી જ ચૂકયા છે એમ બારીકાઈથી જેમણે એમનાં લખાણ વાંચ્યાં હશે તે સાક્ષી પૂરશે.

ગાંધીવાદ (જો એને કહી શકાતો હોય તો, યથાર્થ શબ્દ તો કૃપલાનીજીએ સૂચવેલ ગાંધી–જીવનદૃષ્ટિ ને કાર્યપદ્ધતિ છે) ને સમાજવાદ વચ્ચે મિલનસ્થાન જોઈ શકું છું. યંત્ર વિષેનું એમનું મંતવ્ય આપણે જોયું છે. એ મંતવ્ય સમાજવાદની દિશામાં છે, લગભગ એની થડોથડ છે. સમાજવાદીઓને એવો જ બીજો વાંધો છે અહિંસા સામે. પણ મને તો ગાંધીજીની અહિંસા માર્કસના Historical materialismની ઉત્પત્તિ તરીકે સ્વીકારવી જ જોઈએ તેમ લાગે છે. માર્ક્સે ઈતિહાસમાં પહેલી જ વાર સુસ્પષ્ટ ને ક્રમબદ્ધ રીતે બતાવ્યું કે માનવીને ઘડનાર એની આર્થિક ઉત્પાદન-પદ્ધતિ પર રચાયલી એની સમાજરચના છે. એ પાર્શ્વભૂમિ જ માનવીની વિશિષ્ટતાઓ ને મર્યાદાઓ ઘડે છે. અને એમાંથી છટકવું

એ મોટા ભાગને માટે મુશ્કેલ છે * ગાંધીજી એ સમજે છે એટલે જ કહે છે કે માનવીના દોષો, ભૂલભરેલા ખ્યાલો કે કાર્યો માટે માનવી દોષપાત્ર નથી હું ધર્મેન્દ્રસિંહજીની જગ્યાએ હોઉં, બાળપણથી જ વિલાસ–શોખ ને હાજી–હાના વાતાવરણમાં ઊછર્યો હોઉં તો પૂરો સંભવ છે કે હું પણ બહુ સારો ન હોત. ને જો એ બીજા સાચ–સંસ્કારી ને પવિત્ર વાતાવરણ વચ્ચે જન્મ્યા ને ઊછર્યા હોત તો આવા ઉડાઉ, દારૂડિયા ને પશુ ન બન્યા હોત. આ સમભાવજન્ય જ્ઞાનમાથી અહિંસા જન્મી છે ગુનો પરિસ્થિતિનો ને દંડ પડે માનવીને શિર એ અન્યાયી ને અતાર્કિક છે તર્કયુક્ત તો ગાંધી કહે છે તે છે કે

હણો ના પાપીને દ્વિગુણ બનશે પાપ જગના
લડો પાપો સામે અડગ દિલના ગુપ્ત બળથી,

વ્યક્તિનો નહિ, વ્યવસ્થાનો નાશ કરો કારણકે દોષ તો તંત્રનો છે એ તંત્રમા જન્મે કે પેસે તેને ડાઘ લાગે જ

પહેલા એવા વિચારકો હતા જે એમ કહેતા કે માનવીની મુક્તિ માટે બાહ્ય ફેરફારની જરૂર નથી મનને સુધારો એટલે બસ છે માર્ક્સ અને તેના પુરોગામી વિચારકોએ આ વિધાન તોડી

* The general conclusion I arrived at can be briefly formulated as follows The mode of production of material means of existance conditions whole process of social, political, and intellectual life It is not **the consciousness of men that determines their existance But on the contrary *it is their* social existance that determines their consciousness**

Marx, Introduction to the critique of political economy.

નાખ્યુ અને કહ્યુ કે (અ) માનવીને મુક્ત કરવો હોય તો એના મન તથા શરીરને જકડી રાખનારી-સકુચિત કરનારી સમાજ-વ્યવસ્થા બદલવી પડશે (વ) એ બદલાવનાના પ્રયત્નમા એક સપત્તિ-સપન્ન વર્ગ જે ચાલુ વ્યવસ્થાને લીધે લાભ ઉઠાવી રહ્યો છે તે આડખીલીરૂપ નીવડનાનો (જેમ અહી અંગ્રેજો છે તેમ) (क) સમૂહ તરીકે એ વર્ગના વિચાર કે આચાર બદલાઈ જાય તે અશક્ય છે એટલે એમનો તો બળજબરીથી નાશ કરવો પડશે

આમાનાં પહેલા બે વિધાનો યથાર્થ છે પણ સપત્તિવાનોનો નાશ કરવામા માર્ક્સની વિચાર-સરણીની રીતે જ દોષ થાય છે સપત્તિવાનો એમના મતવ્યો ને આગ્રહો માટે જવાબદાર નથી જવાબદાર તો એની આર્થિક ને સાસ્કૃતિક પાર્શ્વભૂમિ છે It is their social existance that determines their consciousness એટલે જે જીવનદૃષ્ટિ કે વલણ બાધવા માટે એની પરિસ્થિતિ જવાબદાર છે એને માટે એને દડ દેવો તે અયોગ્ય છે, તો કરવુ શુ? એ જગ્યાએ ગાધી પૂર્તિ કરી માર્ગ બતાવે છે કે જો બધુ અશે માનવીના સ્વભાવનો માટે સામાજિક પરિસ્થિતિ જવાબદાર હોય તો એ સપત્તિવાન કે સપત્તિહીન બનેના દોષોને સરખી જ લાગુ પડે છે કોઈ પણ માણસ દડને પાત્ર ન હોઈ શકે-એની આર્થિક, સામાજિક કે રાજકીય પરિસ્થિતિ જ દંડને પાત્ર છે એ વ્યક્તિ તો એમા લાચાર માયામૂઢ છે એટલે એ જો શેનેયે પાત્ર હોય તો ફક્ત દયાને પાત્ર છે હાથ આપીને એ ઝેરી વર્તુળમાથી ખેચી લેવાને પાત્ર છે એનુ નામ અહિંસા-પ્રેમ

પણ માનવી પ્રત્યે અહિંસા-દયા રાખવી એટલે શુ? એને જતો હોય તે રસ્તે જવા દેવો? બૂરાઈ કરવા દેવી? ગાધીનો ધર્મ બૂરાઈનો અપ્રતિકાર નથી શીખવતો, એ તો બૂરાઈનો ઉગ્ર પ્રતિકાર કરતા શીખવે છે બૂરાઈનો સચ્ચાઈથી પ્રતિકાર,

હિંસાનો અહિંસાથી પ્રતિકાર. બુરાઈ કરનાર વ્યક્તિને નિર્ભયતા બક્ષીને, એનુ ભનુ ઇચ્છીને એની વ્યવસ્થા જોડે યુદ્ધ કરવાનુ શીખવે છે ર્નાલ બિચારો પરિસ્થિતિને વશ છે, શુ કરે એ? લાચાર છે-જવા દો એને એમ નહિ-કનાનનો ધધો તો બધ થવો જ જોઈએ માત્ર એને બીજો ધધો ભરણપોષણ પૂરતો મળવો જોઈએ એની સાથેનો વ્યવહાર અણસમજુ રસ્તે ચડેલ બાળક તરફ હોય તેવો પ્રેમ ને કરુણાજન્ય જોઈએ

એટલે માર્ક્સે હિંસક ઉપાયો વડે જ ખૂનામરકી દ્વારા જ ક્રાંતિ થાય એમ કહ્યુ છે છતાં માર્ક્સે માઈ ઇતિહાસનુ છેલ્લુ પાનુ નથી લખી નાખ્યુ × વિશ્વના આયુકાળમાં એ પછી ઉજ્જવળ પ્રકરણો લખાયા છે ને લખાશે ગાંધીનો સત્યાગ્રહ એ પણ એવુ *ઉજ્જવળ પ્રકરણ છે આજે જેમ નાલની લેવડદેવડ કરીએ છીએ* તેમજ વિચારની, કાર્યપદ્ધતિની પણ શા માટે ન થાય? સમાજવાદીઓએ તો માર્ક્સ પછી શોધાયેલી ઘણીયે ભૌતિક શોધોનો લાભ ઉઠાવ્યો છે, તો આ નવીન યુદ્ધપદ્ધતિ જે એમના શિક્ષાગુરુની વિચારણામાથી જ ફલિત થતી વસ્તુ છે તેનો ઉપયોગ કેમ ન કરે?

એટલે મારે મનથી અહિંસા એ માર્ક્સના ઉપરના વિધાનમાથી ફલિત થતી વસ્તુ છે (એ વિધાન માર્ક્સની Materialistic conception of Historyનો પાયો છે) તેવી જ રીતે શોષણહીન સમાજરચનાના આદર્શ માટે મથવુ એ બાપુની અહિંસા

× We do not by any means regard Marx s theory as something complete and not to be touched for that theory gives merely a directing statement which is applied in particular differently in England and in France differently in France and in Germany,
Lenin works vol II 492

માંથી ફલિત થઈ ચૂકેલી વસ્તુ છે. જ્યાં સુધી માણસ માણસને આર્થિક રીતે શોષી શકે તેવી વ્યવસ્થા હોય ત્યાંસુધી અહિંસક સંસ્કૃતિનો પાયો રેતી પર ગણાય. એણે પોતાની પદ્ધતિએ પણ શોષણરહિત સમાજ ઊભો કરવો જ રહ્યો.

બાપુની નજર બહાર આ નથી જ.* એમની ખાદી, ગ્રામ-ઉદ્યોગો, સ્વદેશીધર્મ, શ્રમદ્દવિદ્યા ને સ્વાયત્ત ગામડાંની વાત મુખ્યત્વે શોષણ રોકવાના માર્ગો છે જ. બાકી રહી જતું શોષણ પાયારૂપ ઉદ્યોગોને સામુહિક માલિકીના કરીને ટળાય ને છતાંય રહી જતી વાત માટે બીજા કોઈ પણ અહિંસક માર્ગો લેવા પડે તો બાપુને વાંધો

* "This brings me to socialism. Real socialism has been handed down to us by our ancestors who taught "All land belongs to Gopal where then is the boundary line? Man is the maker of that line and he can unmake it." Gopal literally means shephard, it also means God, In modern language it means the state. i. e. people. That land to day does not belong to the people is too true. But the fault is not in the teaching. It is in us who have not lived up to it.

I have no doubt that we can make as good an approch to it (socialism) as is possible for any nation not excluding Russia-and that without violence. The most effective substitute for violent dispossission **is the wheel with all ils implications. Land and all property is his who will work it. (Unfortunatly the workers are or have been kept ignorant of this simple fact.** Quoted in Economics of Khadi Page 510. 2-1-1937. Harijan.

-નહિ હોય. એમની સાથે થયેલો એક સંવાદ યાદ આવે છે. હું એમને પૂછતો હતો:

'બાપુ, આપ અસ્પૃશ્યતા-નિવારણ માટે કાયદો કરો છો, પરાણે મંદિરો ખુલ્લાં મુકાવો છો; હવે કોઈ માણસ એમ કહે કે આપને જેમ અસ્પૃશ્યતા ભયંકર લાગે છે તેમ મને ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી એથી ક્યાંય અનર્થકારી ને ભયંકર લાગે છે ને એને રદ કરાવવા કાયદો લાવવા ધારું છું, તો આપ શું કહો?'

'હું વાંધો ન લઉં.' એમણે કહ્યું.

'દરેક માણસ પાસે એ જાતે ખેડે તેટલી જ જમીન હોવી જોઈએ એવો કાયદો આવે તો?'

'એમ જ હોવું જોઈએ.'

'આપે કરાંચીમાં પેલો પ્રધાનોના પગારવાળો ઠરાવ પસાર કરાવ્યો ને આજે અમલ પણ કરાવો છો. હવે જો રાષ્ટ્રના સૌથી મોટા સેવકો જેવા પ્રધાનો પણ મહિને ૫૦૦ થી વધારે ન લે તેવો આગ્રહ આપ રાખો છો...'

બાપુ વચ્ચે જ બોલી ઉઠ્યા: 'રાખું જ છું. હું તો કહું છું કે ૭૫ લો, પણ મારું માને છે કોણ? જ્યાંય મેં તો ઉત્કલના પ્રધાનોને લખ્યું કે તમે તો ઓછા જ લો. ઓરિસ્સા તો મારા રંકોનો મુલક છે. એ ગરીબાઈ તો મારી નજર આગળથી ખસતી નથી. પાંચસો રૂપિયા!'

'પ્રધાનોના પાંચસો રૂપિયા પણ આપને વધારે લાગે છે તો તેવી જ રીતે આ બધા જમીનદારો ને કારખાનદારો માટે પણ એ જ નિયમ કેમ ન લાગુ કરો!"

'હું એમને જરૂર કહું, નિયમે કરું.' પછી થોડી વાર થંભી

જઈને કહે, 'તમારી વાત હું સમજ્યો છું. હું એ બધું કરું, પણ મારી એક મર્યાદા છે તે સમજી જાઓ. હુ અહિંસાને રાખીને એ કરું. અત્યારે અહિંસાને રાખીને એ બધું થાય તેમ દેખતો નથી. સ્વરાજ વિના એ વાત શું કામની? સ્વરાજ આવે તો એ બધું વગર તકરારે ઉકેલી શકાય, અલબત્ત હું સ્વરાજમાં પણ લશ્કર ન વાપરું. લશ્કરને આધારે જો કરું તો તો લશ્કર જ ધણી થાય ને? એ કરું તો તો મારી અહિંસા લાજે. આ મારી મર્યાદા.'

બાપુએ તો તે દિવસના સંવાદમાં એક જ મર્યાદા કહેલી કારણ કે એ પ્રાસંગિક સંવાદ હતો. પણ એ મર્યાદામાંથી જ પરિણમતી કેટલીક મર્યાદાઓ છે તે સમજી લેવી રહી. ને એ છે એમની જીવનદૃષ્ટિમાંથી પરિણમેલ શ્રમ, સાદાઈ ને અપરિગ્રહ તરફનું વલણ.

સમાજવાદ મુખ્યત્વે સમાજગતિશાસ્ત્ર છે.* વ્યક્તિજીવનનો હેતુ શું? જીવનનું સાફલ્ય કોને કહેવું? સુખની વ્યાખ્યા કઈ? ડહાપણ કોને કહેવાય? એવા પ્રશ્નો વિશે એની પાસેથી બહુ જાણવાનું મળતું નથી. ઘણી વાર એના ઉત્તરો સંતોષજનક પણ નથી હોતા, કારણ કે સાચી રીતે એ એનો પ્રદેશ નથી. એક વિદ્યા બીજી વિદ્યા પાસેથી શીખી શકે છે, બીજીને કોઈ વાર મદદ પણ કરી શકે છે, પણ બીજીનું સ્થાન જ પચાવી પાડવા જાય તો અનર્થ થઈ જાય. સામ્યવાદીઓ ઘણી વાર સમાજવાદ એ સર્વવ્યાપી શાસ્ત્ર કે જીવનનિષ્ઠા હોય તેમ દાવો કરે છે ખરા, પણ ઘણાને એ સાબૂત નથી લાગતો. જીવનના ધ્યેય વિશે એમને હિંદુજીવનદૃષ્ટિ

* The new evolved science might be called social dynamics, for it is essentially a body of knowledge of how social change takes place. 354

From–Theory and practise of Socialism by John Stretchy.

સાથે એક વાર ભાડવાડી કરવી પડે તો નવાઈ નહિ પણ એ તો થાય ત્યારે, બાપુ યત્ર સંબંધમાં એમની સાથે થોડેઘણે અંશે ચાલી શકશે જીવનના આદર્શો વિષે જે છાપ જુદા જુદા સામ્યવાદી મિત્રો પાસેથી મળી છે તે હું નથી ધારતો કે ગાંધીવિચારણાને રુચે

એમના મોટા ભાગને સાદાઈની આર્થિક કિંમત સમજાય છે પણ આધ્યાત્મિક કિંમત સમજાતી નથી શ્રમની આર્થિક કિંમત સમજાય છે પણ આધ્યાત્મિક મૂલ્ય સમજાતુ નથી એવુ જ લગ્ન વિષે એથી જ એમને લગ્ન એ જાતીય કે સામાજિક કરાર છે—સસ્કાર નથી

ઘણી વાર એ અર્થજીવો જ લાગે છે અહીં અર્થ એ નાણુ નહિ પણ સ્થૂળ કામનાને સંતોષનારો કોઈ પણ બાહ્ય પદાર્થ એથી જો કોઈને ચૂસ્યા વિના મોટો મહેલ બનાવી શકાતો હોય—ભોગો ભોગવી શકાતા હોય તો એમને વાંધો નથી એટલે જ એ બધા દરેકને ઘેર ટેલિફોન, મોટર, રેડિયો ને અન્ય સુખસાધનો આપી સુખી કરવાનાં સ્વપ્નાં સેવે છે

જે દરિદ્ર ને બુભુક્ષિત વર્ગના ભલા માટે એ મથે છે તેમની દમન કરેલ બુભુક્ષાનો જ એ પડઘો પાડતા હોય તો તો એની તૃપ્તિ સમાજવાદ કે એવી જ બીજી સર્વોદયકારી વ્યવસ્થા આવતા થઈ જશે બે-ચાર દિવસના પરાણે કડાકા કરનાર માણસ જેમ ખૂબ ખાઇશ, ખૂબ ખાઇશ એમ ધારે છે, પણ સામે થાળી પીરસાતા બીજા ટંકે સમધારણ ખોરાક પર આવી જાય તેમ જ એમનુ થશે પણ જો એ એમની જીવનદૃષ્ટિ હશે તો તો મને ભય છે કે ગાંધી-વિચારણા એમને ત્યાં સાથ નહિ આપી શકે એ વિચારણા તો કહેવાની કે—भोगा न भुक्त वयमेव भुक्ता तृष्णा न जीर्णा वयमेव जीर्णा આ શરીર છે એ તો ટ્રસ્ટ છે—ભૂતકાલીન ને ભવિષ્યકાલીન પેઢીઓનુ—અરે, જીવમાત્રનો એના પર અધિકાર છે

એને અતિભોગ દ્વારા વેડફવાનો મને હક્ક નથી. જેમ ભવિષ્યની પેઢીનો વિચાર કર્યા વિના વર્તમાન પેઢી કોલસાની ખાણો કે પેટ્રોલના કૂવા પોતાના અનેક કામોપભોગ માટે ખરચી નાખે તો એણે એ મર્યાદિત સંપત્તિનો દુરુપયોગ કર્યો કહેવાય, તે જ વાત મારા મર્યાદિત આયુષ્યને લાગુ પડે છે. એને મારા ક્ષણિક આનંદો માટે ન ઉડાડી દેવાય. મારે તો જેવી ચાદર લીધી તેવી જ ડાઘ વિનાની દેવાની છે. ભોગ એ નિષ્ઠા હોઈ જ ન શકે–નિષ્ઠા તો સત્યનારાયણનાં દર્શન. એ દર્શન માટે જ ખાન પાન શ્રમ આરામ કે નિદ્રા.

સમાજવાદીઓ કદાચ કહેવાના કે આ સાદાઈ–ભોગનો વિરોધ–ત્યાગનો મહિમા એ બધું મધ્યયુગનો અવશેષ છે. જેમ કરોડરજ્જુનો છેડો પેલી વાનરઅવસ્થાની પૂંછડીનો અવશેષ છે તેમ. એ યુગમાં ઉત્પાદન ઓછું થતું હતું એટલે જે ઓછું વાપરે તે ઠીક હતું, પણ જ્યારે મબલક ઉત્પાદન થતું હોય ત્યારે એ મધ્યયુગીન અવશેષની ઉત્તરક્રિયા થઈ જવી જોઈએ. ક્યાં આપણે કોઈના ભોગે ઉડાવીએ છીએ? એમને મન સર્વતત્ત્વનો સાર કોઈને આર્થિક રીતે ચૂસવો નહિ તેટલામા જ આવી જાય છે. માણસને સૌથી વધુ ચૂસનાર એની પોતાની વાસનાઓ છે માણસને માત્ર અર્થોત્પાદક તરીકે જોવાથી ભારે ભૂલ થવાનો સંભવ છે એ ઘણી વાર એમનાથી વીસરાઈ જાય છે કોઈને આર્થિક રીતે ચૂસવો નહિ જોઈએ તે અવશ્ય એક જરૂરી નીતિસૂત્ર છે, તેવી વ્યવસ્થા એક જબ્બર આગેકદમ છે, પણ તે સમગ્ર તત્ત્વજ્ઞાન નથી

ગાંધીજી તત્ત્વદર્શક મુમુક્ષુ છે એટલે એ તો કહેવાના કે યયાતિ જેવા કાઈક મથી મૂઆ પણ ભોગથી કોઈની તૃપ્તિ થયાનુ સાભળ્યું નથી. કેળના પાંદડામા ખાઓ કે સોનાના થાળમા ખાઓ એ બંને સરખું જ છે.

ભૌતિક સાદાઈ એ આંતરિક સમૃદ્ધિ માટેનો એક આવશ્યક

કાયદો છે. બહારનો પથારો જેટલો વિશેષ તેટલી અંતરમાં વિશેષ અવ્યવસ્થા. તમને મર્યાદિત ચિત્તશક્તિ મળી છે તે ઓરડામાં બરેટાંની ગૂણો ભરી શકો છો અને પૂજાની ઓરડી પણ કરી શકો છો. પણ બરેટાંની ગૂણોથી ઓરડીને ગંધવી નાખનારની રસવૃત્તિ ઊંચી કોટિની છે એમ આપણે નહિ કહીએ.

એટલે જીવનનાં ધારણ-પોષણ માટે આવશ્યક અર્થોત્પાદનથી વધારે અર્થ ઉપજાવનાર જીવન-ઉપાસક થવાને બદલે અર્થોપાસક થવાનો સંભવ છે.

તેમજ શ્રમ વિષે સમાજવાદીઓ ફુરસદનો જે મહિમા ગાય છે, ફુરસદના સમયની જે કલ્પના ઘડે છે તે શ્રમજીવીઓએ આજ દિવસ સુધી બીજાને માટે કરેલ અતિશય શ્રમનો પ્રત્યાઘાત હોય તો તો સહુને માટે ને પ્રમાણસરનો શ્રમ મળવાથી સમધારણ થઈ જશે. પણ આરામના જ જો ઉપાસક હોય, ઉત્પાદક શ્રમમાં જ કંઈક ઘૃણિત તત્ત્વ પણ છે એમ માનતા હોય, તો ગાંધીવિચાર સાથે એમનો મેળ ખાવો મુશ્કેલ છે.

એ વિચારણા પ્રમાણે તો શ્રમ એ દેહનો કાયદો છે. જેમ મન વિચારે નહિ તો એનો વિકાસ રૂંધાઈ જાય, એનો ધર્મ જ નીર-ક્ષીર-ન્યાય તોળવાનો, તેમ જ શરીરનું હલનચલન કરવાનો. એ હલનચલન ન થાય તો તો શરીર જ સડવા લાગે પછી હલનચલન ઉત્પાદક કરવું કે અનુત્પાદક એ જ પ્રશ્ન રહ્યો આપણું બધું જ કામ યંત્ર કરશે એ કલ્પના અવ્યવહારુ તો છે, પણ એમ થઈ શકે તોયે એમાં અવિવેક છે. બાગ ઘરના બગીચાને યંત્ર પાણી પાય ને હું અવયવોને સ્ફૂર્તિ આપવા માટે જીંથલોટિયાં ખાઉં એ હાસ્યરસના એક પ્રવેશ જેવું તો છે જ, પણ એથીયે વિશેષ તો એ ઉત્પાદક શ્રમ સાથેની માનસગ્રંથિ છે. વસ્તુત: ખોદતાં, ગોડતાં, પાણી પાતાં, વાળતાં, ખાંડતાં જે વૈવિધ્યપૂર્ણ અંગના સંયોજિત વિકાસ થાય છે

તેવો શેમાંયે સભવતો નથી હાથકારીગરીનો ને ગૃહઉદ્યોગોનો એ જ ઉત્તમ અંશ છે

આથી છ–સાત કલાકના ઉત્પાદક શ્રમનો જો કોઈ વિરોધ કરે તો હુ નથી ધારતો કે બાપુ ટેકો આપે વૃદ્ધ, અપગ, માંદા, બાળકની વાત જુદી છે

સામ્યવાદી મિત્રોએ એક બીજી વાત વિષે પણ સ્પષ્ટ માર્ગ-દર્શન આપવાનુ બાકી રહે છે સામ્યવાદ એ અતિશય રૂડો ને અમુક પરિસ્થિતિમાં અનિવાર્ય આદર્શ છે એમા શકા નથી જગતને એ વિચારણાએ ભારે મૂલ્યવાન માર્ગદર્શન આપ્યુ છે કદાચ વિશ્વના સમાજશાસ્ત્રને યુરોપની એ સૌથી શ્રેષ્ઠ ભેટ હોય પણ એ વાદના અમલ માટેની ભૂમિકા આ દેશમા બધાઈ ચૂકી છે ખરી? સામ્યવાદ એક વૈજ્ઞાનિક વિચારણા છે કાર્યકારણ-પરપરાએ જ એનો જન્મ થવો સભવી શકે છે કોઈની ઇચ્છાથી સમાજવાદ આવી શકતો નથી, તેમ કોઈ વ્યક્તિની ઇચ્છાથી આવતો રોકી શકાતો નથી ઉત્પાદન, વહેચણી અને વિનિમયની જે અવસ્થા પ્રગલ્ભ મૂડીવાદ તરીકે ઓળખાય છે એ વખતે સમાજ-વાદનુ ગર્ભાધાન થાય છે એવુ ન થાય ત્યા સુધી એને અવતાર-વાની બૂમાબૂમ કરવી, એને માટે રચનાત્મક વિવાદો કરવા એ નકામુ છે મૂડીવાદ એ માતા છે, સમાજવાદ સતાન છે માર્ક્સના કહેવા મુજબ તો દરેક ભાવિ સમાજ વર્તમાન સમાજની કૂખમા જ વિકસે છે અને પૂરો વિકસ્યા પછી એક એવી પળ આવે છે કે જ્યારે માતા અને ગર્ભ બને માટે પ્રસૂતિની ક્રિયા અનિવાર્ય થઈ પડે છે સામ્યવાદનુ શાસ્ત્ર એવે પ્રસગે સુયાણીનુ કામ કરે છે કે જેથી બાળક આડુ ન થાય, યા કે બાળક મરી ન જાય, પણ સામ્યવાદનુ શાસ્ત્ર જનેતા થઈ શકતુ નથી જનેતા તો વર્તમાન સમાજ છે

સામ્યવાદીઓ ભારતના વર્તમાન સમાજની ચિકિત્સા કરીને

એમ કહી શકે એમ છે કે ગર્ભાધાન તો થઈ જ ચૂક્યું છે એટલું જ નહિ, પણ હવે સામા દાડા ચાલે છે? ધારી નથી શકાતું કે એમ કહી શકે

સમાજવાદી સમાજનો આધારભૂત એવો પ્રોલિટેરિયટ વર્ગ આખા હિંદમાં માંડ વીશ લાખ ગણાય બાકીનો ભાગ તો જમીન સાથે જોડાયેલ અને ગ્રામોદ્યોગ પર નભનારો વર્ગ છે મૂડીવાદનો જ પૂરો વિકાસ થયા પહેલાં સામ્યવાદને નામે ઝુંબેશ કરવો તે ઘોડા પહેલાં ગાડી મૂકવાની વાત નથી? દેશના લોકોના મનમાં આજે પ્રમુખપદે વર્ગવિગ્રહ છે કે પરચક્ર સામેનો વિગ્રહ છે? સામ્યવાદીઓએ ૧૯૩૦ની રાષ્ટ્રીય લડતમાં ભાગ ન લેવામાં ભૂલ કરી છે એમ સ્વીકાર્યું છે તેવી જ બીજી ભૂલ આજે વર્ગવિગ્રહને આગળ કરી રાષ્ટ્રીય સંગ્રામમાં વિભક્તતા આણવાની અવૈજ્ઞાનિક ભૂલ તો નથી કરી રહ્યા?

આશા રાખું છું કે રશિયાનો દાખલો મો પર નહિ ફેંકાય, કારણકે ત્યાંય ચૌદ કરોડની વસ્તીમાં એક કરોડ મજૂરો હતા ત્યાં મૂર્ખશિરોમણિ રાજા હતો હારેલું, નિરાશ થયેલું અને ખેડૂતોનું બનેલું સૈન્ય હતું આ બધાં બળો એકઠાં ન થયાં હોત તો સંભવ છે કે મહાપ્રાણ લેનિન પણ વિદેશવાસમાં જ અવસાન પામ્યો હોત.

આ દેશમાં એમાનાં કયાં બળો હયાત છે?

ને એમ કેમ ન બને કે અહીં અગત્ય મૂડીવાદને વિકસવાની જરૂર જ ન હોય? ગાંધીજી તો કહેશે કે મૂડીવાદને વિકસવા દેવો ને તે અંગેનાં દુઃખ વેઠવાં, યુદ્ધ નોતરવું ને પછી એનું સમાજવાદમાં પરિવર્તન કરવું, તેનું કાદવમાં હાથ બોળીને ધોવા જવા જેવું એનાર્થ શ્રમ કરવાની જરૂર શી છે? હા, જો ગ્રામોદ્યોગો ને સ્વાયત્ત અર્થવ્યવસ્થા લોકોના ધારણ-પોષણ ને સત્ત્વશુદ્ધિ જેટલું ઉત્પાદન નહિ કરી શકે, જો લોકો ઉત્પાદનની નીચી કોટીને

કારણે જ પીડાય તો જરૂર યંત્રો લાવશું ને એની સમૃદ્ધ-માલિકી પણ લાવશું.

એટલે ગાંધી-અર્થશાસ્ત્રની પાસે જે સૌથી અગત્યનો પ્રશ્ન છે તે એ છે કે ગ્રામોદ્યોગો નિર્મળ ને સંસ્કારી સમાજજીવનને નભાવવા જેટનું પેદા કરે છે? ભવિષ્યમાં કરી શકે તેવા સંજોગો છે?

પ્રતિષ્ઠિત વિજ્ઞાનના વિરોધ છતાં વીશ જ વર્ષમાં ખાદીએ જે વિકાસ કર્યો છે તે જોતાં આપણે નિરાશ નહિ થઈએ. વિજ્ઞાને આજ સુધી મહાકાય યંત્રો રચવા પાછળ શક્તિ ખરચી છે. હવે આવાં સર્વસુલભ ને ગામડામાં ભાંગ્યેતૂટ્યે સમારી શકાય તેવાં-નિસર્ગશક્તિને બળે ચાલનારાં યંત્રો પાછળ શક્તિ ખરચે તો એ અશક્ય નથી. યંત્રો જોશે તે વાત સાચી હોય તો યંત્રો બને તેટલાં વિકેન્દ્રિત ને સર્વસુલભ હોય તે વાત પણ તેટલી જ સાચી છે. વિજ્ઞાન એ જે દિવસે કરશે તે દિવસે એનો નવો જન્મ થશે.

× × ×

એક બીજા ગુણનો પણ સમાજવાદીઓ દાવો કરે છે. એમાં પણ શબ્દોની મારામારી ને પૂર્વગ્રહજન્ય અંટસ જ દેખાય છે. સમાજવાદીઓના જૂથમાં બે શબ્દો વાગવાર કાને પડે છે-"વૈજ્ઞાનિક દૃષ્ટિથી જુઓ". આ objectively જોવું-વૈજ્ઞાનિક દૃષ્ટિ રાખવી, એનો અર્થ શું છે? મારા માટે તો એનો અર્થ એ કરું છું કે તમારી સામે પડેલા પ્રશ્નને તમામ અંગત રાગદ્વેષનો પાસ લાગવા દીધા સિવાય એના જ સ્વરૂપમાં જ નિહાળો. હકીકત, પ્રસંગ કે વિચારણાને તમારી જાતથી જુદી પાડીને અવલોકો. ગાંધીની ગીતાપારાયણ માટે એને મધ્યયુગી કે જનતાને અફીણ પાનારો કહેતા સમાજવાદીઓ મળ્યા છે, પણ ગાંધીની ગીતાપારાયણ ને objectively જોવાની પારાયણ વચ્ચે તત્ત્વતઃ કાંઈ ફેર જોઈ શકાતો નથી. હા, બાપુને એમની ગીતાપારાયણે

પરમસહિષ્ણુ, વિનમ્ર અને અનાસક્ત બનાવ્યા છે, જે અનાસક્તિ વિના કોઈ પણ ક્ષેત્રમાં સત્યપ્રાપ્તિ સંભવતી નથી.

વસ્તુને ગ્રહનારું, આકલન કરનારું ને મૂલ્યાંકન કરનારું આપણું ચિત્ત છે. જેમ વૈજ્ઞાનિક એનું કામ શરૂ કરતા પહેલાં સૂક્ષ્મદર્શક કે દૂરદર્શક યંત્રને અતિશય ચીવટ ને નાજુકાઈથી સાફ કરે છે, બરાબર ફોકસમાં ગોઠવે છે, ઘણી વાર એમાં એટલી બધી વાર લગાડે છે કે પાસે ઊભેલા અજાણ્યાને તો એ ચીકણાઈ લાગે કે કંટાળો ઉપજાવે તે છતાંયે જે વૈજ્ઞાનિક છે તે સૌથી પ્રથમ એ જ કામ કરશે, કારણકે ફોકસ મેળવવામાં ક્ષતિ હોય, કાચ સ્વચ્છ ન હોય, યંત્રનો એકાદ સ્ક્રૂ પણ ઢીલો હોય તો એને જે નિરીક્ષણ કરવું છે તે જ પ્રમાણ વિનાનું કે ખોટું નીવડે. જેનાં ત્રાજવાં-તોલાં જ ખોટાં હોય એ વ્યાપારમાં કેટલી ખોટ ખાઈ બેસે?

સત્યશોધક પોતાના ચિત્તની પેલો વૈજ્ઞાનિક યંત્રની રાખે છે તેથીયે વિશેષ સંભાળ લે છે. કારણકે એણે જે નિહાળવાનું ને મૂલવવાનું છે તે કોઈ સ્થૂળ કે સ્થિર પદાર્થ નથી પણ અતિશય જટિલ, રહસ્યપૂર્ણ ને ગતિમાન ચૈતન્યનો સમુદાય છે. એમાં એનું ચિત્તયંત્ર જરાક વાસનાથી મલિન કે આવેશે આંદોલિત હોય તો એની શોધમાં પહેલે પગલે જ ગોથું ખાઈ બેસે.

ગાંધીની પ્રાર્થના એ સત્યનારાયણનાં દર્શન સારુ જરૂરી એવા અનાસક્ત ચિત્ત માટેની ઉપાસના છે

સામ્યવાદીઓ એમની પાગપણને વફાદાર રહેશે તો ગાંધી સાથે આદરપૂર્વક હાથ મિલાવી શકશે. ખાદી, અસ્પૃશ્યતાનિવારણ વગેરે રચનાત્મક કામોનો historical role (ઐતિહાસિક અવતારકૃત્ય) મૂલવી શકશે.

આટલું લખ્યા પછી એ ખુલાસો કરવો જોઈએ કે આનો અર્થ એ નથી કે બધા જ સામ્યવાદીઓ આવું કહેનારા છે.

કેટલાક ઉદાર દિલના ને પારદર્શક મિત્રો જ સમાજવાદની સમજણ મેળવવામાં મદદગાર થયા છે.

× × ×

કેટલાક એમ માને છે કે સામાજિક વ્યવસ્થા બદલાઈ એટલે કલહપ્રિય, ઈર્ષાળુ ને લોભી માણસનું રૂપ બદલાઈ જશે. તંત્રના દોષથી જ માનવીમાં દોષ આવ્યા છે. સામે પક્ષે કેટલાક એમ માને છે કે જો વ્યક્તિ મનથી મુક્ત હશે તો વ્યવસ્થા બાપડી એને બાંધનારી કોણ ?

આ બેમાંના એકે છેડા તરફ ગાંધીજીને શ્રદ્ધા નથી. પહેલું તો કોઈ પણ રાજ્ય કે સમાજતંત્ર સંપૂર્ણતઃ નિર્દોષ હોવાનો સંભવ નથી. બીજું, વ્યવસ્થાજન્ય સિવાયના પણ બીજા દોષો છે, જેને માટે એ વ્યક્તિમાં જ ફેરફાર કરવા માગે છે. વ્યવસ્થાનો ફેરફાર થતાં આણસમાં ઘણો ફેર પડશે એ વાત સાચી છે. માણસને મુક્ત કરવા માટે એને રૂંધનારી સામાજિક વ્યવસ્થા તોડવી એ આવશ્યક પગલું છે પણ એ છેલ્લુ પગલું નથી. વ્યવસ્થા બદલાતાં દુઃખ માત્ર ઝાકળની પેઠે ઊડી જશે એમ એ માનતા નથી.

દુઃખ જેમ સગવડને અભાવે જન્મે છે તેમ જ સંતોષ ને સમજણને અભાવે પણ જન્મે છે. એમ ન હોત તો તો શ્રીમંતો ને ઉપલા મધ્યમવર્ગના ગૃહસ્થોનાં ઘર સ્વર્ગ બની જાત

ટ્રૉટસ્કીની રીતે કહીએ તો માનવીના સર્વાંગી વિકાસ આડે ત્રણ વિઘ્નો છે. એક કુદરત, બીજું સામાજિક વ્યવસ્થા અને ત્રીજું માનવીના પોતામાં જ પડેલ કેટલીક વૃત્તિઓ, જે એને વિકાસક્રમના વારસારૂપે મળી છે. આપણા દેશની ભાષામાં કહીએ તો અવિદ્યા–માયા. આ વૃત્તિઓનુ ઊર્ધ્વીકરણ ન થાય ત્યાંસુધી પૂરું ને યથાર્થ સુખ સાંપડવાનો સંભવ નથી.

કુદરત સાથેના યુદ્ધમાં માનવીને વિજ્ઞાને લગભગ વિજય અપાવ્યો.

છે આદિકાળના માનવીની પેઠે અન્નના માર્યા એને ધારણ-પોષણ માટે હિંસાનો આશરો લેવો પડે એવી સ્થિતિ આજે નથી ઉત્પાદન તો ચૌને થઈ રહે તેટલું વિજ્ઞાનની સહાયથી બની શકે તેમ છે પણ હજુ બીજા વિઘ્નરૂપ વહેંચણી કરવાની સામાજિક વ્યવસ્થા એટલી બેહૂદી છે કે ઉત્પન્ન થવા છતાં, ઉત્પન્ન વધારવાની શક્યતા છતાં, માણસો કામ વિના બેકાર ને અન્ન વિના ભૂખ્યા ટળવળે છે સામાજિક વિપ્લવ કરવાની જે વિવિધ યોજનાઓ વિચારાય છે તેનું કાર્ય આ અયોગ્ય વહેંચણી યોગ્ય કરવાનું છે ત્રીજું, વિઘ્ન દૂર કરવાનું કામ પરમ મર શિષાગુરુઓ, ફિલસૂફો ને ચિત્ત વિદોનું છે

બાપુ સામાજિક વિપ્લવ કરનાર તો છે જ, પણ પ્રધાનપણે ધર્મજ્ઞ છે એના સત્યશોધને જ એને આપદ્ધર્મરૂપે રાજપ્રકરણી પુરુષ બનાવેલ છે એણે જ કહ્યું છે કે 'Most religious men I have met were politicians in disguise I who wear the garb of a politician am at heart a religious man '

એટલે એણે તો વૃત્તિઓની શુદ્ધિ ને ઊર્ધ્વીકરણનો માર્ગ પણ સાથે જ ઉપદેશવાનો રહે છે એ માત્ર સામાજિક ફેરફાર કરીને બેસી રહી શકે તેમ નથી

આમ હોવાથી ગાંધીની યાત્રા જ્યાં સમાજવાદીની યાત્રાનો વિરામ છે ત્યાં વિરમતી નથી એને તો એથીયે પેલે પાર જવાનું છે આર્થિક શોષણ અટકાવવાનું તો બીડું એમણે ઝડપ્યું જ છે, પણ સાથે અવિદ્યાને જ મિટાવવાના ઉપાય પણ એણે ખોજવાના રહે છે

× × ×

વાત સાચી છે કે રસ્તો તે એ છે, પણ આ સ્વપ્ન ફળીભૂત થશે ખરું? ક્યારે? પ્રશ્નની આરતી ચયા થયા પછી આ પૂજાની

દેખાતા નથી, કારણકે એ બહુ સહજ થઈ ગયા છે ને સહજ સ્વાભાવિક હોય તેની ઘણી વાર અગત્ય લાગતી નથી. શ્વાસોચ્છ્વાસ સહજ છે એટલે એ કેવી જરૂરી ને પાયાની ક્રિયા છે તેની ખબર પડતી નથી, પણ જ્યારે એમા અડચણ પડે ત્યારે જ ખબર પડે છે.

એમ અહિંસાનુ છે! મહાયુદ્ધ જ્યારે ગ્રસી લે છે, હિંસા સર્વવ્યાપી કાયદો થવા માંડે છે, ત્યારે આપણને ખબર પડે છે કે અરેરે, અહિંસા તો જીવનધારા છે!

અહિંસા જીવનઝરણા હતી ને છે

એની ફળીભૂતતાનો આધાર આપણા નેતાઓ ને બુદ્ધિશાળી વર્ગ પર છે સામાન્ય જનતાના જીવનમા (આ દેશમાં તો વિશેષ કરીને) અહિંસા–અનગત્ત નિષ્ક્રિય રૂપે પડી જ છે એમ ન હોત તો ગામડાગામમાં સદાવ્રતો, પિયાવા, પરબ, ચબૂતરા કે ધર્મશાળાઓ ન જ હોત કોઈ શાસનદંડના જોરે એ નથી થતા. આજે આ કળિકાળમાંયે એ ગામડાઓ માબાપ વગરના છોકરા કે પતિ વગરની નિરાધાર વિધવાને કોઈક રીતે સાચવી લે છે, કારણકે પ્રેમ એ શ્વાસોચ્છ્વાસના જેવો સર્વવ્યાપી ને સ્વાભાવિક કાયદો છે

પણ જેમ શ્વાસોચ્છ્વાસની એ સહજ ક્રિયાને કોઈ યોગી જ્ઞાનપૂર્વક કાબૂમા લે તો અસાધારણ ફાયદા ઉપાવી શકે તેમ જ આ નિષ્ક્રિય દેખાતી સર્વવ્યાપી અહિંસાને સક્રિય ને વેગવાન કરી શકાય પણ એનો આધાર લોકનાયકો પર છે જેમ ગુરુત્વાકર્ષણના કાયદાનુ શોધન કરી એના બીજા અનેક લાભો ગોતી કાઢવાનુ કામ સામાન્ય જનતાનુ નહિ પણ ન્યૂટન જેવા વૈજ્ઞાનિકોનુ છે, તેમ અહિંસાશાસ્ત્રનો વિકાસ કરી તેને લોકગમ્ય કરવાનુ કામ લોકનાયકોનુ છે

અનગત્ત એ નહિ કરે તો એ નહિ જ થાય એમ નથી. મોડુ વહે-વહેલો થશે તેટલુ જ જે પ્રબળ ઝરણાને જોરે સમગ્ર

જીવનની અભિવ્યક્તિ થઈ છે એને મદદ થતાં કોઈ રોકી નહિ શકે–બહુ તો વિલંબ થશે. પણ વિલંબ થાય તે કાંઈ ઓછું નુકસાન નથી. ઇતિહાસમાં કદીય નહોતો તેવો સુયોગ આવ્યો છે. અર્થરચના, સમાજરચના, રાજકારણ, ધર્મ, વિજ્ઞાન બધાં જ અહિંસાને પોકારે છે. તે ઘડીએ વિલંબને વિનાશ જેટલો જ ગંભીર ગણીને ચાલવામાં ડહાપણ છે. કેટલાય કાળથી બારામાં ખૂતેલ વહાણને કાઢવા માટે ભરતી પૂરવેગે આવી છે. ખલાસીઓ હલેસાં લેશે, સુકાન સંભાળશે તો કાદવ–કીચડમાં રૂંધાઈને અટકી પડેલી યાત્રા ફરી શરૂ થઈ શકશે. દિગંતવ્યાપી સમુદ્ર એની છાતી પર નચાવવા, એના હૈયામાં સંઘરેલાં રત્નો અર્પવા હાથ લંબાવી લંબાવીને બોલાવી રહ્યો છે નૌકાને સૌ હાથ આપશે!

પણ ખલાસીઓ ન જાગ્યા, હલેસાં ન લીધાં, નૌકાનું સુકાન ન સંભાળ્યું, તો શું?

જીવનવ્યાપી અહિંસાનો વિજય થતાં કદાચ ઘણો કાળ જશે. પાંચસો–હજાર વર્ષ પણ જાય. પણ એ તો જેમ વસ્તુ મહાન તેમ મૂલ્ય પણ અધિક. સાચા ગાંધીવાદીઓ તો છૂટા છૂટા આશ્રમો નાખીને અહિંસક સંસ્કૃતિનો મંત્ર રટતા લોકોમાં સમાઈ જશે–પૃથ્વીમાં જેમ પાણી પચી જાય છે તેમ. લોકવૃક્ષ એ પાણી પીશે ને ફૂલ–ફળ આપશે. પક્ષાપક્ષની, સત્તાની હોંસાતોંસીમાં માથું માર્યા સિવાય તેનાથી છેટા જ રહીને આ દેશના આદિ ઋષિઓની નિષ્ઠા એમની નજર સામે રાખશે. આર્યો આ દેશમાં આવ્યા ત્યારે મૂઠીભર હતા. ચારે બાજુ હિંસક પશુ ને તેવી જ હિંસક જાતિઓ કિરાત, શબર, મુંડાથી અરણ્ય ભરપૂર હતું. આ અસંખ્ય અનાર્યોને આ મૂઠીભર આર્યોએ શાને વડે વશ કર્યા? અમેરિકનોએ રેડ ઇંડિયનોને ને અંગ્રેજોએ આદિ ઑસ્ટ્રેલિયનોને

જડમૂળથી ઉખાડી નાખ્યા તેવું આપણા પિતામહોએ નથી કર્યું. આખરે તો એમણે એને પોતાની કરુણાપ્લાવિત વિદ્યાને જોરે વશ કર્યા, સંસ્કાર્યા ને સંઘર્યા. રાવણને હરાવનાર રામ નહોતા પણ અનાર્ય વાનરો હતા. રામાયણ એ આર્ય–અનાર્યના મિલનની કથા છે. એટલે જ એ રાષ્ટ્રીય ગ્રંથ બનેલ છે. એ બધા અનાર્યોને સંસ્કારી કરતાં, આર્યસમાજમાં સમાવતાં કેટલી સદીઓ ગઈ હશે? અગસ્ત્ય, વિશ્વામિત્ર, લોમશ–કેટકેટલા ઋષિકુળો એ સાધનામાં ખપી ગયાં હશે? કેટકેટલી તકલીફ કરીને એમણે આ સર્વવ્યાપી ધર્મ ઊભો કર્યો હશે? વિંધ્ય–સહ્યાદ્રિના જંગલો આચાર્ય ઋષિઓના આશ્રમોથી કેટલા શતક સુધી ગાજ્યાં હશે?

ને એ પછીયે ભગવાન તથાગતે શું કર્યું? તારકાસુરકાનના રણમાં બૌદ્ધગર્ગીઓ ક્યાથી? વિહારનું ભુહાર ને ભુહારનું ભુખાગ થયું હશે તેની પાછળ કેટલા ઉપગુપ્તો ને આનંદો હોમાયા હશે?

આ દેશે હમેશા કર્યું છે. પ્રાણો વિરાટ–કોઈનેય એણે તુચ્છકાર્યો નથી. શક, સીથિયન, હૂણ સૌને સમાની કાળે કરીને પોતીકા કર્યા છે.

આજે ગાંધી એ જ માર્ગે વધારે વિશાળ દર્શન સાથે આવાહન કરે છે એમાય ઘણાં કુળો ખપી જશે ત્યારે આર્ય–અનાર્યનું મિલન થયું તેમ હિંસા–અહિંસાનું અભેદ મિલન થશે ત્યારે જ ભારતવર્ષનું જગદ્‌ગુરુપદ સાર્થક થવાનું.

गंगा पापं शशीतापं दैन्यं कल्पतरुस्तथा
पापं तापं च दैन्यं च घ्नन्ति सन्तो महाशयाः

# સમાજવાદ

[ એક વિચારધારા ]

: ૧ :

સમાજવાદ વિશે હું મારું કહેવાનું શરૂ કરું તે પહેલાં એક વાત હું કહી દઉં કે હું સમાજવાદનો પ્રશંસક છું ખરો, પણ એનો અનુગામી ન ગણાઉં. શિક્ષકના ધંધામાં મારે વિદ્યાર્થીઓની અનેકવિધ જિજ્ઞાસાઓ સંતોષવાની હોય છે, વર્તમાન જગતના પ્રવાહોથી અલગ ન પડી જાય તે માટે ઘણું કહેવાનું હોય છે, એને લીધે મારે આજના જગતની એક પ્રમુખ વિચારધારાના પરિચયમાં આવવું પડ્યું ને સતત પરિચયમાં રહેવું પડે છે આ પરિચયને અભ્યાસ ન કહી શકાય. એટલે હું જે વાતો તમને કહીશ તેના શક્ય હશે તેટલા આધારો ટાંકવાનો, પણ છતાંયે એ રૂપરેખા જ હશે. એ દ્વારા તમે જાતે અભ્યાસ કરી આપણા દેશના સમાજશાસ્ત્રને સમૃદ્ધ કરો એવી આશા છે. આગળ તમે જોશો કે આપણે ત્યાં એ વિચારધારા વડે ખેડવાનું ક્ષેત્ર અફાટ છે. હજુ કશું જ ખેડાણ નથી થયું એમ કહીએ તો ચાલે

વસ્તુમાત્રને એની એક ભૂમિકા હોય છે એ ભૂમિકા પરથી એને ખસેડી લેવામાં આવે તો એ ભગ્નગૌરવ ને ખંડિત બની જાય—એને મૂલવવામાં મુશ્કેલી પડે. તાજમહાલ સમી રમણીય

કૃતિને પણ જો યમુના–કાંઠેથી ઉપાડી લેવામાં આવે, પછવાડે જે અખૂટ આકાશ વિસ્તર્યું છે તેને બદલે ખીચોખીચ મકાનો આવી જાય, તો એની અર્ધી રમણીયતા નષ્ટ થઈ જાય. વ્યક્તિવિશેષ તેમજ સામાજિક વિચારણાને પણ એ જ વાત લાગુ પડે છે. એમનું રહસ્ય સમજવું હોય તો કઈ ભૂમિકા પર એ જન્મ્યાં ને ઉછર્યાં તે જાણવું અનિવાર્ય છે.

સમાજવાદ એ યુરોપીય સંસ્કૃતિએ આપેલું વિશ્વદાન છે. એટલે એમાં કેટલાક અંશે પાશ્ચાત્ય અંશો દેખાવાના–એ સ્થાનિક લક્ષણોનો ભીજે ખપ ન હોય તો એને દૂર કરી શકાય–દૂર સહેજે થઈ જાય. નાગપુરી સંતરાંની જેટલી મીઠાશ છે તેટલી ગુજરાતમાં એ જ સંતરાં વાવીએ તો નહિ આવે, કારણકે ત્યાંની જમીનમાં ચૂનાનું જે પ્રમાણમાં મિશ્રણ છે તે કેવળ સ્થાનિક છે. તેમજ સમાજવાદના કેટલાક કેવળ સ્થાનિક અંશો હશે તે બીજે ઉપયોગી નહિ નીવડે. પણ માણસોના વિવિધ વર્ણ ને આકાર છે છતાં એમાં એક મૂળભૂત એકતા આપણે અનુભવીએ છીએ. જંગલીમાં જંગલી પીગમીને પણ આપણે ભૂલમાંયે ચોપગાંની સૃષ્ટિમાં નહિ નાખીએ કારણકે આપણી સાથે એને વિરોધ છે તેથી ઐક્ય વિશેષ છે. તે જ વાત માણસજાતિએ જન્માવેલ હરકોઈ ઉચ્ચ વિચારણાને લાગુ પડે છે. ભેદ કરતાં મિલનસ્થાનો હંમેશાં વધારે જ હોવાનાં. શાકુંતલનું વાચન ગ્યાટેને આનંદનૃત્ય કરાવે છે ને મંગો-પાર્કને આફ્રિકાના ઘોર જંગલમાંય આશરો મળી રહે છે તે આ મૂળ અભેદ પ્રવર્તે છે તેને લીધે.

સમાજવાદ એ યુરોપીય વિચારણા હોવા છતાં એ વિશ્વને એક મૂલ્યવાન ભેટ છે. આ કહેવું એટલા માટે પડે છે કે એક એવી મનોદશા પણ દેખાય છે કે યુરોપથી જે કાંઈ આવ્યું તેણે આપણને નુકસાન જ કર્યું છે. આપણી–અરે આપણી શા માટે,

દુનિયાની આ અવદશાનું પાપ જો કોઈને માથે જતું હોય તો એ પાપ યુરોપીય સંસ્કૃતિને માથે જાય છે. છાપખાનું આવ્યું તો લોકોની વિચાર કરવાની શક્તિ ઘટી, ગમે તેવી ખરાબ ચોપડીઓ છપાવા માંડી. આગગાડી આવી એટલે અનાજ ઢસડાઈ ગયું, રેડિયો આવ્યો એટલે લોકો ગાનતાનના શોખીન ને ભાવણિયા થઈ ગયા. મોટરો ને સાઈકલો આવી એમણે ગૂડા ભાંગી નાંખ્યા, નાણાં-ચલણે સોનું ઢસડી લીધું. કેટલાક તો એમ પણ કહેવાના કે બહુ ભણતર વધ્યું એમાં શું ફાયદો થયો? વાદાંવાદ વધી. રોગ ને ઝઘડા વધ્યાં.

ગુરુદેવ એક જગ્યાએ કહે છે કે જે ડિટેક્ટિવનો ધંધો કરતો હોય છે તેને આખી દુનિયા ગુનાઓ ને ગુનેગારોથી જ ભરેલી દેખાય છે. ખૂન, નાસભાગ, વેશપલટા ને ચોરીથી જ એની મનોસૃષ્ટિ ભરી હોય છે. તેમજ આ ભાઈઓ રોગમાત્રનું બીજ રક્તપિત્ત સમી એ યુરોપીય સંસ્કૃતિમાં દેખે છે.

એ વાત કરનારા એટલું પણ ભૂલી જાય છે કે દુનિયામાં કોઈ પણ વસ્તુ સંપૂર્ણપણે નિર્દોષ કે સંપૂર્ણપણે ખરાબ એમ હોતી જ નથી. "જડચેતન ગુણદોષમય વિશ્વકીન્હ કિરતાર" છે. અસત્યને અસ્તિત્વ જ નથી સંભવતું. જેનું અસ્તિત્વ છે તેમાં સત્યનો કાંઈક અંશ પણ રહેલો જ છે. એ અંશનોય જે દિવસે એમાંથી લોપ થાય તે દિવસે એનું મૃત્યુ થાય. બધી યુરોપીય વિચારણા જો અસત્ય હોત તો યુરોપ કે'દિવસનુ નાશ પામ્યું હોત.

એમણે જે કહ્યું તેમાં હકીકતો સાચી છે પણ તારણ ખોટું છે. હિંદુસ્તાનમાંથી અનાજ ઘસડી જવામાં રેલવે મદદગાર થઈ છે એનો ઇન્કાર થઈ શકે તેમ નથી, પણ રેલવેના અવગુણ ગાતી વખતે એઓ કેટલીક હકીકતો જ ભૂલી જાય છે કે રેલવે નહોતી ત્યારેય દુનિયામાં દુકાળો પડતા. તે વખતેય ખાનદેશમાં રૂપિયે

મણ બાજરો મળતો હોય ને પૂનામાં લોકોને ભૂખે મરવું પડતુ * છાપખાનાં શરૂ થવાથી ખગોળ ચોપડીઓ છપાય છે તે વાત સાચી છે, પણ છાપખાનાં નહોતાં તે લિમેય ખોટી હસ્તપ્રતો ચાલતી ને તે વખતે તો એ હસ્તપ્રત ખોટી છે કે સાચી તે તપાસવાનું પણ લગભગ અશક્ય હતું. કરોડોને માટે તો એ પોથી પઢનારા પંડિતનું વાક્ય તેજ વેદ–આજ્ઞા હતી. વામમાર્ગીઓએ આપણાં મહાભારત ને પુરાણોમાં જે કેટલોક ગંદો ભાગ ઘુસાડી દીધો છે તે સાંભળો તો આશ્ચર્ય પામો. શંકર ને ભીલડીની વાત, બ્રહ્માને એની દીકરી પર જ થયેલો મોહ, ઇંદ્રના કેટલાય નીતિનાશ વ્યવહારો અને એવી ક્ષેપક ઉપકથાઓએ આપણી પ્રજાની નીતિ શિથિલ કરવામાં ભારે વેગ આપ્યો છે.

પેશ્ચરે જંતુનાશક દવાઓ શોધી કેટલાં અકાળ મૃત્યુ બચાવ્યાં છે? લંડનમાં એક કાળે સેંકડે ૪૦ બાળકો મરતા આજે એ ભરચક નગરમાંય સેંકડે ચાર જ બાળકો મરે છે. આમ કરવામાં દાક્તરી વિદ્યાનો ફાળો છે છતાં વર્તમાન દાક્તરી વિદ્યા સામે તહોમતો ન મૂકી શકાય તેવું થોડું છે?

આપણે ત્યાં યુરોપીય વિચારણાઓએ આવીને ઘણું નુકસાન પહોંચાડ્યું છે એ વાત સાથે આપણે તકરાર નહિ કરીએ, પણ જે કાંઈ નુકસાન થયું છે એનું કારણ એ બધી વિચારણા મૂળે જ એવી છે એમ નથી, પણ ઘણી વાર તો જેના હાથમાં એ પડી એના અજ્ઞાનને લોભે આમ બન્યું છે નારાયણાસ્ત્ર અશ્વત્થામાના હાથમાં પડ્યુ તે વસ્તુનો દોષ છે

વિશ્વની કથાનો એ કરુણ ખંડ છે કે સંજીવની વિદ્યા ઘણી વાર રાક્ષસોના હાથે જન્મી છે ને વિકસી છે. શુક્રાચાર્ય સંજીવની

---

* જુઓ માર્ક્સનો *India* પરનો લેખ

વિદ્યાના આચાર્ય, અસુરપતિ વૃષપર્વાના આશ્રિત હતા. આજ પહેલી જ વાર એમ બન્યું છે તેવું નથી. જાણે વિશ્વનો એ ઘટનાક્રમ જ હોયને! વસ્તુમાત્રને વ્યાપક થતાં પહેલાં એકવાર બંદીખાને પડવું પડે છે. બંદીખાનાની ચાર દીવાલો વચ્ચે જ એના વિરાટ સ્વરૂપનો વિકાસ થાય છે. શિલ્પવિદ્યાનો આચાર્ય મયદાનવ હતો. અર્જુને એને હરાવી એની પાસે યુધિષ્ઠિરની ગજસભા બંધાવેલી.

આજે પણ એ જ પ્રકારનો કરુણ વિસંવાદ ઊભો થયો છે. યંત્રયુગે મનુષ્યસમાજ પાસે કદીયે નહોતી તેવી સામગ્રી સર્જી છે. મહાસાગરો વીંધવા, દુર્ગમ પહાડો ઓળંગવા, જ્વાળામુખીના ગર્ભમાં પેસવું, સાગરને તળિયે કે આસમાનના ગુંબજમાં જવું એ રોજની વાતો થઈ પડી છે. પ્રાચીન જાતિઓએ ઊભા કરેલ રાક્ષસી પિરામિડો પણ વર્તમાન મૂડીવાદી યંત્રયુગે જન્માવેલ આશ્ચર્યોની પાસે વેંતિયા લાગે છે. મધ્યએશિયાવાસીઓને જેમ એક દિવસે લાખોની સંખ્યામાં હિંદ કે ચીન પર જીવનધારણ માટે ચડી આવવું પડતું તેમ આજે કરવું પડે તેમ નથી. ખેતી તેમજ ઈતર ઉદ્યોગોએ એટલો વિકાસ કર્યો છે કે પ્રત્યેક દેશવાસી પોતાના દેશમાં જ સુખચેનથી અન્યને પીડયા વિના જીવી શકે, પણ વાંધો એટલો જ છે કે નારાયણાસ્ત્ર અશ્વત્થામાના હાથમાં પડયું છે એટલે અધર્મી કૌરવોનો નાશ કરવાને બદલે ઊલટું એ તો ઉત્તરાના ગર્ભને હણવા મથે છે. અભિમાનમાં એ ભૂલી જાય છે કે પ્રકૃતિએ નારાયણાસ્ત્ર સર્જ્યું છે તે એને કાબૂમાં લાવનારને પણ સર્જે છે

વસ્તુતઃ એકાંગી આગ્રહ જેવી બૂરી ચીજ એકે નથી એમાં ગુણનું અવગુણમાં પરિવર્તન થઈ જાય છે. એ જ વિચારણાને વાદ ને ધર્મને પંથ બનાવી મૂકે છે. મારે મન એકાંગીપણું એ આસુરી સંસ્કૃતિનું એક ચિહ્ન છે એમાં એક દિશામાં ઘણો

વિકાસ થાય છે, પણ આખરે સમતોલનના નિયમનું ઉલ્લંઘન કરવાની શિક્ષા થાય છે. એ તૂટી પડે છે.

આપણે એકાંગી કદી ન થઈએ એમ ભગવાન પાસે પ્રથમ માગું છું. હું કહેવા તો એટલું જ માગું છું કે સમાજવાદી વિચારણા યુરોપમાંથી આવી છે એટલા જ કારણે એના તરફ પૂર્વગ્રહથી જોવાની જરૂર નથી. તેમજ યંત્રની સાથે આજે શોષણ જોડાયું છે એથી જ યંત્રને અવગણવાની મનોવૃત્તિ વૈજ્ઞાનિક નથી. અસ્પૃશ્યતા આજે હિંદુધર્મ સાથે જોડાયેલી છે એથી કરીને કોઈ હિંદુધર્મને છોડી દે કે ફક્ત એના પરથી જ હિંદુધર્મનું મૂલ્યાંકન કરે તો શું એ બરોબર થશે ? કરશે તો એમાં સૌથી વિશેષ નુકસાન તેને પોતાને જ થશે. અસ્પૃશ્યતા કલંક છતાં હિંદુધર્મમાં રહેલા બીજા પ્રબળ સત્યથી તે વંચિત રહેવાના. તેવી જ રીતે યંત્ર તેમજ યુરોપીય વિચારણા વિષે ગેરસમજ સેવવાથી આપણને જ નુકસાન થવાનું છે.

વસ્તુતઃ કોઈ પણ વસ્તુ કેવળ સારી કે કેવળ ખરાબ હોતી નથી. એમાં સારા ને નરસાનું મિશ્રણ હોય છે. વિવેકી પુરુષ એમાં કાળને લક્ષમાં રાખી નીરક્ષીરન્યાય કરે છે. મધ્યયુગની સાથે કેટલીક સારી વસ્તુઓ સંકળાઈ છે—જેમકે સ્વાયત્ત અર્થ-રચના. મધ્યયુગમાં દરેક ગામ પોતાનું અનાજ પકાવી લેતું ને તે જ ખાતું. અડદદાળ પકાવી તે વેચી તુવેરદાળ ખાવી એમ નહોતું. માણસ જે પાકતું તે ખાતો. પરિણામે એને વ્યાપારીના પંજામાં સપડાવાનું નહોતું. પ્રકૃતિ પર એ પરતંત્ર હતો પણ વ્યાપારની સેજીમંદીથી ગામડું અસ્પૃષ્ટ રહેતું. જેમ આ સારી વસ્તુ તેમ કેટલીક વળી ખૂરી વસ્તુ પણ મધ્યયુગ સાથે સંકળાઈ છે. મૂડી-વાદી જમાનાનું એક ખૂરૂં લક્ષણ છીછરાપણું—ઊંડાણ નહિ–વિસ્તાર ખરો એ છે, તેમજ મધ્યયુગનું ખૂરૂં લક્ષણ સ્થિતિચુસ્તતા

ગણાય. મધ્યયુગમાં જેમ માલની હેરફેર નથી થતી, સ્થાનિક પેદાશ પર જીવન ચાલે છે, તેમજ જ્ઞાનની હેરફેર પણ નથી થતી, અથવા ઓછી થાય છે. એમાં પણ સ્થાનિક પેદાશ પર જ જીવવાનું હોય છે. મધ્યયુગમાં જ્ઞાન "બહતા નીર" નથી રહેતું. સતીના રિવાજ વિષે એ યુગમાં હિલચાલ ઉઠાવવી તે મુશ્કેલ હોય છે. વૈદું હજામોના હાથમાં હોય છે ને મંત્રજંત્ર પણ મહાવિદ્યા ગણાય છે.

સમાજવાદનો દાવો એ છે કે મધ્યયુગની સ્થિતિચુસ્તતા—ઉત્પાદનને અભાવે તંગી ને પ્રકૃતિ પરનું નિરાધારપણું સમાજવાદને દૂર કરે છે તેમજ એ વર્તમાન મૂડીવાદે સર્જેલ અસ્થિરતા, છીછરાપણું, સ્વાર્થમયતા ને સમાન વહેંચણીને અભાવે આવતી તંગીને પણ દૂર કરે છે. મધ્યયુગની સ્વાયત્ત અર્થરચના એક પ્રકારની સ્થિરતા આપતી તેમજ બીજી બાજુએ યંત્રોત્પાદન, વાહનવ્યવહાર તથા વૈજ્ઞાનિક વિચારણાના અભાવે સંકુચિતતા ને તંગી પણ આપતી. સમાજવાદ મધ્યયુગનો ગુણ સ્વાયત્ત અર્થરચના **planned economy** આયોજિત અર્થરચનાને સ્વરૂપે રાખે છે, છતાં એ યુગની તંગી ને જડતાને કાઢે છે. મધ્યયુગની સ્વાયત્ત અર્થરચના એટલે એક એક ગામડું પોતે પોતાને જરૂરી વસ્તુ પકવે. આયોજિત અર્થરચના એટલે એક દેશ મુખ્યત્વે પોતે પોતાની જરૂરિયાતો વિચારી તે પ્રમાણે જ પેદા કરવા મથે—અને વસ્તુમાં ઉપભોગ માટે જ ઉત્પાદન. **Production for use** એ પાયો.

એટલે સમાજવાદમાં મધ્યયુગના દોષો નહિ હોય, સારી વસ્તુ હશે. મૂડીવાદની પણ સારી વસ્તુ હશે, એના દોષો નહિ. એટલે સમાજવાદમાં મધ્યયુગી ઠકરાતયુગ ને વર્તમાન મૂડીવાદનાં સુંદર તત્ત્વોનો તો સમન્વય હશે.*

---

| ઠકરાત યુગ, | મૂડીવાદ, | સમાજવાદ. |
| --- | --- | --- |
| Theisis, | Antitheisis and | Synthesis |

આનો અર્થ એમ નથી કે સમાજવાદમાં કાંઈ જ દોષ નહિ હોય, એ બેહિસ્ત બની જશે. હું કહેવા એટલું જ માગું છું કે એક એવી વિચારણા હસ્તી ધરાવે છે કે જે મધ્યયુગના જે લાભો માટે આપણને પાછા જવાનું મન થાય તે આપે છે છતાં ગેરલાભોથી બચાવે છે.

જો કે હું એમ માનું છું કે આખી દુનિયાએ મધ્યયુગ તરફ પાછા જવાની વાત અશકય છે. હકીકતો આપણને જવા નહિ દે. આપણને મોં ફેરવી લીધે ચાલે તેમ નથી.×

**: ૨ :**

**સમાજવાદ** એ શું છે તે વિષે વાત કરતાં પહેલાં એ શું નથી તે સમજી લેવું જરૂરી છે. કારણકે તો આપણે એની પાસેથી વધારે પડતું માગશું નહિ આજે સમાજવાદના હિમાયતીઓ જાણે એ ગુરુચાવી હોય તેમ વાત કરે છે, તેમજ એના વિરોધીઓ એના વિષે બધા જ દુર્ગુણોનું આરોપણ કરે છે

સમાજવાદ એ પ્રધાનપણે સમાજગતિશાસ્ત્ર છે સમાજની ગતિ–અવગતિ, પ્રગતિ વિષે ખોજ કરી કેટલાક નિર્ણયો એણે

× During the last hundred years or so the population of the world has increased roughly from 910 millions to 1900 millions This phenomenal increase has been due to the great scientific discoveries and the epoch-making inventions of new machines and processes of 19th and 20th centuries which have enabled vastly larger numbers to be maintained in much greater comfort than before

From P 63, Indian Economics, Jather and Bery.

તારવ્યા છે ને એના પરથી તે વર્તમાન તેમજ ભાવિ સમાજ વિષે માર્ગદર્શન કરાવી શકે છે સમાજ એ કોઈ જડ અચલાયતન નથી પણ હંમેશ વિકસતી, બદલતી, સંકોચાતી કે વિસ્તરતી સંસ્થા છે. જીવંત વ્યક્તિઓના એકમોનો એ બનેલ હોવાથી એ અર્થમાં એ જીવંત પણ છે.

એક કાળે એક સમાજમાં ગુલામગીરી વાજબી ગણાય છે ને બીજે કાળે એ મહાપાપ મનાય છે. એક કાળે સ્ત્રીઓનું સ્થાન ઘરનો ખૂણો ગણાય છે ને બીજે કાળે એ સમાન અધિકારિણી તરીકે પૂજાય છે. એક સમયે વ્યક્તિ એ સમાજનો એક ક્ષુલ્લક-હિસાબ વગરનો અણુ ગણાય છે ને બીજે કાળે વ્યક્તિવાદ એ જ સમાજમાં પ્રતિષ્ઠિત વિચારણા થઈ પડે છે આવા ઊલટપાલટ સામાજિક ફેરફારો એમ ને એમ નથી થતા હોતા અનેક બળો આની પાછળ કાર્ય કરી રહ્યા હોય છે.

સમાજવાદનું મુખ્ય કામ સમાજમાં થયેલા-થઈ રહેલા ફેરફારોનાં કારણો શોધી હવે થનારા ફેરફારો વિષે માર્ગદર્શન કરાવવાનું છે. બુખારીનના શબ્દોમા કહીએ તો **Socialism is a science of social revolution**

પણ જો કે વ્યક્તિ સામાજિક પ્રાણી છે, પણ માત્ર સામાજિક પ્રાણી નથી એટલે વ્યક્તિના જે જે અંશો વ્યક્તિજન્ય જ છે તે વિષે સમાજવાદ નિર્ણયાત્મક અભિપ્રાય નહિ આપી શકે. માણસ જ્યારે સમાજમા નહોતો તે દિવસે પણ એના હૈયામા નર-નારી-પ્રેમ ને અપત્યવાત્સલ્યની ધારા વહેતી હતી. એ પ્રેમની ધારાનું મૂળ સ્થાન સમાજ નથી એટલે હરકોઈ સામાજિક વિચારણા એને અસર પહોંચાડી શકે પણ એનું ઉન્મૂલન નહિ કરી શકે, કારણકે એ સમાજના પ્રતાપે પાછળથી આવેલ ગુણ નથી એનાં મૃળિયાં કોઈ બીજા જ સ્થાને છે. માણસ મધ્યયુગી હરો, મડીવાદી

હશે કે સમાજવાદી, પણ એના જીવનના આ પ્રવાહ છે તેનો ઉગમ તો વ્યક્તિશઃ રહેવાનો.

તેવી જ રીતે ધર્મ વિશે કહી શકાય. ધર્મવિષયક વિચારણાને સ્વચ્છ કે મલિન કરવામાં તે તે જમાનાની સમાજરચનાએ ઘણો મોટો ફાળો આપ્યો છે તે નિઃસંશય છે. પણ એનું જન્મસ્થાન છે તે તો સંસારનું ક્ષણભંગુર સ્વરૂપ છે. મૃત્યુ બીજું છે તે વાત પણ એમાંની એક ગણી શકાય.

એટલે સાચું સુખ શું? ઉત્તરનું જ્ઞાન કયું? ચિત્તનીયે પેલે પાર શું છે? નામરૂપવાળી આ સૃષ્ટિમાં નામરૂપની પછવાડે શું છે? આ ને આવા પ્રશ્નો સામાન્ય રીતે સમાજવાદના પ્રદેશના ન ગણાય. એ બધા પ્રશ્નોને વિચારણાની સામાજિક અસર નથી થતી તેમ નથી, તેમજ સામાજિક પરિસ્થિતિની આ બધાય પ્રશ્નો પર અસર થાય છે તેનીય ના નથી કહેવાનું એટલું જ કે આ પ્રશ્નોનું મૂળ સામાજિક વ્યવસ્થામાં નથી એટલે સમાજવાદ સ્થપાયા પછી પણ નચિકેતાના પ્રશ્નને સ્થાન રહેવાનું જ કે श्वोभावामर्त्यस्य. ને એવા માણસો નીકળવાના જ જે એમ કહે કે "तवैव वाहास्तव नृत्यगीते."

આજની ચોરી અને લૂંટફાટનું, આજની તેજી ને મંદીનું, આજની લડાઈ ને બેકારીનું મૂળ વર્તમાન સમાજરચનામાં છે. એથી સમાજરચના બદલાતાં એ પ્રશ્નો તો નામશેષ થઈ જવાના છે ઊલટપક્ષે ઉપર કહ્યા તેવા વ્યક્તિજન્ય પ્રશ્નો છે તે સામાજિક વ્યવસ્થા બદલાતાં તેથી ઊડી નહિ જાય. અલબત્ત એના ઉકેલમાં કોઈ પણ વ્યવસ્થા અંતરાયરૂપ કે સહાયરૂપ થઈ શકે કાકાસાહેબે એક વખત વાત કરતાં કહેલું કે અવાજ એ મોમાંથી થઈને આવે છે, પણ મોઢું એ અવાજનું મૂળ નથી. અલબત્ત, મોના આકાર-પ્રકાર અવાજને નાનો-મોટો કરી શકે છે, શુદ્ધ-અશુદ્ધ પણ કરી શકે છે, પણ અવાજનું જન્મસ્થાન તો બીજું જ છે. તેવી જ રીતે

આવા કેટલાક પ્રશ્નોનો જવાબ સમાજવાદના પ્રદેશની બહારનો છે. બહુ બહુ તો એટલું જ કહી શકાય કે એને પુછાયેલો પ્રશ્ન જેટલે અંશે સામાજિક હોય તેટલે અંશે જ સમાજવાદ એનો ઉકેલ કરી શકે બીજામાય એ માથું મારી શકે (જેમ આપણે પડોશીના ઘવ્યવહારમા કોઈ વાર માથું મારીએ છીએ તેમ), પણ તેવે પ્રસંગે તેનો નિર્ણય બંધનકર્તા ન ગણી શકાય

તેવી જ રીતે સમાજવાદ શુ નથી તે જાણી લેવું પણ જરૂરી છે.

કેટલાક કહે છે કે સમાજવાદ એટલે સ્વેચ્છાચારવાદ. સમાજવાદમા કોઈ કોઈને પરણશે નહિ. ઘર બાંધીને રહેશે નહિ જેને જેની જોડી ફાવશે તેની સાથે ફરશેહરશે. આજ એક સ્ત્રી જોડે તો કાલ બીજીની જોડે. છોકરા થશે તો રાજ્યને સોંપી દેશે

આવુ સાભળુ છુ ત્યારે મનમા દુ:ખ થાય છે, કારણ કે આમ કહેનારા ઘણીવાર અજ્ઞાનમાં નથી કહેતા હોતા પણ જાણીબૂઝીને સમાજવાદથી સૌને ભડકાવવા માટે કહેતા હોય છે. લગ્ન વિષે સમાજવાદની માન્યતા શુ છે તે તો આગળ જોશુ. અત્યારે તો એટલું જ કહેવા માગુ છુ કે સમાજવાદ જનસમાજની એકેએક વ્યક્તિને આજે છે તે કરતા વિશેષ નિર્ભય, વિશેષ સ્વતન્ત્ર કરવા માગે છે, વિશેષ વિચારપૂર્ણ પણ ખરી એક વર્ગ કે વ્યક્તિનુ બીજા વર્ગ કે વ્યક્તિ દ્વારા થતુ આર્થિક શોષણ અટકાવવું એ જ એનો મુખ્ય કાર્યક્રમ છે બીજી વાતો અવાતર ને ગૌણ છે. આજે સમગ્ર સ્ત્રીવર્ગ આર્થિક રીતે પુરુષને આધીન છે સમાજના વહીવટમા એનો અવાજ નહિ જેવો છે એટલે સ્ત્રી પ્રત્યે અનેક અન્યાયો થઈ ગયા છે તેની આપણાથી ના નહિ પડાય એ વાતની હુ ના નથી પાડતો કે આ દેશમા અનેક સતીઓના પતિવ્રતનો મહિમા અનેક કાવ્ય ને કથામા ગુંથાયો છે, ને લોકજીવન પર

એની અસર પણ થઈ છે, પણ આપણાથી એ વાતની પણ ના નહિ પડાય કે એકપત્નીવ્રતનો સૂર એટલા જોરથી નથી નીકળ્યો. નીકળ્યો છે તોય એકપતિવ્રતના સૂરમાં ડૂબી ગયો છે નર ભ્રમર ગણાય ને! અમારે ત્યાં આવેલા એક તાજા જ ખેડુ–વિદ્યાર્થીની વાત મને યાદ રહી ગઈ છે અમારા પડખેના ગામમાં એક ખેડુએ કોઈ કારણસર એની વહુને ખેતરમાં લઈ જઈ ગળાચીપ દઈને મારી નાખેલી તે પછી બે બોળ વચ્ચે સુવાડી કામ કરતાં કરતાં સરપ કરડ્યો તેમ પંચને કહી પતાવી દીધેલું હું વર્ગમાં આની વાત કરતો હતો ત્યાં પેલો તાજો જ આવેલ વિદ્યાર્થી બોલ્યો, "એમાં શું? એની બાયડી હતી ને! કાંઈ મફત નહોતી આણી–બમે રૂપિયા રોકડા દીધા'તા" ! ! !

સીતાના પતિપ્રેમનો વિશ્વમાં જોટો નથી તે વાત સાચી છે, પણ એ વાત પણ તેટલી જ સાચી છે કે સીતાનો પ્રેમ ને પૂજ્ય ભાવ કાયદાના કે બસો રૂપિયાના જોરે નહોતો મેળવાયો. વ્યક્તિ કે વર્ગને પરાધીન–પરાવલંબી રાખીને જે સેવા લેવામાં આવે છે તે સેવા નથી, વેઠ છે–કર છે કાવ્યગ્રંથોના આખ્યાન–ઉપાખ્યાનો વડે પણ એ કર છે તે વાત ઢાંકી નહિ શકાય એકનિષ્ઠ પ્રેમ એ અમૂલ્ય વસ્તુ છે, વિશ્વનું સારસર્વસ્વ છે, પણ એ પ્રેમની જ ખૂબી છે કે જ્યારે એને બળજબરીનો સ્પર્શ થાય છે ત્યારે નિર્જીવ ખોખું બની જાય છે બાહ્ય રૂપ એનું એ રહે છે, પણ એની સુગંધ—એની સજીવતા ચાલી જાય છે, ને દહાડા વીતતાં તો એમાં શરૂ થાય છે સડો આજે ચારે દિશામાં બદબો ઊભરાઈ ઊઠી છે તેનું મૂળ કારણ છે આ બળજબરી મહારાજા ને રાજા, રાજા ને પ્રજા, ગોર ને વાણોતર, સ્ત્રી ને પુરુષ, બાળક ને માબાપ, ધનિક ને નિર્ધન, ગુરુ ને શિષ્ય–આ બધાં જ સંબંધોની સ્થિરતા આજે છે કોઈ ને કોઈ બળજબરી પર ને એ બળજબરીનું મૂળ છે

ફેલાયેલની આર્થિક પરવશતા, રોટલાની પરાધીનતા. સમાજવાદ પ્રત્યેક વ્યક્તિને આર્થિક પરાધીનતામાંથી મુક્ત કરી સ્વાધીન માણસ તરીકેના સંબંધો બાંધવાનો માર્ગ ચીંધે છે. શોષક અને શોષિત એ વર્ગો મટ્યા પછી જ પ્રત્યેક ક્ષેત્રમાં સાચા પ્રેમ ને સહકારની સ્થાપના થશે સ્ત્રીપુરુષ-સંબંધમાં પણ સમાજવાદ સ્વાધીન વ્યક્તિઓએ કરેલ પ્રેમની સ્થાપના કરવા માગે છે. આજે તેમ નથી તેથી જ ૬૦ વર્ષનો ડોસો સોળ વર્ષની સુકુમારીને પરણી શકે છે. ભોક્તા ને ભોગ્ય, સેવક અને સેવ્ય વચ્ચે પ્રેમ કેમ સંભવે ? સ્વાધીન સ્ત્રીપુરુષો કોઈવાર ઠોકર ખાશે, પડશે-આખડશે પણ ખરા ને સ્વાધીનતાનો અર્થ પણ સ્ફુટ કરતાં જશે, પણ એ બધાંમાં ગદ્દારી કે દીનતા નહિ હોય.

સાચી રીતે તો સમાજવાદની નીતિ એ વર્તમાન નીતિ કરતાં ઊંચા પ્રકારની હશે. કારણ કે એણે મૂડીવાદ ને ઠકરાત બનેનાં બૂરાં લક્ષણો તજી સારાનો સમન્વય કરવાનો છે. તો જ થીસિસ, એન્ટિથીસિસ ને સીન્થેસિસનો નિયમ સાચો ઠરે. વસ્તુત. સમાજવાદે તો એના પહેલાની બધી જ સંસ્કૃતિઓના શ્રેષ્ઠ અંશોના વારસદાર થવાનું છે. મૂડીવાદમાં કે ઠકરાતયુગમાં બધું જ ખરાબ નથી હોતું મૂડીવાદના જે અંશો સામાજિક વિકાસને રૂંધી રહ્યા હોય છે તેને જ એણે ઉચ્છેદવાના છે. લેનિને આ સરસ રીતે સ્પષ્ટ કરેલું. ક્રાંતિ પછી નવી વ્યવસ્થા શરૂ થઈ ત્યારે ઘણા તાજા સમાજવાદીઓ ઓફિસમાં નિયમિત ન આવતા-કામ પણ ગમે તેમ કરતા. એક વાર લેનિને કોઈ ઑફિસની મુલાકાત લીધી. કોઈ હાજર જ નહિ બધા મોડા આવ્યા. લેનિને પૂછ્યું ત્યારે કહે—નિયમિતતા એ તો બુર્ઝવા ગુણ છે. આપણે તો બુર્ઝવા સંસ્કૃતિને ઉથલાવી નાખવી છે. લેનિન એમને સખત ઠપકો આપતાં કહે: 'આવું ક્યાંથી શીખ્યા ? તમે તો તમારા પૂર્વે થયેલી બધી જ

સંસ્કૃતિઓના સદ્અંશોને જાળવી રાખવા બંધાયા છે. સમાજવાદ એના પૂર્વની બધી જ સંસ્કૃતિઓના સદ્અંશોને ગર્ભમાં લઈને જન્મે છે. બુર્ઝ્વાએ પણ સમાજની એક કાળે સેવા કરી છે. એણે ઉત્પાદન વધારવાની કળા હસ્તગત કરી છે તે શું આપણે વીસરી જવાની ?' એવી જ રીતે એક વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓએ જ્યારે એને કહ્યું કે અમે તો ટોલ્સ્ટોય ને તુર્ગનેવ જેવા જૂના બુર્ઝ્વા સાહિત્યકારોને વાંચતા નથી ત્યારે તેઓને પણ સારી પેઠે ઝાડેલા.

એવી જ રીતે કેટલીક વાર સમાજવાદ આવશે એટલે પૈસાદારોની મિલકત લૂંટી લઈ પછી એક ઠેકાણે જમા કરી સૌને વહેંચી દેવામાં આવશે એવું ઘણા ધારે છે. સમાજવાદનો એ અર્થ નથી. અલબત્ત, કેટલાક કાચા ને ઊછરતા સમાજવાદીઓ એવો અર્થ કરતા હોય છે ખરા.

અમેરિકામાં રોથ્સચાઈલ્ડ કરીને કોટ્યપતિ થઈ ગયો. બે તાજા જ સમાજવાદીઓ એની પાસે એકવાર ગયા ને લાંબું ભાષણ આપ્યું કે રોથ્સચાઈલ્ડે મેળવેલું ધન એનું નથી પણ આખા જગતના શ્રમજીવીઓનું છે, માટે એણે એ આપી દેવું જોઈએ, વગેરે વગેરે. રોથ્સચાઈલ્ડ એમને સાંભળતો જતો હતો ને કાંઈક હિસાબ કરતો જતો હતો. પેલા બે બિરાદરોએ ભાષણ પૂરું કર્યું એટલે ખિસ્સામાંથી બબ્બે પેન્સ કાઢી કહે, 'તમારી વાત સાચી છે. આ ધન મારું કે તમારું જ નહિ પણ આખી દુનિયાનું છે. મેં હમણાં જ હિસાબ ગણ્યો ને દુનિયાની વસ્તીને હિસાબે મારી મિલકતમાંથી તમારે ભાગે બબ્બે પેન્સ આવે છે તે લઈ ને ચાલતા થાઓ. બીજા એનો લાભ લેવા આવશે ત્યારે આપી દઈશ. રોથ્સચાઈલ્ડનો આ કિસ્સો સાચો હોય કે ન હોય, પણ સમાજવાદ

કેવી વહેંચણી નથી કરવા માગતો તે સમજવા માટે તો ઉપયોગી છે.

સમાજ સ્થપાયો ત્યારથી જે કેટલાક પ્રશ્નો ચાલ્યા આવે છે તેમાનો એક પ્રશ્ન છે દારિદ્રજન્ય વિપત્તિઓને ઓછી કરવી તે. સુદામાની સ્પષ્ટવક્તા ગૃહિણીની વાત સૌ કોઈએ સ્વીકારી છે કે 'અન્ને ચાલે સકળ સંસાર'

આધ્યાત્મિક ઉન્નતિ પણ ભૂખ ને દારિદ્રથી પીડાતા માણસો

---

It would be a very serious mistake to suppose that one can become a communist without making one's own the treasures of Human knowledge. It would be mistaken to imagine that it is enough to adopt the communist formuleas and conclusions of communist science, without mastering that sum total of different branches of knowledge, the final outcome of which is communism

Communism becomes an empty phrase, a mere facade, and the communist a mere bluffer if he has not worked out in his consciousness the whole inheritance of human knowledge.

(Lenin, Before the third congress of the communist youth 1920)

Marxism won its world historic significance as the ideology of the revolutionary proleteriet because it did not reject out and out the most valuable achivements of the bourgeois epoch, but made its own and worked over a new all that was of value, in the more that two thousand years of development of human knowledge

(Draft on proliterian culture 1920).

માટે મુશ્કેલ છે એમ જ્ઞાનીઓના મોટા ભાગે સ્વીકાર્યું છે. બુદ્ધ ભગવાનનું એક કથાનક છે.

ભગવાન તથાગત એક સ્થળે વિરામ કરતા હતા. ત્યાં એક દિવસ બપોરે એક બ્રાહ્મણે તેમની પાસે આવી કહ્યું : 'ભગવાન ! હું વીસ કોસથી આપનું નામ સાંભળી દોડી આવ્યો છું. કદાચ આપ અહીંથી વિહાર કરી જાઓ તો મારી શંકાઓનું સમાધાન મળતું રહી જાય એ બીકે સ્નાન કે આહાર કરવા પણ થોભ્યો નથી. આપ મને અમૃતોપદેશ કરો.' ભગવાને આનંદને કહ્યું : 'આનંદ ! આ ભદ્રપુરુષનાં સ્નાન-આહારાદિની વ્યવસ્થા કરો.' બ્રાહ્મણનું મન ઉપદેશ પહેલાં ત્યાંથી ઊઠવાનું નહોતું, પણ બુદ્ધદેવે સાયંકાળે આવવા કહ્યું એટલે ગયો. સાંજે બ્રાહ્મણ આવીને સામે બેઠો એટલે કહે : 'હે બ્રાહ્મણ ! ભગવાન તથાગતનો માર્ગ મધ્યપ્રતિપદા-માર્ગ છે. બપોરે તું થાક્યોપાક્યો હતો, એ વખતે જો મેં તને ઉપદેશ આપ્યો હોત તો તારું મન પ્રસન્નપણે એ પૂરો ગ્રહણ ન કરત. હવે સ્વસ્થ થઈને સાંભળ.'

આધ્યાત્મિક પુરુષોએ હમેશાં અસમાનતાજન્ય દારિદ્રને ભાંગવાનો પ્રયત્ન કર્યો છે. નાનકદેવે ગરીબના ઘરનો રોટલો ને શ્રીમંતના ઘરના માલપૂઆ દબાવી પહેલામાંથી દૂધની ને બીજામાંથી રક્તની ધારા પડતી બતાવેલી તે સુપ્રસિદ્ધ છે. નીતિશાસ્ત્રે ગાયેલ દાનનો મહિમા પણ આ અસમાનતાનો કાંટો બને તેટલો મોરી નાખી ગરીબ ને તવંગર વચ્ચેની ખાઈને બને તેટલી બૂરવા માટે છે.

લોક-કલ્પનાએ તો હંમેશ એકાદ પારસમણિ, એકાદ કલ્પવૃક્ષ, એકાદ કામધેનુ કે નંદનવનનાં સ્વપ્નો જોયાં છે. સતયુગ કે જેમાં કોઈ ગરીબ નથી તેમ કોઈ તવંગર પણ નથી, કોઈને તંગી નથી, કોઈ અકાળ મૃત્યુ પામતું નથી, તે તો સૌની ઝંખના રહી છે. કેટલાય પાગલ ને કેટલાય ઓલિયા એ સતયુગ ઉતારવા મથ્યા છે.

કોઈક કવિએ કટાક્ષ કર્યો છે ને કે—

दग्धं खाण्डवमर्जुनेन बलिना दिव्यैः द्रुमैः सेवितम्
दग्धा वायुसुतेन रावणपुरी, लंका पुनः स्वर्णभुः
दग्धः पंचशरः पिनाकपतिना तेनाप्य युक्तं कृतम्
दारिद्र्यं जनतापकारकमिदं केनापि दग्धं नहि ।

રોજ ઊઠીને લોકહૈયાંને બાળનાર આ કંગાલિયત કેમ ટળે? યુરોપમાં પણ પ્લેટોથી માંડીને એની તરેહતરેહની વિચારણાઓ થયેલી. કોઈ રાયે નહિ ને કોઈ રંક, નહિ એ સમાજ જ શ્રેષ્ઠ એ સાદી વાત લોકહૃદયમાં એવી તો વસી ગઈ છે કે અસમાનતાને વાજબી ને નૈસર્ગિક ઠરાવનારા કેટલાય શાસ્ત્રો નીકળ્યા છતાં લોકોએ કદીય એ વાત માની નથી; ઊલટું બન્યું ત્યારે અસમાનતા સામે માથું ઊંચક્યું છે. પણ માકર્સ પહેલાં જેણે જેણે એ વિષે વિચારેલું—લખેલું તે બધા ભાવનાપ્રધાન સમાજવાદીઓ ગણાય છે ને માકર્સ-એન્જલ્સથી નવો ગાળો શરૂ થાય છે ને તે વૈજ્ઞાનિક સમાજવાદનો.

અમુક વસ્તુ હોવી જોઈએ, આમ હોવું ઘટે છે, આમ થાય તો કેવું રૂડું! એ શુભ ભાવના છે. ને આમ થશે જ, આમ કરો તો આમ થાય જ, આ તરફ ચાલો તો ત્યાં પહોંચશો, એમ કહેવું તે એ ભાવનાને વૈજ્ઞાનિક રીતે અમલમાં મૂકવાની નિશાની છે. લોકદારિદ્ર જવું જોઈએ એમ ઘણા કહેતા હતા, પણ દારિદ્રનું મૂળ સંપત્તિના વિભાજનમાં છે. વિભાજનમાં કયાં દોષ છે, કયો દોષ છે, એ દોષ કઈ રીતે દૂર થઈ શકે, કોના હાથે દૂર થઈ શકશે, ક્યારે ને કઈ રીતે દૂર થઈ શકશે તે બતાવવાનું કામ માકર્સને ભાગે આવ્યું. એણે કહેલું કે ફિલસૂફોએ દુનિયા કેવી હોવી જોઈએ તે કહ્યું છે. પણ આપણું કામ તો એવી દુનિયા કેમ થાય તેનો માર્ગ નક્કી કરી બાંધવાનું છે.

આનો અર્થ એમ નથી કે ભાવનાની કશી ઉપયોગીતા નથી. હેતુ તો માત્ર માર્ક્સની વિશિષ્ટતા બતાવવાનો છે. આપણે તો ભાવનાપ્રધાન સમાજવાદીઓને પણ પ્રણમશું કારણ કે એમણે ઊંઘ ઉડાડી, ને વૈજ્ઞાનિક સમાજવાદીઓને પણ નમશું કે એમણે બેઠા કરી માર્ગ દોરી આપ્યો.

સાચું કહીએ તો યંત્રયુગના વિકાસ પહેલાં ખેતી તેમજ હાથઉદ્યોગોનું ઉત્પાદન એટલી બધી નીચી કક્ષાએ હતું કે એમાં સૌને જોઈએ તેટલું મળી રહે તેવાં વ્યવસ્થા-વ્યવહાર જગતમાં ઉતારવાં એ અશક્ય હતું.

માર્ક્સના કાળમાં યંત્રયુગે એવી પરિસ્થિતિ નિર્માણ કરી કે જેમાં સૌને સંસ્કારી બનાવવાની-સૌને પૂરતું આપવાની વાત વ્યવહારમાં ઉતારી શકાય.

માર્ક્સ અને એન્જલ્સ એ વૈજ્ઞાનિક સમાજવાદના સ્થાપકો છે. કથામાં ગૂંથાય તેવી મૈત્રી બંને વચ્ચે જીવનભર રહેલી. માર્ક્સ ને એન્જલ્સે જેમ એની વિચારણા સ્પષ્ટ કરવામાં સાથ આપ્યો તેવી જ રીતે એનો ઘરસંસાર ચલાવવામાં પણ કાયમ સહાય કરેલી. એન્જલ્સ ન હોત તો કદાચ સમાજવાદનો પિતા ભૂખે ટળવળીને મરી ગયો હોત.

એ બંનેએ પહેલી જ વાર સુસંબદ્ધ રીતે સામાજિક વિપ્લવનું શાસ્ત્ર સૌની પાસે મૂક્યું. એ વિચારણા પ્રમાણે તો કોઈ પણ સામાજિક વિપ્લવ તર્ક કે ભાવનાથી ઇષ્ટ લાગે માટે જ થઈ જતો નથી. હરકોઈ સામાજિક ફેરફારનાં મૂળ એ તે તે સમયની આર્થિક રચનામાં છે, સંપત્તિ-ઉત્પાદનની રીત ઉપર લેવડદેવડ ને ન્યાયનાં ધારાધોરણોથી નિશ્ચિત એવા સંબંધો રચાય છે. તત્કાલીન રૂઢ કેળવણી, રાજ્યનીતિશાસ્ત્ર, ફિલસૂફી ને નીતિશાસ્ત્ર એ બધાં જ

ઉત્પાદન-પદ્ધતિ પર આધાર રાખતાં-એનો પડઘો પાડતાં હોય છે. ટૂંકમાં ઉત્પાદનની પદ્ધતિ એ મૂળ પાયો છે ને તેના પર આ બધા મજલા ચણાય છે. પાયાને અવગણીને ઉપલા મજલા રચવામાં આવે તોયે એ Top heavy થઈ સમતોલનના નિયમ પ્રમાણે તૂટી પડે. એથી ઉપલા બધા મજલાઓની યોજના પાયાને લક્ષીને જ થાય છે. પાયો જ્યારે વિસ્તરે છે ત્યારે ઉપલો મજલો કાં તો તૂટી પડે છે ને કાં તો પાયાની જોડે જ એને વિસ્તારવામાં આવે છે. ઉપલક નજરે નીતિશાસ્ત્ર, વિજ્ઞાન, રાજ્યતંત્ર ને કેળવણી મનુષ્યના મનને ઘડે છે પણ એ બધાં શાસ્ત્રોને દિશાસૂચન કે મર્યાદિત કરે છે. અર્થરચના એ અર્થમાં બહુજનસમાજના મનને છેવટનો ઘાટઘુપ આપનાર બળ તે ઉત્પાદન-પદ્ધતિ જ છે.

બહુ જ સ્થૂળ રીતે કહીએ તો મનુષ્યસમાજને ઘડનાર બળ એ બાહ્ય પરિસ્થિતિ છે. આ શોધ તો તે પહેલાં પણ થયેલી પણ માર્ક્સની વિશિષ્ટતા તે આ બાહ્ય પરિસ્થિતિરૂપ મોઘમ શબ્દમાંય એક મધ્યબિંદુ ચીંધવામાં છે. એણે કહ્યું કે દરિયો, રણ, પહાડ કે કટિબંધો ત્યાં ત્યાં રહેનારને ઘડવામાં જરૂર ફાળો આપે છે. પણ એ બધાં તો સ્થાયી બળો છે. લાખો-કરોડો વર્ષે એમાં ફેરફાર સંભવી શકે છે. એટલે દરિયા કે રણે એની નિકટમાં રહેનાર પર નિપજાવેલ અસર તે તો ત્યાંના રહેવાસી પર કાયમી એક વખત પડી ગયા પછી એમાં ફેરફારનું કાંઈ કારણ રહેતું નથી. એટલે સમાજમાં જે અવારનવાર ઊથલપાથલો થાય છે તેનું મૂળ ક્યાંક બીજે હોવું જોઈએ. ગ્રીસ દેશ પાસે દરિયો તો આદિકાળથી છે પણ એક કાળે ત્યાંના અફલાતૂન જેવા ધુરંધર ફિલસૂફોએ ગુલામી એ સમાજનું જાણે સ્વાભાવિક અંગ હોય તેમ માની લીધું ને આજે એક સાધારણ ગ્રીક શહેરી પણ એ વિચારને હસી કાઢે છે. એને ગુલામી સમાજનું સૌથી અપ્રાકૃતિક અંગ લાગે છે. એક કાળે

એ જ ગ્રીસ દેશમાં નાનાં નાનાં રાજ્યો રચવાનો આદર્શ સેવાતો હતો. આજે ત્યાં દેશવ્યાપી પ્રજાતંત્રમાં માને છે. આ ફેરફારનું કારણ શું? પ્રાકૃતિક સ્થિતિ તો એની એ જ રહી છે.

એટલે બાહ્ય સ્થિતિમાં પણ સામાજિક ફેરફારનું ચાલક બળ તે સંપત્તિની ઉત્પાદન ને વહેંચણીની પદ્ધતિ એ છે. એના પર જ બાકીનું બધું રચાય છે. ને એમાં ફેરફાર થતાં બાકીનું બધું તૂટી-ફૂટી ફરી રચના થાય છે. સાહિત્ય, રાજનીતિ વગેરે પહેરવાના કોટની જેમ છે. શરીર વધવાની સાથે આપણને નવો કોટ સિવડાવવો પડે છે, ને હઠપૂર્વક જૂનો જ પહેરવાનો આગ્રહ રાખીએ તો તે ફાટી જાય છે. આ ફાટવાની ક્રિયા તે વિપ્લવ.

આ વિચારણા આંચકો આપે તેવી છે. સામાન્ય રીતે સૌ આથી જુદું માનતા હોય છે. આપણને સૌને સામાન્ય રીતે એમ લાગે છે કે વિપ્લવનું આદિસ્થાન તો સાહિત્ય અને કેળવણી વગેરે છે. મનુષ્યના ચિત્તને એ ઘડે છે ને એ ચિત્ત બધાને ક્રાંતિ કરવા માટે ધકેલે છે. આપણે હમેશાં એમ માનતા આવ્યા છીએ કે વિચારણાનું બળ એ જ બધા ફેરફારોનું મૂળ છે. પણ સમાજમાં વ્યાપક થયેલી કે થતી વિચારણાને કોણે વેગ આપ્યો છે? આપણે જેને દોરનારાં બળો કહીએ છીએ તેને આ વિચારણા ઉત્પાદન–પદ્ધતિને અનુસરનારાં બળો કહે છે, આપણે કહીએ છીએ કે માનવચિત્ત સમાજને ઘડે છે, જ્યારે આ વિચારણા કહે છે કે સામાજિક ચિત્ત તે સામાજિક પરિસ્થિતિનો જ પડઘો પાડે છે. પ્રજાના નાયકો પણ એમાંથી બાદ નથી.

આંચકો આપે તેવું તો છે જ, પણ જરાક શાંત મને વિચારશું, પહેલો આંચકો શમી ગયા પછી આખી વાત વળશું, તો એમાં ઘણું સત્ય છે એમ લાગશે.

આપણે ત્યાં પણ સંગ તેવો રંગ ને અન્ન તેવો ઓડકાર

જેવી કહેવતો જન્મી છે તે આ સહુના અનુભવથી જ. માણસ જે જગ્યાએ ને જે ધંધામાં ઊછરે છે એ ધંધો એટલે વ્યાવહારિકાના વ્યવસાય અંગેની પરિસ્થિતિ એના મન પર બહુ મોટી અસર કરે છે. શામળ ભટે રાવણ–મંદોદરી–સંવાદમાં એ વસ્તુ સરસ રીતે કહી છે. રામનું સૈન્ય લંકાને ઘેરો ઘાલીને પડ્યું છે. અંગદ વિષ્ટિનો સંદેશો લઈને આવ્યો છે ને રાવણ પોતાની રાજસભામાં સીતાને પાછી મોકલવી કે નહિ, શું શોભાભર્યું ગણાય, તે વિષે સૌ અગ્રણીઓનો મત પૂછે છે. રાવણે તો પૂછ્યું હોય કે ન હોય પણ કવિએ તો રાવણ પાસે બધી જ નાતના પટેલોને પુછાવ્યું છે. ને દરેક નાતના પટેલે પોતાની લાક્ષણિક રીતે સલાહ આપી છે. એ લાક્ષણિકતાનું મૂળ સૌ સૌના ધંધામાં છે. ઉપમા, અલંકાર તથા સલાહનો ઝોક એ પેલા ધંધાના માનસે આપ્યો છે. કુંભાર કહે છે કે 'હજુ શું કહેવાય? કોણ જીતે ને કોણ હારે, હજુ ચાક પર પિંડો છે.' વૈશ્ય કહે છે, 'વહાણ મૂક્યું છે દરિયામાં.' મોચી કહે છે, 'હિંમત રાખીએ, દૈવત દાખીએ, પાણી પહેલાં શાં મોજડાં રે.' માછી કહે છે, 'આ અંગદ વિષ્ટિ લાવ્યો છે તે તો કણક મચ્છને નાખી છે.' કણબી કહે છે, 'ગોફણ ગોળા સોતી જાગે.' કવિને પોતાને પણ વ્યવસાયની વાણી તેમજ વ્યક્તિગત દૃષ્ટિ પર થતી અસર અજાણી નથી એટલે જ અંતે કહે છે:

"જેહને જેહ વણજ તે સૂઝે પ્રીત થકી પઢે પરમાણો."

જેમણે લોકવાર્તાઓ સાંભળી છે તેમને પેલી, કોણ કહે છે 'રાંપીનો ઘા?' એ વાત સહેજે યાદ આવશે. એમાં દરેક માણસને એ ઘા પોતે વાપરતો હોય છે તે હથિયારનો લાગે છે. એ દ્વારા પણ લોકવાર્તાનો કટાક્ષ શામળ ભટે કહ્યો તેવો જ છે.

રશિયન રાજ્યક્રાંતિ થઈ તે દિવસની વાત છે. મજૂર–સૈનિકો, શ્રીમંતો, કારખાનદારો, જમીનદારો તથા બેકરોને એક પછી એક

પકડી લાવીને રાજમહેલના એક વિશાળ ઓરડામાં બેસાડતા હતા. અમીર–ઉમરાવ, ડ્યુક–ડચેસ, જૂના પ્રધાનો, લશ્કરી વડાઓ, બધા સનમૂન થઈને બેઠા હતા. થોડી થોડી વારે નવા માણસોની ભરતી થતી હતી. એક વૃદ્ધા રૂમાલ વડે મોં ઢાંકીને રડતી હતી. ત્યાં એક માલેતુજાર બેંકર કે જમીનદારને પકડી લાવ્યા. પેલી વૃદ્ધા પાસેની ખુરશી પર 'હે ભગવાન!' કહીને એ બેસી પડ્યો, પછી ડૂસકાં ખાતાં ખાતાં કહે, 'Madam we are witnessing the death of a great country.'

પોતાનો વ્યવસાય, પોતાનું વર્ગહિત જ કેમ મનુષ્યના મનને ઘડનારું સર્વોપરી બળ છે તેને આ દાખલો વિશદ રીતે સ્પષ્ટ કરે છે. Great country મરતો નહોતો, પણ સેંકડો વર્ષના અંધકાર-યુગ પછી પુનર્જન્મ પામતો હતો. ખેડૂતો, મજૂરો, સિપાહીઓ આજે પહેલી જ વાર એક નક્કર ફિલસૂફી ને સ્પષ્ટ ચિત્ર સાથે નવવિધાન માટે ઊપડતા હતા. જેને પરિણામે હરકોઈ કોમની, હરકોઈ જાતિની વ્યક્તિને છૂટે હાથે અન્ન તેમજ સંસ્કારનું દાન થવાનું હતું. જે મરતું હતું તે તો અત્યાચાર, પાશવતા, શોષણ ને અંધારું. છતાંય પેલા વૃદ્ધને આમ કેમ લાગ્યું? એ ખોટું રડતો હતો? એ સાચું જ રડતો હતો. એના કહેવામાં દર્દ ને સચ્ચાઈ હતાં. તો આ પ્રસંગે રડવાનું શું કારણ? આ તો આનંદપ્રસંગ નહોતો? ના, એને મન નહોતો. એની કેળવણી, એની સંસ્કારિતા ને એની વ્યવસાય-નીતિએ એને એમ જ શીખવ્યું હતું કે ઝાર, જમીનદારો, ઉદ્યોગ-પતિઓ જતાં સંસ્કારિતાના ધ્વજવાહકો મરી ખૂટ્યા. પછી તો બાકી રહ્યું અસંસ્કારી, જંગલી પશુઓનું ટોળું. એ બધાં લૂંટશે, મારફાડ કરશે, સ્ત્રીઓને રંજાડશે, કેટલા બાગ–બગીચા, કેટલાં ગ્રીષ્મ-ભવનો, કેટલાં ચિત્રઘરો ને નૃત્યઘરો તૂટીફૂટી જશે. ખાનગી માલિકી જતાં દુનિયા ચાલશે કેમ? ને સૌથી વિશેષ તો રશિયા

જો લડાઈમાંથી ખસી જશે તો મિત્રરાજ્યો હારશે ને તો પ્રજા તંત્રનું શું ? મજૂરો તે ઘડીએ જ વિશ્વસંસ્કૃતિનો નાશ કરી રહ્યા હતા એમ પ્રમાણિકપણે એ બિચારો માનતો હતો. એને કોઈએ એમ કહ્યું હોત કે આ બધું તમે બોલો છો કારણકે તમને લડાઈના કારખાનામાંથી નફો મળે છે, તમને તથા તમારા મિત્ર બાંધવોને આ પ્રથામાંથી અઢળક ધનધાન્ય મળે છે—આ લડાઈ તથા આ રાજ્યપ્રથા તમને અથવા તમારા મિત્રબાંધવોને વિકસવાની તક આપે છે, તો એ અંતરથી ધવાઇને ચિડાઈ ઊઠત. એ વાત માનત જ નહિ કે એના વર્ગે જન્માવેલ વિનાશી સંસ્કારિતાનો નાશ થતો હતો પણ દેશ તો પુનર્જીવન પામતો હતો.

હ્યુગોની ૧૭૯૩ નામની નવલકથા છે એ ફ્રાંસના વિપ્લવ વખતની વાત છે ફ્રાંસનો વિપ્લવ એ જમીનદારી–પ્રથા સામે વ્યાપારી તથા ખેડૂતવર્ગે કરેલો બળવો હતો એ વાર્તામાં મુખ્ય પાત્ર એક જમીનદારનું છે ને એની સામે જ એનો ભત્રીજો, જેણે પ્રજાકીય સૈન્યની આગેવાની લીધી છે, એ બંનેની વચ્ચેનો એક સુંદર સંવાદ છે બંને અજાણપણે પોતપોતાના પક્ષની સુંદર બાજુ રજૂ કરે છે પેલો અમીર રશિયન બેકરની પેઠે જ કહે છે, 'તમે કેવી મનોહર સંસ્કૃતિનો નાશ કરી રહ્યા છો' એમ કહીને દંકસતયુગનું ઘડીભર આપણનેય ગળાવી દે તેવું મનોહર ચિત્ર રજૂ કરે છે આખું તો મને યાદ નથી, પણ આવું કાંઈક કહે છે, 'હવે શૌર્યની જગ્યા વણિકની કપટકળા લેશે, ઔદાર્ય ને દાનને સ્થાને વ્યાપારીની હિસાબવૃત્તિ ને કરકસર આવશે, નિખાલસતાને સ્થાને મનનો મેલ બેસશે, લોકો ખુલ્લાં મેદાનોમાં સુવર્ણરસે રસ્યા ખેતરોમાં દ્રાક્ષના માંડવા નીચે કામ કરવાને બદલે કારખાનાંમાં ગોંધાશે વફાદારી ને નિમકહલાલી તો ભૂતકાળના અવશેષો થવાના ' એનો ભત્રીજો સામેથી પોતાના પક્ષની મહત્તા ને અમીરવર્ગની

હીનતા સંભળાવે છે. આખો સંવાદ માનસશાસ્ત્રીય દૃષ્ટિએ વાંચવા જેવો છે. માણસ પોતાના વર્ગહિતની દૃષ્ટિએ જ કેમ જુએ છે તેનો એ યથાર્થ નમૂનો છે. વસ્તુતઃ પેલા અમીરે ઠકરાતયુગના માત્ર ગુણો જ વર્ણવ્યા, દોષો જોયા જ નહિ. ઉપરાંત જે ગુણો વર્ણવ્યા તે પણ પ્રચલિત નહિ પણ અવશેષ સમા જ હતા. છતાંયે જાણે એ ગુણો બધી જ ઠકરાતોમાં સર્વવ્યાપી હોય તેમ માન્યું ને મનાવ્યું. સામે પક્ષે એના ભત્રીજાએ જે વ્યાપારી પ્રજાતંત્રના ગુણ વર્ણવ્યા તે પણ કાયમી નહોતા. છતાંયે એ ગુણો જાણે અજરામર હોય તેમ માન્યું ને મનાવવા પ્રયત્ન કર્યો. દોષો તો સૂઝયા જ નહિ.

વર્ધા-યોજના અંગેની એક નાનકડી સભા અમદાવાદમાં મળેલી. વર્ધા-યોજનાના અભ્યાસક્રમ પર ચર્ચા થતી હતી. એ અભ્યાસક્રમમાં અંગ્રેજીને સ્થાન નથી. પહેલાં જ એક પ્રોફેસર જે આમ સંસ્કારી ને વિચારશીલ ગણાય છે તે ઊભા થયા ને એ અભ્યાસક્રમમાં અંગ્રેજીને ઉડાડી મૂકવાથી આપણા રાષ્ટ્રના વિકાસમાં કેટલું વિઘ્ન આવશે તે વર્ણવ્યું. અંગ્રેજી ભાષાના જ્ઞાને રાષ્ટ્રીય જાગૃતિમાં કેટલો ફાળો આપ્યો છે, કેટલી નવી દૃષ્ટિ આપી છે, એમાં કેટકેટલો જ્ઞાનભંડાર પડ્યો છે, ને આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં કેમ તેના વિના ચાલે નહિ એ બધું અતિશય જુસ્સાથી કહ્યું. હળવેથી બાજુના મિત્રે મારા કાનમાં કહ્યું કે માર્ક્સ સાચો છે. આનું નામ class psycholozy. બધા ખેડુના છોકરાને આંતરરાષ્ટ્રીય વ્યાપાર કરવાની રોજ જરૂર પડશે ખરી! એ ભાઈ ઉત્સાહમાં એ પણ ભૂલી ગયા કે બાપુએ ઉચ્ચ કેળવણી વિષે એક શબ્દ પણ કહ્યો નહોતો. એમાં અંગ્રેજી ઇતર ભાષા તરીકે રાખવાની ના પાડી નહોતી. કરોડો ગ્રામીણ બાળકોનો કેટલો સમય અંગ્રેજી પાછળ વ્યર્થ જાય તે વિચાર જ એમને આવ્યો નહિ.

એમને તો પોતાના વર્ગ માટેનું હિત સર્વને માટે સરખું જ કીમતી લાગ્યું ! છતાં એ પ્રમાણિકપણે જ આ કહેતા હતા. હાઇસ્કૂલોમાં અંગ્રેજી બંધ થાય તો મારો પગાર બંધ થાય તેવો તેમને ખ્યાલ સુદ્ધાં નહિ હોય.

માર્ક્સ એની ખટમીઠી ભાષામાં એક જગ્યાએ ટકોર કરે છે, **'Men go to war for liberty, equality and freternity, when all the time they are really thinking of infantry, cavalary and artillery.'** *

વર્તમાન માનસશાસ્ત્ર એ વાતને ટેકો આપે છે. માનસશાસ્ત્રમાં આને Rationalise કરવું કહે છે. એ કોઈ જાણીજોઈને કરતું નથી. અજ્ઞાત મન જ એ કામ કરતું હોય છે. કારણકે માણસમાં પડેલ સત્યાસત્યવિવેકને સાવ ગૂંગળાવી દેવાતો નથી. એને છેતરવો અથવા ઉંઘાડી દેવો પડે છે. નહિતર આખો વખત મનમાં કાંઈક કાંટા પેઠે ખૂંચ્યા કરે. બુદ્ધિ એ વાસનાની દાસી છે. વર્ગહિત જાળવી રાખવાની વાસના પ્રત્યેક વર્ગને આમ Rationalise કરવા પ્રેરે છે. પોતે જે કરી રહેલ છે તેમાં પોતાનું જ નહિ પણ વિશ્વ આખાનું હિત છે તે વાતની પોતાને તથા અન્યને ખાતરી કરાવે તો જ એનો અંતરાત્મા ડંખતો બંધ થાય. અંગ્રેજો અહીં રહેવાનું કારણ શું આપે છે ? સ્વરાજ નહિ આપવા માટેનું સાચું કારણ શું છે ને દલીલ શું છે ? હિંદુસ્તાન નહિ છોડવાનું કારણ તો અહીં અબજો પાઉન્ડની મૂડી રોકી છે, કાચા માલની અહીં સામગ્રી ભરી છે, વર્તમાન જીવનવ્યવસ્થાનો આધાર અહીંના શોષણ પર છે એ છે. પટ્ટાભીએ એક ઇંગ્લિશ એન્ડ કંપની લખીને મોટી સેવા બજાવી છે. એમાં ઇંગ્લંડના કયા કયા અમીરે, કયા કયા વાઇસરૉયે ને પાર્લમેન્ટના કેટલા સભ્યોએ આંહીં મૂડી

* Marxism and History P. 69.

રોકી છે, કોણ કઈ કંપનીનો ડિરેક્ટર છે તેના આશ્ચર્યજનક આંકડા આપ્યા છે. હકીકત આ છે છતાં દલીલ શું છે? લઘુમતીઓના હિતસંરક્ષણની. બિચારા પરોપકારી જીવો! અંગ્રેજો માટે જ નથી, દરેક વ્યક્તિ વર્તમાન વ્યવસ્થામાં પોતાના વર્ગના હિતને જ્યારે જાળવતું હોય ત્યારે આવી જ રીતે આત્મવંચના કરે છે. દેશપ્રેમી ગણાતા એક ઉદ્યોગપતિએ રાષ્ટ્રસંઘમાં હિંદુસ્તાનના કારખાનાના મજૂરો માટે કાંઈક સમયનિયમનના કે એવા જ મજૂરહિતના કાયદાની ચર્ચા વખતે વિરોધ કરેલો. કારણકે હિંદના ઉદ્યોગો હજુ ખીલતા હતા–એ જો રૂંધાશે તો રાષ્ટ્રને ભારે નુકસાન થશે. મજૂરોની કમાણી પણ સમયનિયમન થતાં ઘટશે. ગઈ સદીમાં ઈંગ્લંડના ઉદ્યોગપતિઓ પણ જ્યારે સમયનિયમન અંગે ફેક્ટરી એક્ટ પાર્લમેન્ટમાં ચર્ચાયો ત્યારે આવી જ દલીલો કરતા હતા. 'મજૂરો આજે હોંશથી ચૌદ કલાક કામ કરી ઉદ્યોગપરાયણ થાય છે તેમને આળસુ બનાવવાનો રસ્તો છે!' એમ તેઓ કહેતા. મજૂરોનો વિકાસ ને કમાણી રૂંધાત કે કેમ તે તો રામ જાણે પણ કારખાનાનો ઉદ્યોગ સહેજ રૂંધાત ને પરિણામે એમાં રોકેલ મૂડીનું વ્યાજ એટલુ રૂંધાત ખરું!

આટલી બધી વિગતથી તમને કહું છું. એક કારણ એ છે કે માર્કિસયન વિચારપદ્ધતિનો આ એક મુખ્ય પાયો છે ને બીજું આપણે આ દૃષ્ટિએ સમાજશાસ્ત્ર તેમજ એનાં આનુષંગિક શાસ્ત્રોનો આ બત્તી લઈને અભ્યાસ કરવા માંડીએ આપણે ત્યાં હજુ આવી સુસંગત દૃષ્ટિની છણાવટ થઈ નથી. બધું ફેગની પેઠે ફેલાયું છે. તમારામાં ઘણા તેજસ્વી ને બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ હશે કોઈનેય જો ચોટ લાગી જાય તો! માર્ક્સે પહેલી જ વાર બત્તી ધરી કે "In making the livelihood men enter into certain necessary involuntary relations with each other.

These industrial relations arise out of their respective conditions and occupations and correspond to whatever stage society has reached in the development of its material productive forces.

The totality of these industrial relations constitutes the economic structure and basis of society.

Upon this basis the legal and political superstructure is built.

The method prevailing in any society of producing the material livelihood determines the social, political and intellectual life of men in general. *

It is not primarily men's views which determine their mode of life, on the contarary it is their social life which determines their veiws.

આ દૃષ્ટિએ માકર્સે ભૂતકાળ તથા વર્તમાનના ઇતિહાસને તપાસ્યો છે ને એમાંથી ભવિષ્યની કેડીને સ્પષ્ટ કરી છે. કારણકે ઉત્પાદન-પદ્ધતિ એ મનુષ્યના મનને ઘડનારૂં એક પ્રમુખ બળ છે ને ઉત્પાદન-પદ્ધતિ એ કોઈ સ્થિર વસ્તુ નથી. એમાં ફેરફારો થયા કરે છે. એથી જ્યારે જ્યારે ઉત્પાદન-પદ્ધતિ ને વ્યવસાયમાં ફેરફારો

*From the preface to Marx's "Critique of political economy."

થાય ત્યારે પ્રચલિત વિચારણામાં-પ્રચલિત રાજ્યતન્ત્ર, અર્થતન્ત્ર, ન્યાયતન્ત્ર તેમ જ બીજા બૌદ્ધિક ક્ષેત્રોમાં આનુષંગિક ફેરફાર થાય તે સહેજે સમજાય તેવી વસ્તુ છે પણ તે વિશે આપણે આગળ ચાલીએ તે પહેલાં એક વાત કહી નાખું કે આ વિચારણાનો એવો અર્થ નથી કે કોઈ જ વ્યક્તિ પોતાના વર્ગહિતથી ઉપર જઈને જોઈ શકતી નથી કે જીવનપરિવર્તન કરી શકતી નથી માર્ક્સિયન વિચારપદ્ધતિ ઉપલા સિદ્ધાંત દ્વારા કહેવા માગે છે તે તો બે જ વસ્તુ-એક એ કે મોટા ભાગના માણસો ઉત્પાદન-પદ્ધતિએ સર્જેલ વિચારણાથી પર થઈ શકતા નથી ને બીજું ઉત્પાદન-પદ્ધતિમાં જ્યારે ફેરફાર થાય ત્યારે અન્ય બૌધિક ફેરફારો વહેલામોડા આવે છે જો યોગ્ય દોરવણી આપનાર હોય તો વહેલા ને ઓછી પીડાથી, ને કોઈ ન હોય તો મોડા-ખૂબ વ્યથા પછી ને કોઈ વાર એ વ્યથા પછી સંસ્કૃતિનો નાશ પણ સંભવે.

એવી વ્યક્તિઓ જરૂર નીકળે કે જે તે જમાનાની સામાજિક ઉત્પાદનજન્ય વિચારણાથી ક્યાંયે દૂર ચાલી જાય એકાદ પ્લેગો કે એકાદ ફોકસ નીકળે પણ સામાજિક વિપ્લવના શસ્ત્ર તરીકે સમાજવાદ એનાં કારણો શોધવાનું કામ મુખ્યત્વે માનસશાસ્ત્રનું ગણે સમાજગતિશાસ્ત્ર તરીકે સમાજવાદ તો એટલું જ કહેવાનો કે તેઓ ધારતા હતા તેવો આદર્શ સમાજ ન થઈ શક્યો કારણ કે ઉત્પાદન-પદ્ધતિમાં હજુ ફેરફાર થયો નહોતો પણ એનો અર્થ એવો નથી કે કોઈ વિચારી પણ ન શકે એવા પ્રતિભાસંપન્ન પુરુષો નીકળે જે પોતાના જમાનાથી હજારો વર્ષ આગળ હોય છતાં પણ સમાજવાદનું કામ સામાજિક વિપ્લવને પ્રેરવાનું હોવાથી આવી વ્યક્તિશઃ વિચારણામાં તે બહુ ઊંડો ન ઊતરે

આજીવિકા-વ્યવસ્થા એ મોટે ભાગે મનુષ્યના ચિત્તને ઘાટ સ્વરૂપ આપનો હોવાથી એ બદલતાં પ્રચલિત વિચારણામાં પણ ફેરફારો

થાય તે સમજાય તેવું છે. ને ઇતિહાસ એવાં ઉદાહરણોથી ભરપૂર છે. એ ઉદાહરણો પરથી સમજાશે કે અર્થશાસ્ત્ર, રાજ્ય-નીતિ, ધર્મ વગેરે બૌદ્ધિક ક્ષેત્રોના ઉપલા મજલા ઉત્પાદન–પદ્ધતિ સાથે કેમ સંકળાયલા છે. દાખલા તરીકે એક દહાડો સમાજમાં વ્યાજ લેવું તે ભારે પાપ મનાતું. ઇસાઈ તથા મુસ્લિમ ધર્મ પોતાના અનુયાયીઓને વ્યાજ લેવાની સખત મનાઈ કરતા. વેદોમાં પણ વ્યાજખાઉ માણસોની નિંદા કરી છે. પ્રચલિત હિંદુ, મુસ્લિમ ને ઇસાઇ ધર્મની સંસ્થાઓ દાનના થોડાક ટકા કઢાવી વ્યાજ લેવાની પરવાનગી આપે છે. શું કારણ છે આ ફેરફાર પાછળ?

જે કાળે વ્યાજ નહિ લેવાની આજ્ઞા ઊભી થઈને અમલમાં હતી તે કાળે સમાજ પ્રાથમિક અવસ્થામાં હતો. લોકો સામાન્ય રીતે રોજની મજૂરી પર જીવતા. એક તો બચાવ કરવા જેવું ઉત્પાદન ઓછું થતું. એથીયે વિશેષ બચાવ થાય તોપણ એને સાચવવાથી વિશેષ કોઈ ઉપયોગ નહોતો. માણસો સોનું કે રૂપું સંઘરી રાખતા. દાટી ગયેલું સોનું કે રૂપું કાંઈ વધારે ધનને જન્મ આપી શકે તેમ નહોતું. ઊલટું સાચવવાની જંજાળ હતી. મધ્યયુગના અસ્થિર જમાનામાં આવું બચાવેલું ધન ઊલટું કોઈક વાર લૂંટારા તરફથી આફત લાવતું એટલે ઘણી વાર તો જો કોઈ માણસ બીજાની બચત સાચવતો તો ઊલટું તેને સાચવવા પેટે કાંઈક આપવું પડતું લોકો એ યુગમાં એકબીજાની પાસે જ્યારે કાંઈક માગતા ત્યારે સામાન્ય રીતે અનાજ કે રોજની સામગ્રીનો અભાવ એ મુખ્ય કારણ રહેતું. મારા ખેતરમાં આ વર્ષે ઓછું પાક્યું હોય તો પાડોશી પાસેથી ઉછીનું લેતો પાડોશી જાણતો કે મેં વખાના માર્યા ઉછીનું લીધું છે, બીજો કોઇ હેતુ એમાં નથી ને હું જે બે પાલી લોટ લઇશ તેમાંથી બને કાંઈ અઢી પાલી લોટ થવાનો નથી. બળદ ખરીદવા માટે બે ચાંદીના ટુકડા

લઈ જઈશ તેથી મારી અટકી પડેલી ખેડ શરૂ થશે એટલું જ. એથી વિશેષ લાભનો મને સંભવ નહોતો. પેલા માણસને ત્યાં પણ એ ટુકડા પડયા જ રહેવાના હતા. આ સ્થિતિમાં વ્યાજ લેવાનો વિચાર પાપ ને ક્રૂરતા ગણાય તેમાં નવાઈ નથી. પણ વ્યાપાર શરૂ થયો, કંપનીઓ શરૂ થઈ, એટલે આ સડી રહેલી મૂડીનો ખપ જાગ્યો. હવે જો કોઇ સો સોનાના સિક્કા માગતો તો તે કાંઈ લોટ લેવા, હળ સમારવા કે બિયારણ માટે નહિ પણ વેપારમાં રોકવાની મૂડી તરીકે. એ સો સોનાના સિક્કામાંથી મને ૧૫૦ સિક્કા મળવાના હતા. એટલે જો આ સો સિક્કા મને લઈ જનારને વગર મહેનતે બીજા પચાસ રળાવી દેતા હોય તો આપનાર આ સો પેરે શા સારુ કાંઈક ન આપે? એમ સહેજ ધીરનારને થતું. એ કાંઈ વખાનો માર્યો નહોતો આવ્યો પણ મારા પૈસામાંથી વધુ પૈસા પેદા કરી ગબ્બર થવા આવ્યો હતો. એની પાસેથી શા સારુ કાંઈક ન લેવું? વેપારીઓને પણ વહાણો બાંધવામાં, પુલો બાંધવામાં, વણઝારો લાવવા-લઈ જવામાં, કોઠારિયા બાંધવામાં પૈસાની ગરજ હતી, એ ખુશીથી વ્યાજ આપવા તૈયાર હતા. ગઈકાલ સુધી નાણાં સાચવવાવાળાને સાચવણ પેટે મુકવાવાળો સામેથી વ્યાજ આપતો. હવે ઊલટો એ મૂકવા આવનારને વ્યાજ આપવાની હા પાડવા માંડ્યો. પૈસા મૂકવા આવે તે માટે સૌના એટલા ઘસવા માંડયો. વાત સાવ ઊંધે માથે જ થઇ ગઈ. ખ્રિસ્તી ધર્મે શરૂ શરૂમાં થોડો વિરોધ કર્યો પણ ધીમે ધીમે એણે ઢીલું મૂકયું કે Usary is sin but under the circumstances... આમ તો વ્યાજ લેવું પાપ ગણાય, પણ નાણાં ધીરનારનાં નાણાં પેલો વ્યાપારમાં રોકવાનો છે ને વ્યાપારમાં કદાચ નાણાં ડૂબી જાય એટલે આપનાર જે સાહસ ખેડે છે તે પેટે એને મૂળ રકમથી કાંઈક વિશેષ રકમ આપવી જોઈએ. આવો તોડ ધર્મસંસ્થાએ

કાઢયો કારણકે એની પાસે પણ ભેટ–સોગાદરૂપે મળેલું ધન સડતું પડ્યુ હતુ એ પણ બજારમા ફરવા ઊછળી રહ્યું હતું

આ ફેરફાર પાછળનુ કારણુ સમજાયુ ? Production for use ને બદલે Production for marketનો જન્મ–વ્યાપારી અર્થરચનાનો જન્મ

એવો જ બીજો દાખલો લઈએ ઇગ્લડમા શરૂ શરૂમા વ્યાપારમા એક દેશ બીજા દેશના માલની આવજાવમાં જકાતો નહિ નાખતી જોઈએ તેની હિમાયત કરાતી મુક્ત વ્યાપારની એક ફિલસૂફી પણ રચાણી હતી ને એ લગભગ સર્વમાન્ય થઈ હતી એ ફિલસૂફીનો સિદ્ધાત હતો વ્યાપારી કે ઉત્પાદક કોઈ ને કાઈ જ રોકટોક ન કરો એને મુક્ત રીતે ચાલવા દો રાજ્ય જો એના વ્યવસાયમા વચ્ચે નહિ પડે તો બધુ બરાબર થશે કોઈ દેશ કોઈ દેશના માલ સામે જકાત ન નાખે પ્રતિબધ વિના ઉદ્યોગ ને વ્યાપારને ચાલવા દેવા. એમ થશે તો ઉત્પાદકો તથા વ્યાપારીઓ સૌની અદર હરીફાઈ થશે ઘણા હરીફો હોવાથી પ્રજાને જે સસ્તામા સસ્તો માલ આપશે તેનુ જ ચાલશે પરિણામે લોકોને સસ્તામા સસ્તો માલ મળશે જે માલ પેદા કરશે તે પણ ઓછામા ઓછા ખર્ચે પેદા કરવા મથશે નહિતર એને ખોટ જ જવાની એ રીતે ઉત્પાદનને વેગ મળશે જે દેશમા જે વસ્તુ ઓછી મહેનતે–ઓછા ખર્ચે પેદા થતી હશે તેને વેગ મળશે પરિણામે ઉત્પાદન ને લેવડદેવડ બનેમાં ઓછા શક્તિવ્યયે વધુ લાભ મળશે અર્થશાસ્ત્રમા આ સિદ્ધાત એ લગભગ વેદવાક્ય મનાતો હતો બસો વર્ષ પછી શુ છે ? એ સિદ્ધાતની આજે ઠેકડી થઈ રહી છે એના હિમાયતીઓ જ આજે સરક્ષણનીતિને પોષક ઓટાવા–કરાર કરી પોતાના તાબાના દેશોમા પોતાના હરીફોનો માલ ન આવે તેવી વેતરણ કરી રહ્યા છે

પણ દૂર શા માટે ? એક દિવસ આપણે ત્યાં જ દૂધ વેચવુ

એ પાપ મનાતું. આજે છાશ પણ કોઈ મફત આપતું નથી. ગામડાંમાંય એ પેટે દળણું દળાવે છે.

આ ઊલટપાલટ ફેરફારનું કારણ શું? આર્થિક પરિસ્થિતિમાં ફેરફાર, વ્યાપારી મૂડીવાદ તથા બજાર માટે ઉત્પાદનનો જન્મ.

જેમ વ્યાપારી અર્થવ્યવસ્થાએ વ્યાજને વાજબી ઠરાવ્યું તેવી જ રીતે તેણે ઠાકોરોના અંગૂઠા નીચે દબાયલા અર્ધગુલામ ખેડૂતોને મુક્ત કર્યા, સ્વતંત્ર ખેડુ અથવા સ્વતંત્ર કારીગર-વર્ગને જન્મ આપ્યો. ગઈકાલ સુધી ખેડૂતો એ ઠાકોરના ગણોતિયા હતા. એમનો મોટો ભાગ ઠાકોરે આપેલી અમુક જમીન પોતાને માટે ખેડતો, બદલામાં દર અઠવાડિયે ત્રણ કે ચાર દિવસ જઈને ઠાકોરની આવગી જમીન પર ખેડ કરતો. આમાં એને ઠાકોરની દયા પર નિર્ભર રહેવાનું થતું. ઠાકોર એની જમીન ગમે ત્યારે ઝૂંટવી લઈ શકતો—એના મન-માન્યા કાયદા આ ખેડુઓએ માનવા પડતા. એ કરતાંય વિશેષ તો એ હતું કે બધાં જ કામોમાં પહેલું હિત ઠાકોરની જમીનનું જોવાતું. વાવણી પહેલાં ત્યાં થતી—ભલે એ દરમિયાન આ અર્ધ-ગુલામોની જમીન સુકાઈ જાય. પહેલી ખેડ, પહેલી લણણી—બધું જ ત્યાં થતું. દરમિયાન આ ખેડુનો માલ સંધાઈ જતો, સુકાતો કે બગડતો. ઉપરાંત ઠાકોરની નજર કયારે કયા સારી ખેડવાળા ટુકડા પર બગડે તે અનિશ્ચિત હતું. આ સ્થિતિની અંદર એમનામાં સારી ખેડ કરવાનો—દિલ દઈને મારું સમજી કામ કરવાનો કે જમીન સુધારવાનો ઉત્સાહ નહોતો, કારણકે પોતે રળેલું પોતે જ ભોગવશે ને ખાશે તેની ખાતરી નહોતી. ખેડૂતો સ્વતંત્ર નહોતા—સર્ફ અથવા અર્ધગુલામ હતા.

તે વખતે ખેડૂ પોતે પોતાનું પકવતો ને કાંઈ અદલબદલ કરવી હોય તે વસ્તુવિનિમય કરી લેતો. વ્યાપારી મૂડીવાદ આવતાં ખેડુને

પોતાની ચીજો બહાર વેચવાનું, બહારની વિવિધ ચીજો લેવાનું, તે લેવા માટે વિશેષ ઉત્પાદન કરવાનું સહેજે મન થયું. એ ઇચ્છા પૂરી પાડે તેવો વર્ગ પણ મદદમાં મળી ગયો. તે આ વ્યાપારીઓ. વ્યાપારીઓને નાના નાના ઠાકોરો આંખના કણાની પેઠે ખૂંચતા હતા. એમણે ખેડૂતોને નાણું આપ્યું. ખેડૂતોએ અઠવાડિયાના ઠરાવેલ દિવસ ઠાકોરને આપવાને બદલે રોકડ નાણું આપીને છૂટી જવાનું ને પોતાની જમીન પર વધુ મહેનત કરવાનું સ્વીકાર્યું. સ્વતંત્ર ખેડ તથા વિઘોટીની પ્રથા શરૂ થઈ. તે સાથે જ સ્વતંત્ર કારીગર-વર્ગનો પણ જન્મ થયો. ગઈકાલ સુધી દરેક માણસ ખેડ કરતો ને ભાંગ્યું-તૂટ્યું હાથે સમારી લેતો. પોતે પોતાનો વણકર ને સુતાર હતો. કોઈ સ્વતંત્ર કારીગર ભોગજોગે હોય તો એ ઠાકોરનો દાસ થઈને રહેતો. વેપારીઓએ આવા કારીગરોને નાણાં અપાવી મુક્ત કરાવ્યા ને નવાં રચાતાં શહેરોમાં તે સ્વતંત્ર કારીગરનું સ્થાન પામ્યા. વેપારીઓને લાવેલ માલ પેટે કાંઈક માલ તો લઈ જવો જોઈએ. એકપક્ષી વ્યાપાર કે જેમાં એક પક્ષે માલ લઈને નાણાં જ આપ્યા કરવાનાં હોય તે તો લાંબો વખત પોસાય નહિ. એટલે મૂળ જગ્યાએ લઈ જવાના માલની શોધે હાથઉદ્યોગોને વેગ આપ્યો. પ્રત્યેક ધંધા અલગ થવા માંડ્યા–કારીગર ને હસ્તકૌશલ્યના ઉદ્યોગનો જન્મ થયો.

હવે આ વસ્તુએ રાજ્યવ્યવસ્થા પર શી અસર કરી તે જોઈએ. ધર્મે નમતુ મૂકયુ ગણોતિયા–સર્ફ–ખેડૂતરૂપે પલટાયા, કારીગરો સ્વતત્ર થયા ને રાજ્ય જ ન પલટાય તે કાંઈ ચાલે? વસ્તુત તો આ બધાંએ ભેગાં મળીને રાજ્યપલટો કર્યો. રાજ્યતંત્રને પલટાવું તો નહોતુ, કારણકે ગઈકાલ સુધી બધા એના વેઠિયા હતા. સૌ એને હાજી–હા કરતા, પણ હવે તો રૂપિયા આપ્યા કે સૌ છૂટા, ને રૂપિયા આપવા વ્યાપારી તૈયાર હતા. આમ વ્યાપારી એ ઠકરાતયુગનો દુશ્મન હતો. ઠાકોરોને લાગ્યુ કે યુગ

યુગથી જે એમનો દાસ હતો-શિકાર હતો તે આજે બીજાના હાથમાં ચાલ્યો જતો હતો. ઠાકોરો ઝઘડ્યા-આખરે ભાગ્યા ને ભાંગ્યા. કારણકે યુગબળ એમની વિરુદ્ધ હતું. કારીગરો ને ખેડૂતો પૂરા સ્વતંત્ર નહોતા થતા-વ્યાપારીની જાળમાં જરૂર જતા હતા, પણ એ જાળ ઠાકોરોના કરતાં ઢીલી ને સુંવાળી હતી. ઠકરાતો કરતાં ત્યાં વધુ સ્વાતંત્ર્ય હતું. એટલે સર્ફ ને ખેડૂતોએ પોતાનુ વજન વ્યાપારીઓ તરફ નાખ્યું. વેપારીઓને આ નાની નાની ઠકરાતો વેપારમાં આડી આવતી હતી. આ બધા ઠાકોરોને વ્યાપારની દાઈ પડી નહોતી. તેમને તો એમના અર્ધગુલામોથી જ સંતોષ હતો. એમના રાજ્યમાં નહોતા રસ્તા, નહોતાં પુલ કે નાળાં, નહોતો એક પ્રકારનો તોલ કે નાણું. તેઓ ટૂંકી મર્યાદામાં જીવનારા ને ટૂંકી નજરવાળા હતા. તેઓ અંદર અંદર ઝઘડ્યા કરતા ને એ ઝઘડા એમના તાબાના લોકોના વ્યાપાર તેમજ ખેતીવિષયક જીવનને પણ અસ્થિર કરી મૂકતા. વ્યાપારીને આ સ્થિતિ પોસાય તેમ નહોતું. એને સુંદર રસ્તા, લૂંટારાથી સહીસલામતી, એકસરખી જ જકાત, એકસરખાં તોલમાપ ને એકસરખી કાર્યપદ્ધતિ, કાયદા-કાનૂન, વેપાર અર્થે ફરવાહરવાની છૂટ ને સંરક્ષણ જોઈતાં હતાં. આ બધી નાની નાની ઠકરાતોની હદો એમના માર્ગમાં અંતરાયરૂપ હતી. સમાજશરીર વિકસતું હતું પણ ઉપલા કોટ સમી રાજ્યપદ્ધતિ વિકસવા ના પાડતી હતી. કોઈકિ સમજુ ઠાકોરો યુગબળ સમજ્યા, ઘણા ન સમજ્યા. ત્યાં ખેડૂતો ને વ્યાપારીઓએ એક ઠાકોરને પોતાને અનુકૂળ રીતે રાજા બનાવી, નાણાં ધીરી, દેશવ્યાપી સત્તાનો ઉદય કર્યો. ઠકરાતયુગ, ભૂદાસ-પદ્ધતિ પર રચાયેલ વ્યવસ્થા તૂટી નવી અર્થવ્યવસ્થાને અનુકૂળ એવાં **Nation states** ઊભાં થયાં.

માર્કસે ક્રીટિક ઓફ પોલિટિકલ ઇકોનોમીની પ્રસ્તાવનામાં આગળ ચાલતાં લખ્યું છે કે—

"When material productive forces of society have advanced to a certain stage of their development they come into opposition with the old conditions of production–to use a legal expression with the old property relations under which these forces have hitherto been exerted.

Instead of continuing to serve as institutions for the development of the productive powers of society these antiquated property relations now become hinderances. Then begins an epoch of social revolution."

સમાજવાદ તરીકે માર્ક્સે આમાં વિપ્લવ કરવાની ઘડી નક્કી કરવાની ચાવી આપી છે ઉત્પાદન–પદ્ધતિમાં થતો ગમે તે ફેરફાર બાકીનાં ક્ષેત્રો પર ફેરફાર કરી વિપ્લવમાં મદદગાર થતો નથી. એ જ ઉત્પાદન–પદ્ધતિનો ફેરફાર વિપ્લવ કરી શકશે કે જે અગાઉના કરતાં સામાજિક ઉત્પાદનને વિશેષ વેગ આપી શકે તેમ હોય. વ્યાપારી મૂડીવાદે ઠકરાતયુગ પર વિજય મેળવ્યો તેનું કારણ એ હતુ કે એણે ખેડૂત–કારીગરને વિશેષ ઉત્પાદન કરવાની તક આપી, ને એ રીતે વ્યક્તિવિકાસને પણ વિશેષ અવકાશ આપ્યો એ તકને અવકાશ ગમે તેટલો ઓછો હોય તોપણ અગાઉની વ્યવસ્થા કરતાં વધારે હતો.

સંક્રાતિકાળમા સમાજવાદીઓને મન પ્રાગતિક ને પ્રત્યાઘાતી ફેરફારની કસોટી આ છે. સામાજિક ઉત્પાદનને જે પદ્ધતિ વેગ આપી શકે તેમ હોય તે તે કાળપુરતી પ્રાગતિક લેખાય

પણ દરેક વ્યવસ્થાને ઉત્પાદન વધારવાની મર્યાદા હોય છે. એ અમુક હદ સુધી જ વિશ્વના કુલ ઉત્પાદનને વેગ આપે છે, ને

યુગથી જે એમનો દાસ હતો–શિકાર હતો તે આજે બીજાના હાથમાં ચાલ્યો જતો હતો. ઠાકોરો ઝઝડ્યા–આખરે ભાગ્યા ને ભાંગ્યા. કારણકે યુગબળ એમની વિરુદ્ધ હતું. કારીગરો ને ખેડૂતો પૂરા સ્વતંત્ર નહોતા થના–વ્યાપારીની જાળમાં જરૂર જતા હતા, પણ એ જાળ ઠાકોરોના કરતાં ઢીલી ને સુંવાળી હતી. ઠકરાતો કરતાં ત્યાં વધુ સ્વાતંત્ર્ય હતું. એટલે સર્ફ ને ખેડૂતોએ પોતાનુ વજન વ્યાપારીઓ તરફ નાખ્યું. વેપારીઓને આ નાની નાની ઠકરાતો વેપારમાં આડી આવતી હતી. આ બધા ઠાકોરોને વ્યાપારની કંઈ પડી નહોતી. તેમને તો એમના અર્ધગુલામોથી જ સંતોષ હતો. એમના રાજ્યમાં નહોતા રસ્તા, નહોતાં પુલ કે નાળાં, નહોતો એક પ્રકારનો તોલ કે નાણું. તેઓ ટૂંકી મર્યાદામાં જીવનારા ને ટૂંકી નજરવાળા હતા. તેઓ અંદર અંદર ઝઘડ્યા કરતા ને એ ઝઘડા એમના તાબાના લોકોના વ્યાપાર તેમજ ખેતીવિષયક જીવનને પણ અસ્થિર કરી મૂકતા. વ્યાપારીને આ સ્થિતિ પોસાય તેમ નહોતું. એને સુંદર રસ્તા, લૂંટારાથી સહીસલામતી, એકસરખી જ જકાત, એકસરખાં તોલ માપ ને એકસરખી કાર્યપદ્ધતિ, કાયદા–કાનૂન, વેપાર અર્થે ફરવાહરવાની છૂટ ને સંરક્ષણ જોઈતા હતાં. આ બધી નાની નાની ઠકરાતોની હદો એમના માર્ગમાં અંતરાયરૂપ હતી. સમાજશરીર વિકસતું હતું પણ ઉપલા કોટ સમી રાજ્યપદ્ધતિ વિકસવા ના પાડતી હતી. કોઈક સમજુ ઠાકોરો યુગબળ સમજ્યા, ઘણા ન સમજ્યા. ત્યાં ખેડૂતો ને વ્યાપારીઓએ એક ઠાકોરને પોતાને અનુકૂળ રીતે રાજા બનાવી, નાણાં ધીરી, દેશવ્યાપી સત્તાનો ઉદય કર્યો. ઠકરાત-યુગ, ભૂદાસ-પદ્ધતિ પર રચાયેલ વ્યવસ્થા તૂટી નવી અર્થવ્યવસ્થાને અનુકૂળ એવાં **Nation states** ઊભાં થયાં.

માર્ક્સે ક્રીટિક ઓફ પોલિટિકલ ઇકોનોમીની પ્રસ્તાવનામાં આગળ ચાલતાં લખ્યું છે કે—

"When material productive forces of society have advanced to a certain stage of their development they come into opposition with the old conditions of production—to use a legal expression with the old property relations under which these forces have hitherto been exerted.

Instead of continuing to serve as institutions for the development of the productive powers of society these antiquated property relations now become hinderances. Then begins an epoch of social revolution."

સમાજવાદ તરીકે માર્ક્સે આમાં વિપ્લવ કરવાની ઘડી નક્કી કરવાની ચાવી આપી છે ઉત્પાદન-પદ્ધતિમાં થતો ગમે તે ફેરફાર બાકીનાં ક્ષેત્રો પર ફેરફાર કરી વિપ્લવમાં મદદગાર થતો નથી એ જ ઉત્પાદન-પદ્ધતિનો ફેરફાર વિપ્લવ કરી શકશે કે જે અગાઉના કરતાં સામાજિક ઉત્પાદનને વિશેષ વેગ આપી શકે તેમ હોય. વ્યાપારી મૂડીવાદે હકસાતયુગ પર વિજય મેળવ્યો તેનું કારણ એ હતું કે એણે ખેડૂત-કારીગરને વિશેષ ઉત્પાદન કરવાની તક આપી, ને એ રીતે વ્યક્તિવિકાસને પણ વિશેષ અવકાશ આપ્યો. એ તકને અવકાશ ગમે તેટલો ઓછો હોય તોપણ અગાઉની વ્યવસ્થા કરતાં વધારે હતો.

સંક્રાંતિકાળમા સમાજવાદીઓને મન પ્રાગતિક ને પ્રત્યાઘાતી ફેરફારની કસોટી આ છે. સામાજિક ઉત્પાદનને જે પદ્ધતિ વેગ આપી શકે તેમ હોય તે તે કાળપુરતી પ્રાગતિક લેખાય.

પણ દરેક વ્યવસ્થાને ઉત્પાદન વધારવાની મર્યાદા હોય છે. એ અમુક હદ સુધી જ વિશ્વના કુલ ઉત્પાદનને વેગ આપે છે, ને

એક કાળ એવો આવે છે કે જે પછી એને માટે ઉત્પાદન-શક્તિ તે જ વ્યવસ્થા નીચે વધારવી તે અશક્ય થઈ પડે છે તે ઘડીથી તે વ્યવસ્થા પ્રત્યાઘાતી ગણાય દસ્તાત-યુગે પણ નાનો પણ સ્થિર સમાજ ઊભો કરી, એના રક્ષણની જવાબદારી લઈને એના અગા ઉના જમાના કરતા ઉત્પાદન ને તે દ્વારા સુખશાંતિ વધાર્યાં હતાં પણ એથી વિશેષ નિરંતર પ્રત્યેક ઠાકોરના અધિકાર રહેના છતાં બને તેમ નહોતુ ઠાકોર મટી જાય તો જ નાની નાની ઠકરાતોમાથી વિશાળ સમાજ બને ને ઉત્પાદન વધે

સમાજવાદીઓના વિશ્લેષણ પ્રમાણે મૂડીવાદ પણ આજે ઉત્પાદનને રોકી રહી છે પ્રત્યાઘાતી બનેલ છે એને ઉથલાવી નાખવાની ઘડી આવી ગણાય આ કસણી લઈને આપણે જોઈએ કે મૂડીવાદ કયા આવીને ઊભો છે

આપણે અવારનવાર છાપામા આવાનુ નહિ હોવાથી આત્મ હત્યા કર્યાના કિસ્સા વાચીએ છીએ પહેલા પણ માણસો ભૂખથી પીડાઈને મરતા અગ-રોગ પણ એકીસપાટે અનેકને ઉપાડી જતો "બ્લેક ડેથ" યુરોપમા વર્તાવેલ કેરના વર્ણનો રૂવાં ઊભા કરે છે પણ તે દિવસે તો લાચારીથી એ બધુ જોઈ રહ્યા સિવાય બીજો ઉપાય નહોતો એક પ્રદેશમાથી બીજા પ્રદેશમાં સમયસર અન્ન પહોચે તેવી સોઈ નહોતી ઔષધો તથા આરોગ્યના નિયમો ગોધાયા નહોતા પણ આજે તે કારણો હયાત નથી માનવબુદ્ધિએ યત્રોની સહાયથી એટલી શક્તિ જન્માવી છે કે કોઈએ અન્નને અભાવે ભૂખે મરવુ ન પડે ઔષધના અભાવે જ રોગના ભોગ થવુ ન પડે

ઓગણીસમી સદીમા આ જાતની યત્રશક્તિનો કેટલો વિકાસ થયો છે તેનો સહેજ ખ્યાલ લાવવા નીચેના આંકડા જુઓ *

---

* Phasism–Palm Dutt P 5

કેટલા હોર્સપાવર શક્તિ– એક હોર્સપાવર = ૬ માણસની શક્તિ

| | ગ્રેટબ્રિટન | | ફ્રાંસ | જર્મની | યુ.એસ.એ. | કુલ દુનિયા |
|---|---|---|---|---|---|---|
| ૧૮૩૫ | •૩ | મીલિયન હો. પા. | •૦૨ | •૦૧ | •૦૩ | •૬૫ |
| ૧૮૭૫ | ૬ | ,, | ૩ | ૪ | ૭•૮ | ૨૬•૫ |
| ૧૯૧૩ | ૨૮•૫ | ,, | ૧૨•૫ | ૨૧ | ૮૬ | ૨૧૧ |
| ૧૯૨૮ | ૩૭ | ,, | ૧૮•૫ | ૩૨ | ૧૧૨ | ૩૯૦ |

આ તો કારખાનાંના ઉદ્યોગોમાં જે યંત્રશક્તિનો વધારો થયો તે છે ખેતીવાડીએ પણ એ સાથે જ પ્રગતિ કર્યા કરી છે. કેનેડામાં ૧૮૯૦માં માણસ દીઠ ૧૩ા બુશલ (બુશલ એટલે ધા મણ) ઘઉં પેદા થતા. ૧૯૨૧માં તે ૭૦ બુશલ થયા. ફ્રાંસમાં ૧૮૪૦માં ૭૫ ટકા લોકો ખેતીમાં રોકાયા હતા. પણ ૧૮૮૧માં ખેતીમાં અરધા જ હતા છતાં ઉત્પાદન ૧૮૪૦ કરતાં બમણું હતું. વૈજ્ઞાનિક ખેતીનું આ પરિણામ હતું.× ૧૯૦૦થી ૧૯૨૮ સુધીમાં ઓસ્ટ્રેલિયામાં ધાન્યની ઉત્પત્તિ ૧૦૪ ટકા વધી. આર્જેન્ટાઈનમાં ૧૭૨ ટકા ને કેનેડામાં ૩૩૦ ટકા વધી. ૧૯૧૩થી ૧૯૨૮ વચ્ચે દુનિયામાં અનાજની કુલ નિકાસ ૧૪૭ ટકા વધેલી અને એ જ દરમિયાન દુનિયાની વસ્તી ૧૧•૬ ટકા વધેલી.*

રોધેમસ્ટીડમા ઇગ્લંડના ખેતીવાડી ખાતાની ખૂબ જાણીતી પ્રયોગશાળા છે. ત્યાંના આંકડાશાસ્ત્રીએ ૧૯૩૧મા જણાવેલું કે ખૂબ સંભાળપૂર્વકની તપાસ કરીને હિસાબ મૂકતા એમ લાગે છે કે આજે જે વસ્તી છે તેના કરતા ચારગણી વસ્તી આજે જ ખુશીથી નભાવી શકાય+

સ્ટ્રુઅર્ટચેઇઝે 'મશીન એન્ડ મેન'ના હિસાબ મૂકીને કહ્યુ છે કે આજે જે યંત્રશક્તિ છે તે દરેક માણસને પાચ નોકર પૂરા પાડે તેટલી છે.

× World's progress 1076 * Facism P. 7.
સ્પેક્ટેટર માર્ચ ૧૯૩૨.

દરેકને નોકર મળે કે ન મળે, એ ઇચ્છવા યોગ્ય છે કે કેમ તે વાત એકવાર જવા દઈએ, પણ કોઈને ભૂખે ન મરવું પડે, કોઈએ કામ વિના બેસી રહેવું ન પડે, બાલ્યાવસ્થામાં પેટ માટે થઈને વૈતરું ન કરવું પડે ને વૃદ્ધાવસ્થામાં ભીખ ન માગવી પડે તે વસ્તુ તો ઇચ્છવા જેવી છે એમાં તો શંકા નથી. આજે રોજના એ આનાથી વિશેષ કમાણી નથી કરી શકતા એટલે જ બાળકોને શાળામાં મોકલવાને બદલે જે ખેતર પર મોકલવાં પડે છે તે ને તેવાં દૃશ્યો તો સંસ્કારી દુનિયાને શોભાવનારાં નથી જ. જે વૃદ્ધ ખેડુતો ને મજૂરોએ કાયાનો મંકોડે મંકોડો લોકોનું કામ કરતાં કરતાં ઘસી નાખ્યો છે એને વૃદ્ધાવસ્થામાં સારવાર–ઔષધ ને કેટલીય વાર જરૂરી ખોરાકના અભાવે તરફડિયાં મારતાં રિબાવું પડે તે તો કલંક છે જ એમ તો સૌ સર્વાનુમતે કહેવાના.

છતાં આજે સ્થિતિ તો એ જ છે. હિંદુસ્તાનમાં મેલેરિયાથી કેટલા મરે છે? સર્પદંશથી કેટલા મરે છે? ઈન્ફ્લ્યુએન્ઝાએ છેલ્લાં વર્ષમાં કેટલા લીધા? બેકારી કેટલા ભોગ લે છે? માણસ મરી જાય તેનું દુઃખ નથી થતું, મરી જાય તે તો છૂટયા, પણ એના અંતરની જ્યોત ધીરે ધીરે ઓલવાતી જાય, જીવન અંધાર, નિરાશા ને અનીતિથી ભરાઈ જાય તે કરુણ દૃશ્ય છે. જે પ્રત્યેકમાં બુદ્ધ, શંકરાચાર્ય, અશોક નહિ તોય ઓછામાં ઓછું સુંદર શિલ્પી, સુંદર કવિ, સુંદર ગૃહસ્થ થવાની શક્તિ છે તેને અર્ધપશુ જેવી સ્થિતિમાં વિના કારણ બગડતા જતા જોવા તે હૈયું વલોવી નાખે તેવું દૃશ્ય છે. પ્રકૃતિએ ભરેલ અનુપમ સમૃદ્ધિનું આ અપમાન જોયું જાય તેવું નથી. અમેરિકામાંય મંદી વખતે લાખો બેકારો હતા. ઇંગ્લંડમાં સામાન્ય રીતેય ૧૨–૧૫ લાખ તો બેકારો રહે જ છે. આ બે તો સૌથી સમૃદ્ધ દેશો. એના પરથી બીજાની સ્થિતિ માપી લેજો. આપણા આંકડા તો કહે છે કે બ્રિટનમાં ૧૮૩૫માં જે

યંત્રશક્તિ હતી તેના કરતાં ૧૯૨૮માં સવામો ગણી થઈ ને અમેરિકાની તો ૫૦૦૦ગણી વધી. એનો અર્થ શું એ છે કે બ્રિટન અને અમેરિકાના બધા રહીશો ૧૮૩૫માં હતા તેના કરતાં ૧૯૨૮માં અનુક્રમે સવાસો ને પાંચહજારગણા સમૃદ્ધ છે? તો પછી આ બેકારી ને યુદ્ધ શા માટે?

યંત્રયુગ જ્યારે શરૂ થયો ત્યારે તો જગતે એના પર ભારે આશા બાંધેલી. ને એના યોજકો ને સંચાલકોએ પણ ભાતભાતનાં મનોહર ચિત્રોથી સૌનાં મન રંગી દીધેલાં. હવે કોઈ ભૂખ્યું નહિ સૂએ, કોઈ નાગું નહિ રહે, કોઈ કોઈને મારશે નહિ તેમ પીડશે પણ નહિ. સૌ ભાઈઓની જેમ રહેશે. ખાશે-પીશે ને રમશે-જમશે. જ્યાં યંત્રરૂપી અક્ષયપાત્ર મળ્યું હોય ત્યાં કોઈએ કોઈને ચૂસવો શા માટે? તંગીને કારણે જ માણસ લોભી ને ક્રૂર હતો. બિચારા ગ્રીકો ગુલામીની વ્યવસ્થા નભાવે નહિ તો શું કરે? એમની પાસે થોડું જ વરાળ કે વીજળીનું બળ હતું કે એના વડે વહાણો હાંકી શકાય! પણ હવે તો યંત્રવિદ્યાને પ્રતાપે આપણે કુદરતને જ હળે જોડી છે. પછી શું ફિકર? માણસને તો મુક્તિ જ આપવાની ને? યંત્ર સૌને જોઈએ તેટલું પેદા કરશે પછી તકરાર શું કામ? આવાં કેંક ગુલાબી સ્વપ્નો યંત્રયુગની શરૂઆતમાં સૌએ સેવેલાં. એનો પૂર્વાર્ધ સાચો પડ્યો છે. આજે યંત્ર અઢળક પેદા કરે છે—હજુય વિશેષ પેદા કરવાની શક્તિ ધરાવે છે. ભીખ, કંગાળી, દરિદ્રતાથી માંડીને તે રાજા-મહારાજા સુધી સૌને સંસ્કારી જીવનની સામગ્રી પૂરી પાડવાનું સામર્થ્ય ધરાવે છે. છતાં એનો ઉત્તરાર્ધ અમલમાં આવ્યો નથી. શ્રમજીવીઓ તો ગરીબના ગરીબ જ રહ્યા છે.

કેમ? સમાજવાદ એનો જવાબ આપે છે ને માર્ગ પણ ચીંધે છે.

એ કહે છે કે મૂડીવાદ કદી ઉત્તરાર્ધને અમલમાં મૂકી શકવાનો નથી. એનું અનિવાર્ય કૃત્ય પૂર્વાર્ધને જ અમલમાં મૂકવાનું છે મૂડી-

વાદ અદ્દભુત રીતે, બુદ્ધિને દિંગ કરી દે તેવું ઉત્પાદન કરી શકશે પણ તેની વહેંચણી નહિ કરી શકે. પાણીનો સ્વભાવ જેમ નીચાણ તરફ વળવાનો છે, તેમાં ફેર જ થતો નથી, તેવો જ મૂડીવાદનો આ અફર સ્વભાવ છે.

આમ કેમ ? આપણે જોઈએ

મૂડીવાદનો પાયો શો છે ! એને ગતિ આપનારુ બળ કયું છે ? કયા ધક્કાનો માર્યો મૂડીવાદ પોતાનાં કારખાનાં ચલાવ્યા કરે છે ? નફો. મૂડીવાદી પોતાની મૂડી રોકે છે, માણસો એકઠાં કરે છે, દોડધામ કરે છે, કરોળિયાની પેઠે ચારે બાજુ પોતાની એજન્સીનાં જાળાં ગૂંથે છે, તારનાં દોરડાં સાંધે છે. પણ એ બધાંની પાછળ મુખ્ય હેતુ હોય છે ખાનગી નફાનો આને લીધે મૂડીવાદ ઉત્પાદન–પદ્ધતિને production for profit–નફાના પાયા પર અધિષ્ઠિત થયેલી ઉત્પાદન–પદ્ધતિ કહી છે. એ પાયો જે દહાડે ન રહે કે ખસી જાય તે દહાડે મૂડીવાદી કારખાનું નહિ ચલાવે. બને તેટલો ઝાઝો નફો રહે તેટલા માટે તે એનાથી થાય તેટલા પ્રયત્નો કરશે, સાચાં–જૂઠાં કરશે, કૂડ–કપટ રમશે, અન્યાય–હિંસા બધુ જ કરશે પણ માનો કે તે છતાંય નફો મળે તેવા સંજોગો ન રહ્યા તો શું તે કારખાનું ચાલુ રાખશે ખરો ? એ તરત બંધ કરશે **Production for profit** એ મૂડીવાદી ઉત્પાદનનું ચાલક બળ છે ને એમાં જ એના વિકાસ ને વિનાશના બીજ છે

પ્રત્યેક મૂડીવાદી નફો મેળવવા માટે મૂડી રોકે છે ને બીજી બધી ખટપટ કરે છે પણ એ એક જ મૂડીવાદી નથી એના જેવા બીજા પણ છે જેમણે પણ નફો મેળવવા માટે ઉદ્યોગ શરૂ કર્યો છે. હવે વધારે નફો મળવાનો સંભવ તેને વિશેષ છે કે જે બીજાના કરતા સસ્તો માલ બજારમાં મૂકી શકે બીજાના કરતા મોંઘો હોય તો તો એનો માલ ખપવાનો સંભવ જ નથી. આથી મૂડી-

વાદીઓની પરસ્પરની હરીફાઈ જ માલને બને તેટલો વિશેષ સસ્તો કરવાને પ્રેરે છે માલ સસ્તો તો જ થઈ શકે જો સામેના હરીફ કરતાં પોતે ઓછા સમયમા, ઓછુ તેલ બાળી, ઓછા માણસો રોકી, ઓછી મુદ્દત માગે તેવાં યંત્રો શોધે આ રીતે એમની હરીફાઈ ઓછા મજૂરો માગે તેવા યંત્રોના સંશોધનને ઉત્તેજન આપે છે, જે યંત્રો આ રીતે વિશ્વની કુલ ઉત્પાદન-શક્તિમાં વધારો કરે છે

યંત્રોદ્યોગનો સતત વિકાસ કરવાનો આ મૂડીવાદનો સ્વભાવ એ જ મૂડીવાદના વિકાસને મુશ્કેલ ને છેવટની ઘડીએ એક કાળે અશક્ય બનાવે છે. તેજીમંદી-યુદ્ધ-બેકારી ને વિપુલતા વચ્ચે જ દારિદ્રને જન્મ આપે છે

એના કારણ બે છે.

(૧) કોઈ પણ એક મૂડીવાદીને શરૂ શરૂમાં એનો માલ કેટલો ખપશે તેની ખબર હોતી નથી એ ઉત્પાદન કરે છે-ખપી જાય છે, વળી વધુ જોરથી ઉત્પાદન કરે છે એનુ જોઈને બીજા પણ એ જ ધધામા મૂડી રોકે છે પરિણામે એ ધધામા જોઈએ તે કરતા માલ વધારે પેદા થાય છે આપણે બૂટનો જ દાખલો લઈએ આ દેશમા કુલ કેટલી જોડી બૂટ ખપશે તેની કોઈ એક મૂડીવાદીને નિશ્ચિત ખબર હોતી નથી મૂડીવાદીઓને પરસ્પર હરીફાઈ હોય છે એટલે એકઠા મળીને નિકાલ પણ લાવી શકતા નથી. એથી જ્યારે એક બૂટનુ કારખાનુ ધમધોકાર ચાલતુ ને સારો નફો કરતુ દેખાય છે ત્યારે બીજા એવા જ કારખાનાઓ દેશના જુદા જુદા ભાગમા શરૂ થાય છે એક દિવસે ઓચિંતાની સૌને ખબર પડે છે કે બજારમા બૂટ તો વધારેપડતા આવી પડ્યા છે વખારો બૂટની જોડીથી ભરાવા માડે છે, શરૂઆતમા તો દરેક મૂડીવાદી બૂટને વધુ સસ્તા કરવા પ્રયત્ન કરે છે, એક બાજુ યંત્રો

શોધે છે. બને તેટલા ઓછા મજૂરે કામ લઈ વધુ પેદા કરવા મથે છે, ને બીજી બાજુ આવી જાહેરખબરો આપે છે:

"તમારે એક જોડ બૂટ શા માટે? શિયાળા માટેનાં બૂટ ખરીદો. ઉનાળા માટે સ્લીપર નહિ પણ ચંપલ ખરીદો. દાક્તરો કહે છે–તમારા પગને સૂર્યનો પ્રકાશ મળવા દો."

પણ આમાંય હરીફાઈ તો હોય જ છે. મૂડીવાદીઓ એક-બીજાનું અનુકરણ કરવામા પાછા પડતા નથી પરિણામે એક દિવસે રાતપાળી બંધ થાય છે. કારખાનું સાવ બંધ કરવું પડે છે. મજૂરો બેકાર બને છે. મજૂરો બેકાર બનતા ઘણી ચીજો ખરીદી શકતા નથી. ને જે બૂટના ધંધાનુ તે જ અન્ય ધંધાનુ પણ વહેલે-મોડે થાય છે. આનું નામ મંદી આ મદી ઘણીવાર કામચલાઉ હોય છે. થોડા મહિના પછી પેલાં વધી પડેલા બૂટ ખપી જતા–થોડાં કારખાનાએ દેવાળું કાઢતાં, બાકીનાં વળી ભૂંગળું વગાડે છે. પણ તેય થોડા વખત માટે જ ને? આમ તેજી–મદીનું વર્તુળ ચાલ્યા કરે છે. દર વખતે મદીનું જોર વધતું જાય છે ને છેવટે આવે છે સાવ સ્થગિતતા

કઈ રીતે તે સમજવા બીજું કારણ લઈએ

(૨) સમાજવાદીઓ માને છે કે પાણીનો સ્વભાવ જેમ વહેવાનો છે તેમ જ મૂડીવાદનો સ્વભાવ સુદર ઉત્પાદન અને ખરાબ વહેંચણી કરવાનો છે. અસમાન વહેચણી હોય–એકના હાથમાં અઢળક ધન હોય ને એકના પેટમાં સાંસા હોય ત્યાં આ પરિણામ આવે જ. માર્ક્સિયન વિચારણામા આને **Law of concentration of capital** અથવા મૂડીના કેન્દ્રીકરણનો કાયદો એ નામ અપાયુ છે મૂડીવાદ જે ઉત્પાદન કરે છે તે બે વર્ગ વચ્ચે વહેચાય છે, એક મજૂરવર્ગ ને બીજો માલિકવર્ગ. જેમ જેમ યંત્રો-

ગોગનો વિકાસ થતો જાય છે તેમ તેમ મજૂરોની સંખ્યા સમાજમાં વધતી જાય છે આ વધુ સખ્યાવાળા મજૂરોને શુ મળે છે?

યન્ત્રોએ એમના આગમન સાથે જ હાથઉદ્યોગોને તોડી પાડ્યા હોય છે મિલના કાપડની હરીફાઈમા હાથસાળનુ કાપડ ટકી શકતુ નથી, મોઘુ પડે છે એથી સાળવીએ સાળ છોડીને બીજો ધંધો ગોતવા નીકળવુ પડે છે આવુ જ ઘાચી, મોચી, કુંભાર, રંગારો, છીપો ને બીજા હાથકારીગરીમા રોકાયના કારીગરો વિ૦ હવે યન્ત્ર ઉદ્યોગ એ હાથઉદ્યોગ કરતા ઓછી સંખ્યામા મજૂરો માગશે— જ્યારે કામ વગરના મજૂરો તો ઘણા વધારે હોય છે મિલ-માલેકને મિલમાં સો મજૂરો જોઈતા હોય ને એને બારણે કામ માગનારા ૨૦૦ ઊભા હોય તો પરિણામ શુ આવે? મિલ-માલેકને સો જોઈતા હોય ને ૫૦ હોય તો તો મજૂરો મોઘા થવાના, એમનુ મન સંતોષાય તેવો દર મળે ત્યાસુધી ખેચતાણ કરવાના પણ અહીં તો એથી ઊંધુ છે મજૂરો જોઈએ તે કરતા વધારે છે, મજૂરોને કામની ગરજ છે, એટલે તેઓની અદર અદર હરીફાઈ થવાની. દરેક માણસ બીજાના કરતા ઓછુ ઓછુ માગીને પણ કામે ચડવાનો સાવ ભૂખ્યા સૂવા કરતાં અધભૂખ્યા સૂવુ તે ઠીક જ છે! પરિણામે મજૂરોને ઓછામા ઓછી મજૂરી મળવાની ઓછામાં ઓછી એટલે ઠરા, રોટલો ને મરવુ મળી રહે તેટની મજૂરી, હાડચામ એકઠા રહે તેટની મજૂરી આને Iron law of wages અથવા મજૂરીનો લોખડી કાયદો કહે છે કોઈ પણ યન્ત્રો-દ્યોગી મૂડીવાદી સમાજમા મજૂરોની સખ્યા યન્ત્રો માગતા હશે તેથી વિશેષ જ રહેવાની આથી મજૂરોને ઓછામા ઓછી મજૂરી મળવાની, કારણકે જો મજૂર વધારે દર માગશે તો તેને હડસેલીને તેની જગ્યા લેનાર બેકાર મજૂરોની ફોજ બહાર ઊભી જ હશે

આમ મજૂરોને ભાગે હમેશા છોતરા જશે ને માલિકોને

ભાગે ગગ માનો કે એક માલિકને ભાગે વીશ હજારનો નફો થયો એ શું કરશે આ નફાનું ? આપણે કલ્પીએ કે થોડાક તો એ ખાવા-પીવામા, એકાદ મોટર લેવામાં, સારૂ મકાન બાંધવામા ખરચશે પછી શું ? બીજા વર્ષે જે નફો આવશે તેનું શું ? ધનના ત્રણ ઉપયોગો છે એક ભોગ બીજો દાન કે ત્યાગ ને ત્રીજો મૂડીમાં પરિવર્તન મૂડીવાદીઓ જો એમના નફાનું મજૂરોને જ દાન કરી દે તો તો પ્રશ્ન પતી જાય, પણ એ માટે એણે ધંધો શરૂ કર્યો નથી દાન દે છે ખરો અહીંતહીં, પણ એ તો એરણની ચોરી ને સોયના દાન જેવું, એટલે દાનનો માર્ગ તો બંધ છે

હવે ભોગ ભોગને પણ મર્યાદા હોય છે નફો થતાં પહેલા માલિક ચાર રોટલી ખાતો હશે તે કાંઈ હવે ચાળીશ રોટલી નહિ ખાય એક ખુરસી પર સમાતો હશે તે હવે બે-ચાર ખુરસી નહિ જોઈએ, બે પલંગ પર નહિ સૂએ, તેમ જ બે બંગલા બંધાવી એક પગ આંહીં ને બીજા બંગલા પગ મૂકીને નહિ હરેફરે બંગલા બાંધશે તોપણ ભાડે દેશે એના વળી નવા પૈસા આવશે ટૂંકમાં ભોગનેય મર્યાદા છે એથી ફક્ત ત્રીજો રસ્તો રહ્યો મૂડીરૂપે પરિવર્તન કરવાનો એટલે એ નફાને રોકે છે મૂડીરૂપે મૂડી એટલે જે ધન નવું પેદા કરવા માટે રોકાયું હોય તે મિલ-માલિક એ નફામાંથી કાં તો મિલમા જ એકાદ સાળખાતું ખોલશે, ભાડાની ચાલીઓ બાંધશે, બીજે કોઈ ઠેકાણે રેશમની મિલ શરૂ કરશે, મિલ શરૂ કરવા જેટલા પૈસા નહિ હોય તો બીજી મિલના શેર ખરીદશે ટૂંકમાં, એ પૈસા ખપી જવાને બદલે ઊલટા બીજા વર્ષે વિશેષ પૈસા લાવશે નફાનો આંકડો વીશ હજારને બદલે પચીશ હજારે ચડશે વળી એ ત્રીશ હજાર મૂડીરૂપે રોકાશે એ વળી નવો નફો લાવશે આમ મૂડીનો જમાવ થોડા માણસોના હાથમા થયા જ કરશે ગઈકાલ સુધી જે એક જ મિલનો માલિક હતો તે ધીમે ધીમે

બીજા ઉદ્યોગોને પણ જમાવતો-ગળતો જશે. શણ, રેશમ, કોલસા, લોખંડ, વહાણવટું, શરાબી આમ ચારે બાજુ આ ફાજલ મૂડી પથરાવા માંડશે. લોકજીવનની ધોરી નસો આ પ્રમાણે ધીરે ધીરે મૂડીવાદના હાથમાં સરતી જશે. જેમાં મૂડીવાદીઓ પડ્યા તેમાં ઉત્પાદનશક્તિના વધારાની હરીફાઈ-યંત્રીકરણ તો આવવાનું. આમ ક્રમશઃ સમાજની ઉત્પાદનશક્તિમાં વધારો થવાનો. તેની સાથે મજૂરો પણ વધવાના. પણ એક કાળ તો એવો આવશે જ કે જ્યારે આ મૂડીનો જમાવ, આ અસમાન વહેંચણી જ મૂડીવાદને તોડી નાખે મૂડીવાદી વ્યવસ્થામાં મજૂરોને તથા ખેડૂતોને પેટવડિયા રહી શકાય તેટલુ જ મળે છે તે તો આપણે જોયુ. હવે ખેડૂતોને પણ કેમ ઓછું મળે છે તે જોઈએ.

મૂડીવાદનો જન્મ થયો નથી હોતો ત્યાસુધી તો ખેડૂતો પોતાના ઉપયોગ માટે જ પેદા કરતા હોય છે, પોતાના ઠાકોરોને ત્યાં અમુક દિવસ કામ કરે છે અથવા તો નિશ્ચિત ભાગ આપતા હોય છે પણ વ્યાપારી યુગ આવતા જ એ પ્રથા તૂટે છે. ઠાકોરો જાય છે: નાનાંમોટાં રાષ્ટ્રો જન્મે છે. ભાગબટાઇ કે હાલી કે ભૂદાસ (સર્ફ) પ્રથાની જગ્યાએ સ્વતન્ત્ર ખેડૂતો, રોકડ વિઘોટી ને production for market-બજારમા વેચવા માટેનુ ઉત્પાદન આવે છે. નવી રાજ્યવ્યવસ્થા ઠાકોર-યુગ કરતા વિશાળ પાયા પર હોય છે એટલે એને પણ પેલી સર્ફવાળી પ્રથા નકામી છે. એને પણ એના અસંખ્ય નોકરોને પગાર ચૂકવવા હોય છે, મોટુ લશ્કર રાખવાનું હોય છે, રસ્તા સમરાવવાના ને કેળવણી આપવાની હોય છે. આ બધામા રોકડ નાણા-વ્યવહાર એ વધુ સરળ લાગે છે. વસ્તુતઃ ભાગબટાઈ કે હાલીપદ્ધતિ એ વિશેષ ખટપટ ને ધ્યાન માગે છે, જે મોટા પ્રદેશ માટે શક્ય નથી હોતું. ખેડૂતો એ નાણાં ચૂકવવા વ્યાપારીઓ પાસે માલ વેચવા જાય છે. શરૂઆતમા તો

એમને પણ ખેતી, ભાગમટાઈ કે હાલીપદ્ધતિ કરતાં આ વિનોગી પદ્ધતિ ગમે છે નિશ્ચિત રૂપિયા આપી દીધા એટલે બાકી બધુ ઉત્પન્ન એનુ—એ વાડીના ઉત્પાદનનો માલિક ભાગમટાઈ કે હાલી પદ્ધતિમાં એને ભાગે કેટલુ આવશે તે અનિશ્ચિત હોય છે, એ પદ્ધતિમાં એને ઉત્સાહ નથી હોતો ઉપરાંત હાલી એટલે અર્ધ ગુલામી પદ્ધતિ ને ભાગમટાઈ એટલે ઠાકોરોની સતત કનડગત ખેડૂત એટલે ચોર એ માનીને જ ઉપરીઓ ચાલવાના એના ખેતર પર ચોકી, એનાં ખળાં પર ચોકી, એની ખડની ગાંસડી પર પણ ચોકી રખેને કાંઈ ઉત્પન્ન છનુમાનુ ઘરભેગુ કરી દે તો! ખેડુએ એ વ્યવસ્થામા સદાય નાના કારભારીઓના અંગૂઠા નીચે રહેવાનુ હોય છે વિનોગીપદ્ધતિ એને આ મધ્યયુગી કનડગતમાથી બચાવે છે પણ ધીરે ધીરે વ્યાપારીઓના પંજામાં ફસાવે છે આ વ્યાપારી વર્ગ અદૃશ્ય છે એટલે ખેડુને એની સામે ઉપાય સૂઝતો નથી ગયા વર્ષે ડુંગળી ઓણ ઘણું સરસ ઊતર્યાં પણ સાલો ભાવ અરધો જ આવ્યો—રળિયા ગઢવી વેરના ઘેર ને ભગ્ગડાભેર જેવુ થયુ એના માલની કેટલી કિંમત આપવી તે નક્કી કરનાર વર્ગ તો એ ખરીદનાર ઉદ્યોગપતિઓનો હોય છે એક તો ખેડૂતો વેરવિખેર હોય છે એમને સંગઠન કરતાં આવડતુ નથી

૨ ખેતીમા પણ યંત્રીકરણ દાખલ થતા શ્રીમંતોનો પંજો એમા પેસે હોય છે નાના ખેડૂતો તો ભાંગી ગયા હોય છે

૩ એકવાર બજાર માટે ઉત્પન્ન કર્યા પછી વેચ્યા સિવાય છૂટકો નથી રાહ જોવી એ રોજની કમાણી પર જીવતા ગરીબ ખેડુવર્ગ માટે મુશ્કેલ છે ઉદ્યોગપતિ રાહ જોઈ શકે છે,—સંગઠન પણ કરી શકે છે, ને છેવટ પરદેશથીય કાચો માલ મગાવી શકે છે

આ સ્થિતિમાં ખેડુતોને પણ જે ભાવ મળે તે બને તેટલા ઓછા જ હોવાના

આમ ખરીદનાર વર્ગની મોટી સંખ્યા મજૂરો તથા ખેડૂતો. તેને આ વહેંચણીમાં એની શરીરશક્તિ ટકી રહે તેટલી જ સંપત્તિ મળે છે. હવે અનેક કારખાનાંમાં રોકાયેલ મૂડી જે અઢળક માલ પેદા કરે છે તેને ખરીદે કોણ? લોકો પાસે પૂર્ણ વિકાસિત મૂડીવાદી યુગમાં પોતાની મૂળ અનિવાર્ય જરૂરિયાત સિવાય કશું જ વધારે ખરીદવાની શક્તિ નથી, માલ તો બજારમાં ઢગલાબંધ પડ્યો છે. ઢોલિયા છે, પારણાં છે. રમકડાં, મકાન બાંધવાની સામગ્રી, આનંદવિલાસની ચીજો, બધું જ લેવાનું મન ને જરૂર પણ છે. પણ ખરીદે શાના વડે? ખરીદશક્તિ જ નથી. આપણે એક દાખલો લઈએ. માનો કે એક શેઠે પલંગનું કારખાનું કાઢયું. એ ૮૦ પલંગ બનાવે છે ને એની કિંમત ૩૦૦ રૂપિયા છે. હવે એ કારખાનામાં કામ કરતા ૫૦ મજૂરોને મજૂરી પેટે ૧૦૦ રૂપિયા ચુકવાયા છે. મજૂરો પોતાના એ રૂપિયામાંથી તો પલંગ ખરીદી શકે નહિ. (આપણે સરળતાથી સમજવા માટે ઘડીભર માની લઇએ કે દેશમાં આ મજૂરો ને શેઠ એ બે જ છે, કારણકે વિકસિત મૂડીવાદી અર્થરચનામાં બે જ મુખ્ય વર્ગો રહે છે। પાંચ-સાત ભેગા મળીને ખરીદે તો જુદી વાત. હવે શેઠને એ પલંગોનો મોટો ભાગ ખરીદવા જેટલા પૈસા મળે છે ખરા, પણ એને એટલા બધા પલંગને કરવા શું? જો શેઠ એને મળેલ નફો આ મજૂરોને દાન પેટે આપી દે તો તો પલંગ ખરીદાઈ જાય, અથવા એ જ નફો વિશેષ મજૂરીરૂપે આપી દે તોપણ ૧૦૦+૩૦૦=૪૦૦=૮૦ પલંગની કિંમત, પણ એમ ન બને ત્યાં સુધી ઢોલિયા લે કોણ? યાદ રાખો કે મજૂરોને પલંગ નથી જોતા તેમ નથી–એ બધા તો બિચારા ભોંએ સૂએ છે, પણ ઢોલિયા લેવાના પૈસા નથી. ખરીદશક્તિનો અભાવ છે. બરાબર આવું જ મૂડીવાદમાં બને છે. અલબત્ત, આ કાંઈ એક જ દિવસમાં નથી બની જતુ, ધીમે ધીમે ઘણાં વર્ષે આ સ્થિતિ

આવે છે પહેલા અવારનવાર મંદી આવે છે ને પછી તો એ મંદી chronic થઈ જાય છે એની દિશા તો એક જ હોય છે–મૂડીના જમાવની ને ખરીદશક્તિના અભાવની

Law of concentration of capital (મૂડીના કેન્દ્રીકરણનો કાયદો) એ ન તૂટી શકે તેવું વિધાન છે મૂડીવાદીઓ પોતાના નફાને નવી મૂડીરૂપે રોકીને આ પરિસ્થિતિ નિર્માણ કરે છે યન્ત્રોદ્યોગપ્રધાન મૂડીવાદી સમાજમા મૂડીનો જમાવ એક વર્ગના હાથમા થયો હોય છે ઉત્પાદનનાં સાધનો જેવાં કે ખાણો, રેલવે, જમીન, કારખાના, બેન્કો બધુ એમના હાથમાં હોય છે માનવનો જે વિશાળ વર્ગ ઉત્પાદન કરે છે તેની ખરીદશક્તિ લગભગ હોતી જ નથી બેકારોની સખ્યા દહાડે દહાડે વધતી જ જાય છે ને બીજી બાજુ માલનુ ઉત્પાદન પણ કૂદકે ને ભૂસકે વધતું જાય છે ને પછી આવે છે મંદી માલ ઉત્પન્ન તો કર્યો પણ ખરીદશે કોણ? ટપોટપ કારખાનાં બધ થવા માંડે છે લોકો રસ્તા પર નિરાશ આંખે કામ વિનાના આથડે છે કગાલિયત ને ભૂખમરો આવે છે વિશ્વના ઇતિહાસમાં આ એક અનોખી ઘટના છે પહેલાં લોકો ભૂખે મરતા પણ ઉત્પાદનને અભાવે આજે મમધધા વિનાના છે, ભૂખે મરે છે મારણકે બહુ વધારેપડતું પેદા થઈ ગયુ છે વિપુલતાને પરિણામે દારિદ્ર! અહીં લોકોના વાંસા ઉઘાડા છે ને ત્યા ઢગલધ કપડુ સડતુ પડ્યુ છે જેની પીઠ ઉઘાડી છે તેની પાસે ખરીદશક્તિ નથી ને જેની પાસે માલ છે તે નફા સિવાય વેચવા તૈયાર નથી આવી સ્થિતિનુ નામ જ આંત વિરોધ–contradiction મૂડીવાદ ઉત્પન્ન કરે છે, પણ વહેચણી અસમાન કરે છે તેને લીધે ઉત્પન્ન કરેલ માલ ખપી શકતો નથી સમાજવાદ ન્યાયી વહેચણી કરી આ આંત વિરોધ–contradictionને દૂર કરવા ધારે છે ||૧૦૦૦ રૂપિયાનો માલ પેદા કરીને હજારે

રૂપિયા મજૂરી પેટે આપી દેવામાં આવે તો માલ ખપવાનો પ્રશ્ન જ ન રહે. કરોડો ને અબજોનો માલ પેદા થાય તોયે મંદીની ગૂંચ ન ઊભી થાય.

જોકે મૂડીવાદ પોતાના દેશમાં જ્યારે માલ ન ખપે ને ઉપર વર્ણવી તેવી સ્થિતિ આવે ત્યારે એક માર્ગ ખોળી કાઢે છે. પણ એ માર્ગ પણ કામચલાઉ હોય છે, અથવા તો ઊલટો પેલા આંતર-વિરોધને તીવ્ર ને વ્યાપક કરે છે.

તે ઉપાય છે સંસ્થાનોની શોધ. મૂડીવાદનું ત્યાં સામ્રાજ્ય-વાદમાં પરિવર્તન થાય છે. સામ્રાજ્યો આ પહેલાં પણ દુનિયામાં સ્થપાયાં છે. અશોક, સમુદ્રગુપ્ત, ઇરાની ને મુગલ બાદશાહો ને ખલીફાનાં સામ્રાજ્યો લાંબા કે ટૂંકા ગાળા માટે ઊભાં થયાં હતાં, પણ એ સામ્રાજ્ય ને આજના સામ્રાજ્યવાદ વચ્ચે ફેર છે. મૂડી-વાદે જે સામ્રાજ્યવાદને જન્મ આપ્યો છે તેનું મૂળ કારણ ને વર્તમાન પાયો આર્થિક છે. અર્થશાસ્ત્રના ધક્કાને લીધે એ ઊભાં થયાં છે ને આર્થિક જરૂરિયાતના માર્યાં જ એ રખાયાં છે. જૂનાં સામ્રાજ્યો વિજયની તૃષ્ણામાંથી થયાં હતાં એટલે વિજયની તૃષ્ણા શમતાં વિજેતાને સંતોષ થતો. પણ મૂડીવાદ જે સામ્રાજ્યવાદને વિકસાવે છે તેનું કારણ તો પેલાં મહાકાય યંત્રો જે માલ પેદા કરે છે, જે અનર્ગળ કાચો માલ ખાય છે, તેને માટે વ્યાપારનાં ક્ષેત્રો જોઈએ છે તે છે. તેવું જ ત્રીજું કારણ છે જે ફાજલ મૂડી ઉદ્યોગપતિ પાસે જમા થઈ છે તેને ક્યાંક વધુ વ્યાજ મળે તેવે સ્થળે રોકવાનું. હવે જ્યાં હું મારી લાખોની મૂડી રોકું ત્યાં સાહેજે મારા કબ્જામાં રહે—મારી અસર પડે તેવું રાજતંત્ર હોય એમ ઇચ્છું. તો જ મારી ત્યાં રોકેલ મૂડી વિષે હું નચિંત રહી શકું. કાચો માલ લેવામાં ને પાકો માલ વેચવામાં પણ મારો કોઈ હરીફ ન હોય. કોઈ હરીફ ન હોય તો સારું એમ મન થાય જ. એટલે જ

સમ્થાનોનો ક્બજો લેવાની જરૂર પડે છે એટલે આજે એશિયા તથા આફ્રિકાનો મોટો ભાગ પરાધીન છે તેનું કારણ જગતનો મૂડીવાદ છે મૂડીવાદ એ દેશોને શોષણના ક્ષેત્ર તરીકે વાપરવા માગે છે

સંસ્થાનોનું આ શોષણ ત્યાંની સ્થાનિક પ્રજાનું રાજકીય ને આર્થિક સ્વાતંત્ર્ય તો નષ્ટ કરે જ છે, પણ એથીયે વિશેષ ભયંકર પરિણામ લાવે છે તે તો વિશ્વવ્યાપી યુદ્ધ

કારણકે દુનિયા મર્યાદિત છે એમાં ત્રણ ભાગ પાણી છે ને એક જ ભાગ જમીન છે મગળના ગ્રહ પર તો જવાય તેમ નથી જવાય તોપણ ત્યાં માણસો છે કે કેમ તેની ખબર નથી એથી આ સસ્થાનોના શોષણ અંગેની ઘોડદોડમાં એક વખત એવો આવે છે કે જ્યારે પૃથ્વીનો એક એક ખૂણો શોધાઈને કબજે થઈ ચૂકયો હોય છે ને વિકસતો ઉદ્યોગવાદ તો નવાં ક્ષેત્રો માલ અને મૂડી માટે માગતો હોય છે જો એક ઈંગ્લડ કે એક અમેરિકા જ મૂડીવાદી હોત તો તો એ દેશમાં જ આની વડીએ આન્તરવિગ્રહ થાત. પણ દુનિયામાં જર્મની, ઈટાલી, જાપાન તથા બીજા દેશો પણ મૂડીવાદી છે ને એ પણ સસ્થાનો માગતા હોય છે એમનો વાંક એટલો જ છે કે એ મિચારા સહેજ મોડા જન્મ્યા છે પૃથ્વી એમના જન્મ પહેલાં વહેંચાઈ ચૂકી છે પણ વહેલો જન્મ થાય એ કારણે જ બે દેશો આખી પૃથ્વી પચાવી પાડે ને મોડા જન્મેના આગળના કરતા શક્તિશાળી, બુદ્ધિશાળી હોય તોપણુ ભિખારી રહે તે વાત પેલા મોડા પડેલા રાષ્ટ્રોને ન્યાયી નથી લાગતી ને વડીભર સમજાય તોપણ એમનાં પેટ ભૂખ્યાં કારખાનાં ને ખાણો સમજે તેમ નથી એ તો લાવો લાવો કહ્યા કરે છે બુભુક્ષિત કિમ ન કરોતિ પાપમ્ નવી જમીન નથી એટલે જે કબજે થઈ ચૂકી છે તેના નવેસરથી બજે કે ત્રીજે ભાગના પાડવા તે જ રસ્તો રહે છે મૂડીવાદી યંત્રોદ્યોગી સમાજ તે આમરા ભૂત જેવો છે

એને ઘડીનોય પોરો ન અપાય. સતત કામ આપવું જોઈએ. જો કામ ન આપે તો પેલા ભૂતની જેમ જ એ એના માલિકને ખાઈ જાય તેવી બીક રહેલી છે. આ સ્થિતિને લીધે યુદ્ધ આવે છે. સેરાજેવો ગામમાં એક કુંવરનું ખૂન થઈ ગયું એટલા માટે થઈને ઇંગ્લંડ, આફ્રિકા, ફ્રાંસ, જર્મની ને રશિયા પોતાના ૧ કરોડ કલૈયા જુવાનોને વધેરવા નીકળે, બીજાં બે કરોડ કુટુંબોને પાયમાલ કરે ને અબજોના દ્રવ્યની હોળી કરે તે વાત માન્યા જેવી નથી. તે પહેલાં કંઈક રાજાને ઉડાડી મૂકયા હતા ને ખૂનો પણ થતાં હતાં—પછીએ થયાં, મહાયુદ્ધ નથી થયું. મહાયુદ્ધ તો થયું હતું આ મૂડીવાદી અર્થશાસ્ત્રને લીધે, ઇંગ્લંડ અને જર્મનીની હરીફાઈને લીધે. ફ્રાંસ પાસેથી જર્મની કોલસા ને લોખંડથી ભરપૂર પ્રાંત આંચકવા માગતું હતું એથી ફ્રાંસ સંડોવાયું. રશિયાને તુર્કી પાસેથી ડાર્ડેનલ્સની સામુદ્રધુની પર કાબૂ લઈ વ્યાપાર માટે ખુલ્લો દરિયો જોતો હતો અને ફ્રાંસની મૂડી રશિયામાં રોકાઈ હતી તેને લીધે રશિયા પડયું. ને અમેરિકા પડયું એણે મિત્રરાજ્યોને ધીરેલ નાણાં મિત્રરાજ્યો હારશે તો ડૂબશે એ ભયે. જર્મનીમાં વીસમી સદીની શરૂઆતમાં ઉદ્યોગવાદ કેટલો વિકસ્યો તે તપાસો ને એની સાથે ઇંગ્લંડના આંકડા સરખાવો એટલે સમજાશે કે ઇંગ્લંડ ને જર્મની વચ્ચે કેવી તીવ્ર હરીફાઈ હતી. જર્મનીનો માલ ૧૯૧૪ પહેલાં આપણે ગામડે ગામડે પહોંચી ગયો હતો. "મેડ ઇન જર્મની" નો સિક્કો સામાન્ય માણસોથી પણ અજાણ્યો નહોતો. ઇંગ્લંડની સ્થાપિત બજારોમાં પણ જર્મનીનો માલ એને હઠાવતો જતો હતો. ઉદ્યોગવાદમાં જે પાછળથી વિકસે છે તેને એક ફાયદો હોય છે કે તે અદ્યતન શોધોનો ઉપયોગ કરી શકે છે. આગલા દેશોને શરૂઆતના પ્રયોગોમાં જે સમય અને શક્તિ ખરચવાં પડયાં તે ખરચવાનાં હોતાં નથી. એને તૈયાર શોધો છેલ્લામાં છેલ્લી ઢબની ખપ લાગે

છે. ઇગ્લંડ પાસે જે જૂની યંત્રસામગ્રી હતી તે કાંઈ ઝટ લઈને ફગાવી તો ન દેવાય. ઉપરાંત એની લોખંડની ને કોલસાની ખાણો કાંઈક ઊંડી પણ ગઈ હોય–ખૂટવા પણ માંડી હોય, એટલે જુવાન જર્મની સાથે હરીફાઈમાં ટકવું મુશ્કેલ નીવડે છે. જુવાન જર્મની જુએ છે કે એ સહેજ મોડું જન્મ્યું તેટલા જ કારણે એના માલની ખપત તથા વિકાસ માટે જમીન નથી રહી. જ્યાં જાય ત્યાં ઈંગ્લંડ ને ફ્રાંસના વાવટા ફરકે છે. મૂડીવાદની ભૂખ તો અસહ્ય હોય છે. અંગ્રેજ સામ્રાજ્યવાદી સેસીલ રોડ્ઝે લખ્યું છે, 'હું રોજ સૂવા જાઉં છું ત્યારે વિચાર થાય છે કે હવે કોઈ પ્રદેશ બાકી નથી રહ્યો. આફ્રિકા તો ગળાઈ ચૂક્યો છે શું કરવું ? ક્યાં જવું ? ઊંચે નજર કરું છું તો અગણિત તારાઓ દેખાય છે. તારા શાના, અગણિત સૃષ્ટિઓ જ. ત્યાં કેટલો માલ ખપે ? કેટલી મૂડી રોકાય ? I would annex the planets if I could–મારું ચાલે તો તો ગ્રહોનેય જીતીને સામ્રાજ્ય સાથે ભેળવી દઉં–પણ અંતર અમાપ છે.' ત્યાં જો વસ્તી હોત ને પહોંચાતું હોત તો સેસીલ રોડ્ઝ જેવા સામ્રાજ્યવાદીઓ જરૂર ત્યાં પહોંચીને નહેરો, રેલવેઓ કે કારખાનાં બાંધવાના કોન્ટ્રાક્ટ લઈ આવ્યા હોત. જઈને કહેત, 'જરા આપે આ દસ્તાવેજમાં સહી જ કરવાની છે. બીજું બધું જ અમે સંભાળી લેશું આપ જોશો કે ૭ મહિનામાં તો અમે કોન્ટ્રાક્ટ પૂરો કરશું. ફક્ત આપે 'ઓપનીંગ સેરીમની' કરવી પડશે હ. બસ Thanks'

પણ બિચારો મૂડીવાદ ! પૃથ્વી મર્યાદિત છે, ને તેય વહેંચાઈ ચૂકી છે એટલે પ્રમાણિક વ્યાપારને બદલે શસ્ત્ર ખણખણાવ્યા સિવાય બીજો ઉપાય નથી બાબરો ભૂત ખાઈ જાય !

પગારકાપ, મંદી, હડતાલો, સરસાતો મારેની ઝૂટાઝૂંટ ને અંતે મહાયુદ્ધ એ મૂડીવાદનો ક્રમ છે.

મૂડીવાદની અંતિમ દશામાં એના જે કાંઈ સારાં લક્ષણો હતાં તે પણ નષ્ટ થઈ જાય છે મૂડીવાદ જ્યારે જન્મ્યો ત્યારે જરૂરી હતો તે પહેલાંની વ્યવસ્થા કરતાં એની વ્યવસ્થા સારી હતી સમાજવાદ ગમે છે તેનું એક કારણ એ છે કે તે આપણને સહિષ્ણુતા ને પુણ્યપ્રકોપ બન્નેની ચાવી આપે છે માર્ક્સિયન વિચારણા માને છે કે દરેક સામાજિક વ્યવસ્થાને એનું એક ઐતિહાસિક અવતારકૃત્ય હોય છે એ અવતારકૃત્ય બજાવ્યા કરે ત્યાંસુધી એ વ્યવસ્થા પ્રગતિ-શીલ ગણાય, પણ એનો જે માટે જન્મ થયો છે એ કામ આગળ ન ધપાવી શકે ત્યારથી એ પ્રતિગામી થઈ એના નાશ માટેનો કાળ આવી ચૂક્યો ગણાય શરીર જ્યાં સુધી પ્રવૃત્તિમાં-કાર્યવેગમાં મદદગાર થાય ત્યાં સુધી એનું સ્થાન છે, પણ જ્યારે એ શરીર જ ભારરૂપ લાગે-પ્રત્યેક હલનચલનમાં વિઘ્નરૂપ થાય, કોથળા જેવું બની જાય, અવયવો બોજારૂપ બની એના માલિકનું આજ્ઞાપાલન ન કરી શકે, ત્યારે સમજવું કે હવે દેહનું અવતારકૃત્ય પૂરું થયું ઠાકોરોનું અવતારકૃત્ય હતું એની નાની ઠકરાતનું રક્ષણ કરવાનું તે પહેલાંના જંગલી-અસ્થિર, વ્યક્તિગત બળજબરી પર જીવતા યુગ કરતાં એ ચડિયાતી વ્યવસ્થા હતી રૈયત નિરાંતે ખેતરોમાં ને ઘરોમાં કામમાં મચી રહે, ઉત્પાદન કરે ને ઠાકોરો એના રક્ષણની ચિંતા સેવે એક પ્રકારનો શ્રમવિભાગ જ હતો એ કાળે એ જરૂરી પણ હતો, કારણકે હજુ સમગ્ર સમાજમાંથી લૂંટફાટ ટળીને સ્થિર જીવન કાયમી થયું નહોતું દરેક માણસ રક્ષણની ચિંતામાં જ ખડે પગે ઊભો રહ્યા કરે તો કામ કોણ કરે? રાજ્યવહીવટ પણ ઠાકોરોને જ સોંપેલો, કારણકે મોટા ભાગને એમાં ભાગ લેવા નોતરે તો ઉત્પાદન કક્ષા ઘટી જાય આ રાજ્યવહીવટ ને રક્ષણ બન્ને કામો તે દહાડે ઠાકોરો આવડે તેમ કરતા-એનો સદુપયોગ ને દુરુપયોગ બન્ને મિશ્ર થતા પણ એ કાર્ય કરનારા જ ન હોય અથવા જરૂર જ ન હોય

ત્યારે પણ જો એ પોતાની જગ્યાએ ચોંટી રહે તો એ પ્રતિગામી થયા. સમાજના વિકાસની આડે રોડા થયા. આજના મૂડીવાદનો સમાજવાદ હાડોહાડ વિરોધ કરે છે તે આ નિયમ પ્રમાણે. એક કાળે આ જ મૂડીવાદ પ્રગતિશીલ હતો; કારણકે—

૧ સમાજની કુલ ઉત્પાદન-શક્તિમાં વધારો કરતો હતો.

૨ મોટા ભાગની પ્રજા ને ખેડૂતોને તેણે અર્ધગુલામી-અવસ્થામાંથી છોડાવ્યાં હતાં.

૩ ઠાકોરોની આપખુદ સત્તાને બદલે એથી થોડુંક પણ વિસ્તૃત જનશાસન ઊભું કર્યું હતું ને સંપૂર્ણ પ્રજાસત્તાના વિચારનો એ દ્વારા ઉદય થયો હતો.

૪ હરીફાઇને ઉત્પાદનનો પાયો બનાવી એણે શરૂઆતમાં વ્યક્તિગત વિકાસને ઉત્તેજન આપ્યું હતું. સાહસિક દરિયાખેડૂઓ તથા હિંમતવાન જુવાનોને એણે ક્ષેત્રમાં આણ્યા હતા.

ટૂંકમાં કહીએ તો એક વધુ ઉત્પાદન કરે તેવી અર્થવ્યવસ્થાને જન્મ આપી એને પરિણામે બાકીની વાતોમાં પણ સમાજને એક પગથિયું ઊંચે લીધો હતો.

આજનો મૂડીવાદ એ કર્તવ્ય બજાવે છે ખરો? આ દિશામાં વિશેષ પ્રગતિ કરી શકે તેમ છે ખરો? સમાજવાદીઓના મતે ૧૯૧૪નું મહાયુદ્ધ શરૂ થયું તે દહાડે જ મૂડીવાદે પોતાની પ્રગતિશીલતાનો જે દાવો હતો તેમાં દેવાળું કાઢ્યું છે. મૂડીવાદ આજે કુલ ઉત્પાદન-શક્તિ વધારતો તો નથી જ, ઘટાડવાનોય પ્રયત્ન કરે છે, એટલું જ નહિ પણ પોતે જે પેદા કર્યું છે તેનો જ નાશ કરે છે—જનેતા જાણે એનાં જણ્યાને જ ખાઈ રહી છે. કેવું ભયંકર કારુણ્ય છે આ! જે શક્તિ નવસર્જનમાં વાપરી શકાય તે જ સંહારમાં વપરાય છે. ૧૯૩૩ના જુલાઈની ત્રીજીના 'ન્યુયૉર્ક ટાઈમ્સ'માં નીચેનું લખાણ હતું:

'બ્રાઝિલ કૉફીના પાકના ૩૦ ટકાનો નાશ કરશે. રીઓડી જનેરો. જુલાઈ ૨.

૧૯૩૩માં ૨૨૦૦૦૦૦૦ પેટી કૉફી થશે, એમાં ગઈ સાલની નહિ વેચાયલી ૪૦થી ૫૦ લાખ પેટીઓ ઉમેરાશે. નેશનલ કૉફી વ્યાપાર-ખાતાએ એમ નક્કી કર્યું છે કે આમાંની ત્રીજા ભાગની કૉફીનો નાશ કરવો.'

અમેરિકાના ખેતીવાડી-ખાતાએ એ જ અરસામાં લાખો એકર જમીનમાંથી વાવેલો કપાસ ખેડાવી નાખ્યો. ઘઉંનું, તમાકુનું, કપાસનું ને બીજા પાકોનું લાખો એકર વાવેતર ઓછું કરાવ્યું. જેને ફૂલ ફૂટવાની તૈયારી હતી તેવાં ખેતરનાં ખેતર ખેડી નખાવ્યાં. એક ખબરપત્રીએ એના વિષે કરુણ મર્મભર્યો ઉલ્લેખ કર્યો છે. એ લખે છે, 'ખેડૂતો તો હુકમ પ્રમાણે ખેતર ખેડવા માંડ્યા છે પણ ઘોડા અને બળદો આજ સુધી પાકની હારની વચ્ચે જ ચાલવા ટેવાયેલા હોવાથી હવે પાકના છોડ પર ચાલતા નથી.' જાણે એ દ્વારા એ પશુઓ કહેતાં હોયને કે તમારી તો અક્કલ ગઈ છે, તમે તો ફૂટતી જુવાનીવાળા કુમારોને કપાવી નાખો તો આ ખીલેલા પાકને ભોંમાં દાટી દો એમાં કાંઈ નવાઈ નથી. પણ હજુ અમારી અક્કલ ગઈ નથી, સાબૂત છે. અમે ધોંસરું લીધું છે પાક પેદા કરવા, પાક દાટી દેવા નહિ.

ચારે બાજુ ગાંડપણ. દરિયાને સામે પાર ઇંગ્લંડથી પણ એ જ ખબર. British to cut production is U. S. manner. Bill curbs textile output to raise prices. (બ્રિટિશરો પણ એ જ અમેરિકાની પેઠે ઉત્પાદન ઘટાડશે. કિંમતો ચડાવવા માટે કાપડનું ઉત્પાદન ઘટાડનારું બિલ.)

શા માટે? મૂડીવાદી કહેશે કે બહુ વધારેપડતું પેદા થઈ ગયું છે. શું બધાંને વસ્ત્ર, અનાજ, ઘરબાર મળી ગયાં? બધાંને

જોઈ તો આરામ મળી ગયો ? બધાને કેળવણી મળી ગઈ ? અરે, જે ઘડીએ કોફીની ગૂણો દરિયામાં પધરાવી, કપાસના પાકને ખેડી નાખ્યો, ઘઉંનો પાક પાડી દીધો તે ઘડીએ જ કેટલાય ઘરો કોફી પીના, કપડા પહેરવા ને ઘઉં ખાવા ઇચ્છતાં હશે કયાંક દુકાળ પણ હશે ને અધભૂખે પીડાતાય હશે તો આમ કેમ ? ઉપરના શબ્દોમાં જ કારણ પડ્યું છે Bill curbs textile *output to raise prices*—ભાવ ચડાવવા માટે અહીં એનુ મૂળ છે માલ બહુ પેદા થયો છે એટલે ને એટલો બજારમાં મુકાય તો ભાવ ઓછો આવે—નફો ઓછો થાય ને ? જે વર્ષે બાજરો બહુ ઊતર્યો હોય તે વર્ષે બાજરાના ભાવ ઓછા બોલાય છે તે તમે જાણતા હશો પણ મૂડીવાદીઓ તો એ બાજરો સસ્તા ભાવે લઈ પછી એમાંના એક ભાગને બાળી નાખી બાકીના બાજરાના બે–પાચગણા ભાવ ઉપજાવવા માટે આ નાશ કરે છે દૂધ નદીમાં પધરાવી દે છે, કોલસાની ખાણો બધ કરે છે, ઊભા પાકના ખેતરો પાક્યા પહેલા ખરીદી લઈ ખેડાવી નાખે છે કોઈ વૈજ્ઞાનિક વધુ ઉત્પાદન થાય તેવી શોધ કરે તો પેટન્ટ ખરીદી લઈ એનો નાશ કરે છે ને આ બધા વખત દરમિયાન માત્ર એક વસ્તુના કારખાના ચાલતા હોય છે, તે શસ્ત્રસરંજામ

મૂડીવાદનો જે એક દાવો હતો ઉત્પાદન વધારવાનો તે તો નકામો ઠર્યો તે જોયુ

હવે બીજો લઈએ

કહે છે કે મૂડીવાદ દરેક વ્યક્તિને આગળ આવીને પોતાનુ હીર દેખાડવાની તક આપે છે એક સદ્દગૃહસ્થાઈલિરી હરીફાઈ પર એની વ્યવસ્થા ચાલે છે જે કાર્યદક્ષ હોય તે આગળ આવે યોગ્યને યોગ્ય જગ્યા

એક કાળે એમ હતુ ખરુ, શરૂઆતમા વ્યક્તિઓની સાહ

સિક્તા એને માર્ગ કરી આપતી, કારણ કે કોઈની પાસે અસાધારણ મૂડી હજુ જમા થઈ નહોતી. પણ આજે તેમ નથી. આજે જો કોઈ યોગ્યતા સમાજમાં સ્થાન પામતી હોય તો તે મૂડીના કાબૂની યોગ્યતા. જેનો વધારે મૂડી પર કાબૂ હોય તે આજે સમાજને દોરે છે, (અલબત્ત ગોટે ભાગે ખાડમાં). વ્યાપારી મૂડીવાદમાં પહેલાં જે વધુ સાહસિક ને ઝીણી નજરવાળો હોય તે સસ્તો માલ વેચી શકતો, પણ જેમ જેમ મૂડીના જમાવના કાયદા પ્રમાણે મૂડી થોડા હાથોમાં કેંદ્રિત થતી ગઈ હોય તેમ તેમ ઓછી મૂડીવાળી કે આપઅકલે ને જાતજોખમે આગળ વધતી વ્યક્તિઓને મોખરે આવવાનો અવકાશ ઓછો થતો ગયો. ધીમે ધીમે થોડી મૂડીવાળા બેન્કરો ને ઉદ્યોગપતિઓ જ જુદા જુદા વ્યવસાયો પર કાબૂ ધરાવતા થઈ ગયા. માત્ર રાષ્ટ્રીય જ નહિ પણ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં પણ આવા મૂડીપતિઓ મુખ્ય લાગવગ ધરાવતા થયા. થોડી મૂડીવાળા માણસો કાં તો હરીફાઈમાં હાર્યા–પાયમાલ થયા કે મોટી કંપનીઓને શરણે ગયા. લોખંડ, કોલસા, ગ્યાસતેલ, વીજળી, રેલવે, વહાણવટા જેવા મુખ્ય ઉદ્યોગો કે દિવાસળી, એલ્યુમીનિયમ જેવા નાના ઉદ્યોગોની રાક્ષસકાય મૂડીવાળી કંપનીઓ થઈ પેટ્રોલિયમની આજે આખી દુનિયામાં મુખ્ય બે જ કંપની છે. એક અમેરિકન સ્ટાંડર્ડ ઓઈલ કંપની ને બીજી રૉયલ ડચ શેલ કંપની. આ બન્ને કંપનીઓ દુનિયાના ૯૦ ટકા પેટ્રોલિયમનો ઇજારો રાખી બેઠી છે. અબજો પાઉન્ડની મૂડીવાળી આ કંપની સામે ઊભા રહેવાનું કોઈ વ્યક્તિગત વેપારી કે ઉદ્યોગપતિનું શું ગજું ! એનો પત્તો શું લાગે ? રામપુરના ગરીબ ખેડુના ઘરમાં કેટલું ગ્યાસતેલ બાળવું, કેટલા પૈસે બાળવું તેય આ કંપની નક્કી કરવાની. આવી જ સ્થિતિ બીજા ઉદ્યોગો વિષે. આખા જર્મનીનો શસ્ત્રસરંજામ મુખ્યત્વે ક્રપનું કારખાનું જ પેદા કરે છે. દુનિયાના શસ્ત્રસરંજામનો ચોથો ભાગ એને જાય છે.

બાકીના ત્રણ ભાગમાં એવી જ જબ્બર બીજી બે–પાંચ કંપનીઓ છે. તેવી જ રીતે લોખંડ, કોલસો બધાંનાં ગંજાવર ટ્રસ્ટો. આમાં વ્યક્તિઓની સાહસિકતાને શું સ્થાન?

ત્રીજો દાવો હતો પ્રજાસત્તાના વિકાસનો. જે મૂડીવાદ એક કાળે સ્વતંત્રતા, સમાનતા ને બંધુતાની બૂમ મારતો હતો–અર્ધા કાઠિયાવાડ જેવડા બેલ્જિયમ માટે લડાઈમાં ઊતર્યો હતો, તે બ્રિટિશ મૂડીવાદ આજે હિંદુસ્તાનને કેવું રાજતંત્ર બક્ષે છે? એ જ એના હાથે પ્રજાસત્તાનો વિકાસ થવો અસંભવિત છે એમ સૂચવે છે. હમણાં જ ત્યાંના નાયબ હિંદી પ્રધાને કહ્યું કે 'કદાચ પશ્ચિમમાં સફળ બનેલી પાર્લમેન્ટ–પદ્ધતિનો અખતરો હિંદની સંસ્કૃતિને નહિ ફાવે' પવન કયા વહી રહ્યો છે તે આ બતાવે છે. સાચી વાત તો એ છે કે રાજતંત્ર તે ને સમયના અર્થતંત્રને કાયમી કરવાની ગણતરીએ ઊભું કરેલું એક ચોકઠું છે. જેને તમે આર્થિક રીતે પરતંત્ર રાખવા માગતા હો તેને રાજકીય સ્વતંત્રતા આપી ન શકો. આપો તોયે એ સાચું ન હોય–આભાસ–મૃગજળ જ હોય. ખરું આપવું પડે ત્યારે પણ બીજો રસ્તો ન હોય ત્યારે જ આપાયું હોય ઈંગ્લંડ આજે નમૂનેદાર પ્રજાસત્તાક ગણાય છે મૂડીવાદીઓ કહે છે કે 'અમારે ત્યાં સૌને મતાધિકાર છે. મજૂરો ને ખેડૂતો ધારે તો પોતાને ગમે તેના પ્રતિનિધિઓને મોકલી શકે છે. બળવો કરવાની જરૂર જ નથી. દર ચાર વર્ષે ચૂંટણી થાય ત્યારે મત આપીને જ સોશ્યાલીઝમ કે બીજી ફાવે તે વ્યવસ્થા લાવે. પણ એ તો અમને મોકલે છે એનો અર્થ જ એ છે કે એને અમારી વ્યવસ્થાથી સંતોષ છે' વાત ઉપરથી તો મારી ને સાચી લાગે છે, પણ જેટલી દેખાય છે તેટલી સાચી નથી. કારણકે પહેલું સ્વાતંત્ર્ય એ મતનું નથી પણ રોટલાનું છે, ને કોઈ પણ વિકસિત મૂડીવાદી સમાજમાં આમજનતાને રોટલાનું સ્વાતંત્ર્ય

હોતું નથી. આર્થિક રીતે પરતંત્ર હોય તે બીજાં સ્વાતંત્ર્યો પણ ભોગવી શકતો નથી.

એક મોટી નાટકશાળામાં સૌ બેઠા હોય ને ઓચિંતાની આગ લાગે. બધા બચવા માટે બહાર નીકળવા દોડે. પણ જે બારણા આગળ બેઠા હશે તે વહેલા નીકળી જશે. દૂર બેઠેલા ઘણા સળગી જશે. હવે બહાર નીકળી ગયેલા પેલા દૂર બેઠા હોવાથી સસડી જનાર વિષે કહે, ' સાવ મૂર્ખા! ભાગી ન છૂટયા! કોણે બારણાં બંધ રાખ્યાં હતાં? કોણે એમને બાંધી રાખ્યા હતા!' તો આપણને એમના પર ચીડ ન ચડે? બરાબર તેવું જ આ મૂડીવાદીઓ કહે છે. ઇંગ્લંડમાં જેણે ધારાસભાના ઉમેદવાર તરીકે ઊભા રહેવું હોય તેણે પહેલાં તો ડિપોઝિટ તરીકે ૩૦૦ પાઉન્ડ ચૂંટણીમાં પ્રચાર કરવા માટે ખરચવા પડે છે. ઉપરાંત એને પોતીકું મકાન હોવું જોઈએ. માલિકોની ચાલીઓમાં રહેનારા ને આજીવિકાવેતન પર જીવનારા મજૂરો ક્યાંથી ધારાસભામાં જાય? નથી એની પાસે પ્રેસ કે છાપાં, નથી એની પાસે મૂડી, નથી લાગવગ, નથી પ્રચારશક્તિ, નથી પૂરું જ્ઞાન. એ સ્થિતિમાં એ કેટલીક સંખ્યામાં ધારાસભામાં જઈ શકે? આર્થિક પરાધીનતા હોય ત્યાં સુધી બીજી સ્વતંત્રતાને મર્યાદા છે. મારા જ દેશમાં ગંગા, સિંધુ, હિમાલય છે, પણ જો મારી પાસે ત્યાં જવાના પૈસા જ ન હોય તો છે તે નથી બરાબર જ થયાં. મૂડીવાદી સમાજમાં ખેતી તેમજ ઉદ્યોગો અને પર આખરી કાબૂ ઉદ્યોગપતિઓનો હોય છે. ખુદ ઇંગ્લંડનો રાજા એની મનધારી સ્ત્રીને પરણી શકતો નથી પરણવા જતાં ગાદી ખોવી પડે છે, કારણકે એ બાઈ સામાન્ય વર્ગની હતી-ગુર્ઝવાથી એ સહન થાય તેમ નહોતું.

આપણે માનીએ છીએ કે ત્યાંના મજૂરો ખૂબ સુખી છે. આપણા તેમજ અન્ય દેશોના મજૂરો કરતાં જરૂર ઠીક છે. ઇંગ્લંડની

માથાદીઠ સરાસરી આવક ૭૫ પાઉન્ડ છે પણ એની વસ્તીના ⅓ ભાગને જે સાચી આવક મળે છે તે તો ૨૫ પાઉન્ડ, બાકીનો ⅔ વર્ગ પેના બે તૃતીયાંશના હિસ્સાના ને પોતાના ૭૫ પાઉન્ડ ભોગવે છે +સર જોન લોઇડે ઇંગ્લંડની પ્રજાની આરોગ્યવિષયક તપાસ કરેલી ને પછી Food health and income (ખોરાક, સ્વાસ્થ્ય ને આવક) નામનુ પુસ્તક બહાર પાડેલું એની તપાસે બહાર પાડ્યુ કે વસ્તીનો ⅓ ભાગ (એટલે લગભગ દોઢ કરોડ માણસો) શરીર બાંધવા માટે આવશ્યક ખોરાક ખરીદી શકતો નથી એણે જ સિદ્ધ કર્યું છે કે જો ઇગ્લડની સામાન્ય પ્રજા પાસે આવક હોય તો આજે છે તેના કરતા ૮૦ ટકા વધુ દૂધ, ૮૭ ટકા વધુ માખણ, ૫૫ ટકા વધુ ઈંડાં, ૧૨૪ ટકા વધુ ફળ, ૮૭ ટકા વધુ શાકભાજી ને ૨૯ ટકા વધુ માસ લેવુ પડે *ઇગ્લડની સામાન્ય પ્રજાને સ્વાસ્થ્ય જાળવવા માટે જ—મોજશોખની ગણતરીએ નહિ—હજુ આટલુ વિશેષ લેવાનુ હોય તો આપણી હાડપિંજર સમી રાંકડી પ્રજાએ કેટલુ વધારવુ જોઇશે ?

આ જ વસ્તુ અમેરિકામા પણ છે * આ મૂડીદારો જ સામ્રાજ્યની નીતિ નક્કી કરે છે મતાધિકાર છે પણ તેમ આપ્યા વિના ચાલે તેમ નહોતુ સ્ત્રીઓને મતાધિકાર તો છેક મહાયુદ્ધ પછી મળ્યો—

---

+ Theory and practice of Socialism, P 326

* 327

* John de Rockfeller gr the son of the greatest trustmaker in a talk to students of Brown university on the subject of trusts said ' The American Beauty-rose can be produced in its splendor and fragrance only by sacrificing the early buds which grow up around it Man s worldly goods 253

જ્યારે સ્ત્રીઓએ મોટું આંદોલન કર્યું ત્યારે. પણ ભીંસમાં આવે ત્યારે ઉદારમતવાદ ને વિવિધ પ્રકારના સ્વાતંત્ર્યને નેવે મૂકે છે તેનું જ પ્રતીક છે ફાસિઝમ. એ ભૂખ્યો ડાંસ મૂડીવાદ છે જર્મની, ઇટાલી, જાપાન એ કોઈ પણ હિસાબે સંસ્થાનો માગે છે, લડયા સિવાય મળે તેમ નથી પણ સામાન્ય જનતા યુદ્ધ ઇચ્છતી નથી સમજુ મજૂરવર્ગ તો સમાજવાદની ઝંખના કરતો હોય છે, જ્યારે લડાઈ તથા લડાઈની પૂર્વભૂમિકા તો એકહથ્થુ સત્તા માગે છે આથી ફાસિઝમ વરના મજૂરોને દબાવવા ને બીજા મૂડીદાર રાષ્ટ્રો સાથે લડવાની ગણતરીએ સરમુખત્યારીનાં ગુણગાન ગાય છે પ્રજાસત્તાક તંત્રોની નિંદા કરે છે શાંતિમાં પ્રજા સડે છે યુદ્ધમાં જ બધા સદ્દગુણોનો વિકાસ થાય છે વ્યક્તિ ને કુટુંબ એ તો અવયવ છે, ને રાજ્યતંત્ર એનો આત્મા છે અવયવો આત્માને આધીન હોવા જોઈએ, આત્માથી સ્વતંત્ર તેનું અસ્તિત્વ જ નકામું છે એમ કહી રાજ્યસત્તામાં અમાનુષી તત્ત્વનું આરોપણ કરી વ્યક્તિના અધિકારો લઈ એને ફક્ત રાજ્યની સેવા કરવાનો જ અધિકાર આપે છે

આમ મૂડીવાદનું આ સારું લક્ષણ પણ આજે કેટલાય દેશોમાં નહિવત્ થયું છે ઠાકોરયુગની આપખુદી કાઢવા માટે એક દિવસે લોકસત્તાનો અવાજ મૂડીવાદે શરૂ કર્યો આજે એ જ લોકસત્તા એમની આડે આવે છે મજૂરો તથા સામાન્ય લોકો મૂડીવાદનાં અનિષ્ટો જોઈ એને ફેરવવા, એને બદલે બીજી વ્યવસ્થા વિચારી રહ્યા છે જે બાણ (લોકમતાધિકાર–લોકસત્તા) વતી મૂડીવાદે ઠકરાતયુગને હણ્યો હતો એ જ બાણ પોતાની છાતી વીંધવા આવે છે એથી એ જ મૂડીવાદ લોકસત્તાની નિંદા ને સરમુખત્યારીની પ્રશંસા કરવા માંડયો છે બાણને ભાંગી નાખવા કે બુઠ્ઠું કરવા મથે છે

મૂડીવાદે એનું ઐતિહાસિક અવતારકૃત્ય ખતમ કર્યું છે એનામાં જે કાંઈ સામાજિક ગુણો હતા તેનો લોપ થતો જાય છે વધ વિકાસની

વાત ચી કરી? બાકી ગયા છે માત્ર અવશેષો, ને અવશેષોના સડાની બદબો આખા વાતાવરણને દુર્ગંધિત કરી રહી છે એ સડાનો જ એક પ્રકાર છે આજનું વિશ્વયુદ્ધ

એક હિસાબ એવો ગણાયો છે કે ગયા મહાયુદ્ધમા જેટલુ દ્રવ્ય ખર્ચાયુ તે જો સામાન્ય પ્રજાને અપાયુ હોત તો એમાંથી ફ્રાંસ, ઈંગ્લં॰, જર્મની, હોલેન્ડ, બેલ્જિયમ, અમેરિકા, ઓસ્ટ્રિયાની પ્રજામાંના એક એક માણસને ૧૦૦૦ રૂપિયાની કિંમતનું એક એક મકાન મળી શકત દર વીશ હજારની વસ્તીવાળા ગામને એક-બે લાખની હોસ્પિટલ, ને બે લાખની લાયબ્રેરી મળી હોત પચાસ હજાર ઉપરાંતની વસ્તીવાળા પ્રત્યેક શહેરમાં એક એક વિશ્વવિદ્યાલય યોજાત ને એ બધાને કાયમ ચલાવવા માટેની રકમ આમાંથી જ વ્યાજે મૂકી શકાત. આ સર્જનને બદલે સહાર કરીને મૂડીવાદે શુ કર્યું? એક કરોડ દફનાયા—બે કરોડ ઘાયલ થયા ને ખોવાયા ક્રોડો કુટુંબો નિરાધાર થયા ઉદ્યોગો ને શહેરોનો કચ્ચરઘાણ વળ્યો ને વ્યાજમા આજનું નવું યુદ્ધ મૂડીવાદ એ શાપરૂપ નથી લાગતો? જે મરી ગયા તેમને એવી ખાતરી અપાયેલી કે તમે કાયમી વિશ્વ શાંતિ માટે war to end war માટે તમારુ બલિદાન આપો છો વિલ્સન લોઇડ, ક્લેમેન્શો સૌએ એકી અવાજે એ બધાને વિશ્વ શાંતિના હુતાત્મા કહેના વિલ્સને લીગ ઓફ નેશન્સ સ્થપાઈ ત્યારે કહેલુ, ' માનવજાતિ આજથી નવા સોનેરી ભવિષ્ય તરફ આગે કૂચ કરે છે ને લોકો તો વિલ્સનની વાણીમાં દેવદૂતનો કોલ ભાળતા હતા પણ તે વખતે જ એક બીજો સૂર ઊઠેલો ને તે લેનિનનો લેનિન અને વિલ્સન એ બંને તે દશકાના સ્વપ્નદ્રષ્ટાઓ હતા બંને જણા દુનિયાને પોતાને માર્ગે આવવા હાકલ કરતા હતા લેનિનનું ભવિષ્ય સાચુ પડ્યુ છે કારણકે એ વૈજ્ઞાનિક વિચારક હતો એણે તરંગો પરથી અનુમાનો નહોતા તાર યા પણ પરિસ્થિતિના પ્રવાહો

ને સ્વભાવ જોઈને, નક્કર હકીકતો ને ચોક્કસ વલણોનું સંશોધન કરીને એણે તારણ કર્યું હતું કે મૂડીવાદી સમાજરચના કદી વિશ્વશાંતિ સ્થાપી શકે નહિ. જેની શરૂઆત નફા માટેની હરીફાઈ ને શોષણમાં છે તેનો અંત કલહ, યુદ્ધ ને સંઘર્ષમાં આવે કે શાંતિમાં? શેતાનની સંગાથમાં સ્વર્ગમાં જવા જેવો એ વદતોવ્યાઘાત છે.

સમાજવાદીઓ એમાં કોઈ એક વ્યક્તિ કે એક દેશનો વાંક જોતા નથી. સંભવ છે કે મૂડીવાદીઓમાંના કોઈને પોતે જ યુદ્ધનું કારણ છે તેની ખબર પણ ન હોય—જેમ ઘણા મજૂરોને પોતે નવયુગના આગેવાનો છે તેની ખબર નથી. સંભવ છે કે ઘણા મૂડીવાદીઓ આ યુદ્ધથી ત્રાસતા હોય ને અંદરથી ખૂબ દુઃખ થતું હોય. એટલે એમાં જર્મની કે ઇટાલીનો દોષ શું કાઢવો? રૉયલ ઇન્સ્ટીટ્યુટ ઑફ ઇન્ટરનૅશનલ અફેર્સ નામની સંસ્થાએ કાચો માલ અને સંસ્થાનો પર એક નાની પુસ્તિકા બહાર પાડી છે એમાં મુખ્ય મુખ્ય મૂડીવાદી રાષ્ટ્રો કાચા માલ વિષે કેટલાં સ્વાયત્ત છે તેના આંકડા આપ્યા છે કોઈ પણ રાષ્ટ્રને આજે સ્વાયત્ત થવું હોય તો ૩૪ જાતનાં કાચાં દ્રવ્યો તો જોઈએ એમ નક્કી કર્યું છે. બ્રિટિશ સામ્રાજ્ય આ સબંધમાં લગભગ સ્વાધીન છે. માત્ર ૯ જ પદાર્થો માટે એણે બીજાં રાષ્ટ્રો પર આધાર રાખવો પડે છે. એ જ રીતે જર્મનીને ૨૬ ખૂટે છે. ઇટાલીને ૨૨, જપાનને ૧૯. પણ બ્રિટિશ સામ્રાજ્યને જે ૯ ખૂટે છે તેમાં ત્રણ ચીજો બહુ ઉપયોગી નથી એ પદાર્થો મનીલા ને હેમ્પની જગ્યાએ શણ ને કેતકી વાપરી શકાય તેમ છે વળી આ ખૂટતાં તત્ત્વોમાં એમણે પેટ્રોલિયમ નાખ્યું છે. ઈરાક ને ઈરાનના તેલના કૂવા ઘરેણે રાખ્યા પછી એ ખૂટે છે તેમ કહેવું બરાબર ગણાય? બ્રિટિશ સામ્રાજ્યને સાચી રીતે ખૂટે છે ત્રણ જ દ્રવ્યો· પોટાશ, રેશમ ને ફ્લેક્સ, જ્યારે જર્મનીને ૨૬ ખૂટે છે. બાકીના છે તેમાં

પણ યુદ્ધ સમયે પૂરો પડે કે બીજાને આપી શકાય તેવો જથ્થો તો એનો જ છે ઈટાલીને લોખંડ, ટીન, કોલસો, મેગેનીઝ, તાંબુ જે બધા જ મહત્ત્વના પદાર્થો છે તેની જ તાણ છે ઉપરાંત કપાસ, રેશમ, શણ, પેટ્રોલિયમ, રબ્બર નથી એબિસિનિયામાં ઈટાલી રૂની ખેતી કરવા ધાર્યું હતુ તે આ માટે ?

બ્રિટિશ સામ્રાજ્ય પછી બીજા નંબરની અનુકૂળતા છે રશિયાને, પછી યુનાઈટેડ સ્ટેટ્સ ને તે પછીનો નંબર આવે છે ફ્રાંસનો

આ બધી અનુકૂળતાવાળા ને ધરાયેલા મૂડીવાદીઓ કહે છે કે આજની દુનિયા તો એટલી નાની થઈ ગઈ છે કે ઈટાલી, જર્મની ને જાપાન પાસે જે આ ન હોય તો બીજા પાસેથી ( અમારા પાસેથી ! ) ખરીદી શકે છે ઈટાલી ના માટે સુદાનમાંથી રૂ ન ખરીદે ? પહેલું તો આજે પ્રત્યેક દેશ પોતાને ત્યાં જે પ્રતિબંધક જકાતો નાખે છે એ જકાતો ભરીને જ ઈટાલીને માલ આયાત કરવો પડે ઉપરાંત દરેક મૂડીવાદી રાષ્ટ્ર હમેશ યુદ્ધને પોતાની નજર સામે રાખે છે ૧૯૧૪ના અનુભવો કોઈ ભૂલ્યું નથી યુદ્ધ વખતે પોતાનું રાષ્ટ્ર ઉદ્યોગો ને રક્ષણની દૃષ્ટિએ પાંગળુ રહે તેમ કોઈ ઈચ્છતુ નથી કાચા માલ માટે બીજા પર આધાર રાખવાથી એવા વખતે કફોડી સ્થિતિ થાય છે ત્રીજુ, આ માલ આયાત કરવામાં ને પોતાનાં સંસ્થાનોમાંથી માલ લાવવામાં ઘણો ફેર છે ઈટાલી માલ આયાત કરે તેમાં એક તો જકાત ભરવી પડે એટલે મોંઘો પડે લાવવામા મુખ્યત્વે તે સંસ્થાન જેને તાબે હોય તેની કંપની જ રળે, પણ જો પોતાનું સંસ્થાન હોય તો ઈટાલિયન મૂડીવાળા—મેન્ડેટવાળા રેલવે બાંધવામાં, બંદરો ઊભાં કરવામાં, વહાણવટાની કંપનીઓ સ્થાપવામાં રળે ઈટાલિયન જુવાનિયાઓ ત્યાંના અમલદાર તરીકે ભરતી થાય, નાના નાના વેપારીઓ ત્યાંના ખાણો ને ખેતરોમા રોકાય, જે બધા જ લાભો આજે ઇંગ્લંડ આપણે ત્યાં

ભોગવી રહ્યું છે. ઈંગ્લંડના નબીરાઓને આજે કર્યાં જવું તે પ્રશ્ન જ વિચારવાનો નથી. ઈંગ્લંડના પાડેલ ચીલે ઇટાલી, જર્મનીને ચાલવાની ઇચ્છા થાય તો એમાં ઇંગ્રેઉ બહુ રોષ કરવા જેવું નથી.

કોઈ જરાય એમ ન સમજે કે આથી ઇટાલીના કૃત્યનો બચાવ થાય છે. જો બચાવ હોય તો બધા જ મૂડીદારોનો બચાવ છે. સાચી રીતે બચાવે નથી કરતો. દયા આવે છે આ મૂડીદારો પર.

ઇટાલીએ એબિસિનિયા પર હુમલો કર્યો તે નિઃશંકપણે નિંદનીય જ છે. એ હુમલો નીતિશૂન્ય હતો. તેમાં વાદને સ્થાન જ નથી. પણ હસવા જેવું તો ત્યારે ઇંગ્લંડ ને બીજાં ધાયલાં મૂડીવાદી રાષ્ટ્રો ઇટાલી કે જર્મનીને બદનામ કરવા નીકળે ત્યારે થાય છે. આંધળો જાણે કાણાને ફજેત કરવા નીકળ્યો છે. બાઇબલે આ કહ્યુ, "Thou seest not the beam in thine own eye but goeth to see the mote in thine brother's eye."

**खल सर्षमात्राणी परछिद्राणी पश्यति।**
**आत्मनः बिल्वमात्राणी पश्यन्नपि न पश्यति॥**

ઇંગ્લંડનો એનાં સંસ્થાનો સાથેનો વર્તાવ કેવો ન્યાયપૂર્ણ છે તે તો ઉઘાડી વાત છે. પણ જોવા જેવી વાત એ છે કે જો ઘડીએ ઇટાલીને રૂ, ઘઉં, કૉફી પોતાની વધારાની વસ્તી માટે જોઈતાં હતાં ત્યારે જ અમેરિકા ને બ્રાઝિલે એ વસ્તુઓના મનમાન્યા ભાવ લેવા માટે એ નાશ કરવાનો અખતરો આરંભ્યો હતો; ઇટાલી પોતાની વધારાની વસ્તીને કપાસ તથા કૉફીનાં પ્લેન્ટેશનો કરાવવા એબિસિનિયા કબજે કરે તે ગુનો છે, પણ પહેલો ગુનેગાર જેણે છીંડું પાડ્યું તે જ છે.

પણ સમાજવાદ તો એમાં બ્રિટન કે કોઈ એક વ્યક્તિ કે

રાષ્ટ્રનો વાંક જોતો નથી. મૂડીવાદનું તે અનિવાર્ય પરિણામ છે. અનિયંત્રિત મૂડીવાદી અર્થરચના ઉત્પન્ન કરે છે, પણ અસમાન વહેંચણી કરી ખરીદશક્તિ આપતી નથી. તેનાં આ બધાં લોહી-ભીનાં પરિણામો છે એનો ઉપાય રાષ્ટ્રસંઘ ઊભો કરવામાં કે ફાસિઝમ લાવવામાં નથી. એનો ઉપાય છે **production for profit**–નફા માટેના ઉત્પાદનને બદલે–**production for use** ઉપયોગ માટે જ ઉત્પાદનની વ્યવસ્થા સ્થાપવામાં, ખાનગી માલિકીને સ્થાને સામુહિક માલિકી લાવવામાં–શોષણ ને ખાનગી માલિકીને ગુનો ઠરાવ્યો તેની સાથે જ તેજી-મંદી, આ વિપુલતા વચ્ચે દારિદ્ર્ય, કાળી પ્રજા પરની ગોરાની જોહુકમી, સંસ્થાનોની ચૂંટાચૂંટ, ને વિશ્વવ્યાપી યુદ્ધ અટકવાનાં આવાં ઉત્પાદનના સાધનોની સામાજિક માલિકીનું બીજું નામ છે સમાજવાદ.

ખાનગી માલિકીનો નાશ સાંભળીને તમે ભડકી ન ઊઠતા. લોકો જ્યારે એ વાત સાંભળે છે ત્યારે પ્રથમ તો એમની કલ્પનામાં મકાનો તૂટતાં–લૂટાતાં ને કારખાનાં બળતાં દેખાય છે. કેટલાક લોકો વળી કહે છે, "ખાનગી માલિકી વિના તો સંસાર ચાલે જ કેમ ? કોણ કોનું સંભાળે ? મારું ઘર છે એટલે સંભાળું છું, પણ કોઈનું ન હોય તો કોને પડી હોય ? પંચની ભેંશને કીડા પડે ભાઈ." એક પરિચિત ગૃહસ્થ કહેતા, "ભાઈ, હું સમાજવાદમાં માનતો નથી કારણકે એ અકુદરતી છે બધા સમાન થઈ શકે તે હું માનતો નથી. ભગવાને જ ક્યાં સૌને સરખી બુદ્ધિ આપી છે!" એમના મનમાં એમ હતું કે સમાજવાદમાં બધા એકસરખા લેંઘા પહેરતા હશે. સમાજમાં બધાને એકસરખા નાક હશે. ને નહિ હોય તો સરખા કરવામાં આવશે તેમ ન ધાર્યું તેટલો તેમનો પાડ.

ખાનગી મિલકતનો નાશ ને સામુહિક માલિકીની સ્થાપનાનો અર્થ સમજી લેવાની જરૂર છે.

મિલકત બે પ્રકારની છે, એક ઉત્પાદક ને બીજી ઉપભોગાત્મક. એક જે નવું ધન પેદા કરવામાં વપરાય છે તે ઉત્પાદનનાં સાધનોરૂપ મિલકત—જેમકે જમીન, ખાણો, જંગલો, રેલવેઓ, કારખાનાં. આમાંથી નવી સંપત્તિ ઉત્પન્ન થાય છે. ને બીજી આપણે પહેરીએ છીએ તે કપડાં, ખાવાનું અન્ન, રહેવાનું ઘર, વાપરવાનું ફર્નિચર ને વાહન કે વાંચવાની ચોપડીઓ. આ બધી ઉપભોગની – વાપરવાની સામગ્રી છે – જેને અંગ્રેજીમાં goods for consumption કહીએ છીએ.

સમાજવાદીઓ જ્યારે ખાનગી મિલકતના નાશની વાત કરે છે ત્યારે પહેલા પ્રકારની ઉત્પાદક સંપત્તિ પરની ખાનગી માલિકી મિટાવવાની વાત કરે છે. કારણકે આજે જે અનર્થ થાય ત્યાં છે તે આવી ઉત્પાદક સામગ્રી પરની ખાનગી માલિકીને કારણે. બીજા પ્રકારની જે ઉપભોગાત્મક સંપત્તિ તેનો સમાજવાદ નાશ કરવા ઇચ્છતો નથી–ઊલટુ સમાજવાદ તો આવી ઉપભોગાત્મક સામગ્રી બને તેટલી વધે–સૌને વધારે મળે તેમ ઇચ્છે છે. સમાજવાદમાં તમારે બેરેકમાં રહેવુ નહિ પડે તમને તમારું ઘર રાખવા દેવામા આવશે પણ ઘર ભાડે આપવા નહિ દે તમારી મોટરસાઈકલ નહિ લઈ લે પણ તમે તે ભાડે નહિ આપી શકો. તમારી રોજીમાથી બચાવેલા પૈસા ઝૂટવી નહિ લેવાય, પણ પૈસા વ્યાજે નહિ દેવાય કે એ પેસામાથી જમીન–કારખાનું કે રેલવેના શેર જેવી ઉત્પાદક વસ્તુ ખરીદી નહિ શકાય. તમે ખૂબ આઇસક્રીમ ખાતા હો, સિનેમા જોતા હો કે ઘેર ગાય રાખીને તાજુ દૂધ પીતા હો તેમાં કોઈ વાંધો નહિ ઉઠાવે. મુખ્ય મનાઈ બે જ છે– એક તો તમારાથી કોઈ માણસને નોકર રાખી એનું આર્થિક શોષણ નહિ કરાય, એટલે પ્રત્યેક માણસને એની મહેનતનુ સંપૂર્ણ વળતર મળવું જોઈશે એટલે કે હુ તમને મારા સમાન ભાગીદાર

તરીકે રાખી શકે, નોકર તરીકે નહિ ને બીજુ, ઉત્પાદનનાં સાધ નોની કોઈથી ખાનગી માલિકી નહિ રખાય—જે આજે હોવાથી મૂઠીભર માણસો બીજા પાસે કામ કરાવી, પોતે નવરા બેસી દુનિયાનુ નખોદ વાળે છે

ને સાથેસાથ તો વિકસિત મૂડીવાદી સમાજમાં ઉત્પાદક ધનના અર્થમાં ખાનગી માલિકી હોય છે કેટનાની પાસે ? યત્રયુક્ત મૂડી વાદે સમાજનુ હૃદય, મગજ ને ધોરી નસો જેવી જમીન, ખાણો, બેન્કો ને રેલવેઓ એક યા બીજી રીતે કબજે કર્યાં હોય છે (બિહાર, બગાળ ને સયુક્ત પ્રાંતના ગણોતિયાને શુ ખાનગી મિનકત છે ? ખેડે છે તે જમીન પણ તેમની નથી ઘણાં દેશી રાજ્યોમા પણ ખેડુતોને જમીન પર માલિકી—હક્ક નથી હોતો ગામડાંમા ફર્યા હશો તો ખબર હશે કે ખેડૂતો જે મકાનમાં રહેતા હોય છે તેના પર એમનો હક્ક નથી હોતો કોઈ સજોગોમાં જો જમીન એમની પાસેથી લઈ લેવાય છે તો મકાન પણ છૂટી જાય છે ) યત્રોદ્યોગના પરિણામે એકઠી થયેન મૂડીના જોરે મૂડીવાદે ચારે બાજુ પોતાની જાળ ફેલાવી હોય છે એકેએક ધધામાં યંત્રો પ્રવેશતાં હાથકારીગરો ને નાના ખેડૂતોને માટે પોતાની શ્રમશક્તિ વેચવા સિવાય બીજો ઉપાય નથી રહ્યો હોતો પ્રોલીટેરિયનનો અર્થ જ માત્ર હાથપગ સિવાય કશી જ મિનકત વિનાનો જ્યા સુધી હાથઉદ્યોગો ચાલતા હોય છે ત્યા સુધી ગામડી મોચી, સુતાર, ચમાર, વણુકર જેવા કારીગરોને પોતાનો વીંગડો, વાસનો, કુડ ને સાળ હોય છે, ને ચામડુ, લાકડાં કે સાળ ખરીદવા પૂરતી નાની એવી મૂડી પણ હોય છે પણ મૂડીવાદી યત્રયુગ જેમ જેમ વિકસતો જાય છે તેમ તેમ આ ધધાવાળાએ પોતાનો ધધો મૂકી મૂડી વાદીના મજૂર થવુ પડે છે યત્રના સસ્તા માલ સાથે એનો માલ ઊભો રહી શકતો નથી આમ જ ખેડૂતો વિષે ખેતીમાં યંત્રો

પ્રવેશતાં જ નાના નાના ટુકડા પ્રાથમિક સાધનો વડે ખેડી ખાનારા સાધારણ ખેડૂતોને જાતખેડ મૂકી મૂડીવાદી જમીનદારોના ભાડૂત કે ગણોતિયા થવાનો વારો આવે છે. યંત્રોનો પ્રવેશ થતાં જ નાના ટુકડાની ખેતી બોજારૂપ થાય છે નાના ખેડુતો પાસે યંત્રો લેવાની મૂડી હોતી નથી. યંત્રોના ઉપયોગ માટે પોસાય તેટલી જરૂરી લાંબી જમીન પણ હોતી નથી એટલે એ જે પેદા કરે છે ને પેલા જમીનદાર મૂડીદારો યંત્રઓજારોની મદદથી પેદા કરે છે તેમાં એનો માલ પોસાતો નથી ને છેવટે જમીનો પેલા મૂડીદારને વેચી નાખે છે. ઘણી વાર એ જ જમીનદાર એને ફરી ભાડૂત તરીકે વસાવે છે સારાં સાધનો આપે છે આમ દહાડે દહાડે મજૂરો ને ખેડૂતોના હાથમાંથી પોતાની રહીસહી મૂડી ને મિલકત છૂટતી જાય છે ને એ પોતાની શ્રમશક્તિ વેચવાવાળો પ્રોલીટેરિયેટ (સર્વહારા) બની જાય છે. પ્રજાના મોટા ભાગને સર્વહારા બનાવવાની ક્રિયા એટલેથી જ નથી અટકતી મૂડીવાદી વ્યવસ્થા એની ક્ષુધાતૃપ્તિમાં સગાં કે પારકાંના મિથ્યા ભેદો જોતી નથી યંત્રનો પ્રવેશ થતા જ જેમ ગૃહઉદ્યોગો તૂટે છે તેમ જ યંત્રયુગ વિકાસ પામતાં, મૂડીનો જમાવ થતાં,-બૅન્કોનો જમાનો આવતા, નાના મૂડીદારો, એકલદોકલ ઉદ્યોગપતિઓ પણ આ લોકક્ષય માટે ઊભા થયેલ કાળના મોમાં જઈ પડે છે કારણકે મૂડીવાદી હરીફાઈમાં તો જેની પાસે વિશેષ મૂડી છે, જે લાંબો કાળ ખોટ ખમી શકે છે, સસ્તું વેચી શકે તેમ છે, તેની જ છેવટ જીત થાય છે એટલે મોટા માછલાં જેમ નાના માછલાંને ખાઈ જાય તેમ મોટા મૂડીદાર નાના મૂડીદારને, મોટી કંપનીઓ નાની કંપનીઓને, મોટી બૅન્કો નાની બૅન્કોને તોડી પાડી ગળી જાય છે એ ભાગેલા મૂડીદારો પેલા જીતેલાના કમિશન એજન્ટ બને છે ને કાં મૅનેજરની કે એવી જ નોકરી ગોતી લે છે. આમ મૂડીવાદના છેલ્લા તબક્કામાં તો ઉત્પાદક

સાધનો પરની ખાનગી માલિકી દસ ટકાના હાથમાં જ હોય છે-નેવું ટકા તો એવી મિલકત વિનાના હોય છે ને એ દસ ટકા માણસો પાસે એની માલિકી હોવાથી જ બાકી ૯૦ ટકાને ઉપભોગાત્મક સંપત્તિ પણ જૂજ મળે છે માર્ક્સે આવું જ કહ્યું છે,

'You are horrified at our intending to do away with property But in your existing society private property is already done away with for nine-tenths of the population Its existence to the few is solely due to its not existence in the hands of these ninetenths You reproach us therefore with intending to do away with a form of property, the necessary condition for whose existence is the non-existence of any property of the immense majority of society In one word you reproach us with intending to do away with your property. Precisely so That is just what we intend *

અનમત્ત ભાષા મધુર નથી કડવાશ ભરી છે પણ મૂડીવાદી સમાજ નીચે શોષાતા સર્વહારાઓના જીવન કરતાં ઓછી કડવાશ છે

મૂડીવાદી જનસામાન્ય પાસે ઉત્પાદક સંપત્તિની ખાનગી માલિકી રહેવા દીધી નથી એટલે જ માર્ક્સે શ્રમજીવીઓને કહ્યું "You have nothing to lose but your chains'

× × ×

*Communist Manifesto. P 46 Notes by Ryznov

એક બીજી રીતે પણ આ ખાનગી માલિકીના નાશની વાત વિચારવા જેવી છે. આજની યંત્રપદ્ધતિએ એક એવી સ્થિતિ નિર્માણ કરી છે કે જેમાં કોઈ પણ ચીજ એક જણના હાથે આદિથી અંત સુધી બનતી નથી. એક ચીજ પૂરી થતાં પહેલાં એને સેંકડો હાથ અડ્યા હોય છે. તમે ગમે તે કારખાનું જોઈ વળો—કાગળ, કાપડ, મોટરો, ચોપડીઓ કે ઘડિયાળ, બધે જ તમે એક વસ્તુ જોવાના કે શ્રમ-વિભાગ એટલી ઝીણવટથી કરવામાં આવ્યો હોય છે કે સંપૂર્ણ ક્રિયા થતાં પહેલાં વચમાં ડઝનબંધ ક્રિયાઓ કરવાની આવે છે. એક નાની એવી ટાંકણી બનાવવામાં પણ ચાલીશ ક્રિયા હોય છે. ચાલીશ જણના હાથ અડે ત્યારે એક ટાંકણી તૈયાર થાય છે. મોટર બનાવવાના કારખાનામાં તો મોટર તૈયાર થતાં પહેલાં સેંકડો ક્રિયા થાય છે. આપણે વાંચીએ છીએ તે ચોપડીઓ ચોપડી બનતાં પહેલાં કેટલા હાથમાંથી પસાર થાય છે? કોઈ બીબાં ગોઠવે, કોઈ છાપે, કોઈ પ્રૂફ સુધારે, કોઈ પાનાં કાપે, કોઈ પાનાં વાળે—કેટલીયે ક્રિયાઓ! આ સ્થિતિની અંદર કોઈ એક કારીગર કહે કે આ મોટર, આ ટાંકણી કે આ ચોપડી મેં બનાવી છે? સિનેમા જોવાના તમે સૌ શોખીન હશો એમાં કેટલા જણનો સહકાર કામ કરતો હશે? અભિનેતા, દિગ્દર્શક, વાર્તાકાર, ચિત્રકાર, સંગીતકાર ને છબી લેનાર. અરે, એમાં પાર્શ્વભૂમિનું સંગીત કેટલા જણના સહકારનું પ્રતીક છે? એમાં કોઈ કહે કે આ ચિત્રનો સર્જક હું છું, હું માલિક છું, તો એ બરાબર લાગે? મધ્યયુગની વાત જુદી હતી. એમાં તો મોચી પોતે જ માપ લેતો, પોતે જ તળિયાં કાપી ટેભા ભરતો, એડી મારી, ફૂદડી ચોડી, વાધરીઓ નાખતો. એણે ચામડું ખરીદ્યું હતું ને એણે કાચા માલમાંથી પાકો માલ તૈયાર કર્યો હતો. ત્યાં જો એ એમ કહે કે આનો હું જ માલિક છું તોયે સહેજે સમજાય, પણ વર્તમાન કારખાનામાં

થતા જોડા પર જો કોઈ માલિકી ધરાવી શકે તેમ હોય તો કારખાના આખાના મજૂરો (બુદ્ધિના ને શરીરના) ગણાય. કારણકે સમૂહે–એકેએક માણસે એમા કાઇંક ને કાંઇક ઉમેરો કર્યો ત્યારે એટલા ઓછા સમયમાં એ વસ્તુ પેદા થઈ શકી. છતા એનુ ફળ તો મુખ્યત્વે મૂડીવાદ જ ભોગવે છે. બ્લીચફર્ડે એના "મેરી ઇગ્લડ"માં આ વસ્તુસ્થિતિને સમજાવતા એક સરસ ઉદાહરણ આપ્યું છે. એક કૂવો હતો કાઠા પર મોટો આંબો હતો એના પર વાંદરાનુ એક ટોળુ રહે. એક દિવસે એક વાદરાએ કૂવામાં કેરી પડેલી જોઈ એણે નીચે નમી કેરી લેવા પ્રયત્ન કર્યો, પણ પહોંચાશે નહિ એમ લાગ્યું એને યુક્તિ સૂઝી–બીજા વાદરાને બોલાવી કહ્યુ 'હું આ ડાળીએ વળગું છુ, તું મારું પૂછડુ પકડી નીચે જા' પેલાએ તે પ્રમાણે કર્યું છતાં ન પહોચાયું એટલે ત્રીજાને બોલાવ્યો, તોય ન પહોંચાયું. છેવટે ચોથો આવ્યો ચારે જણા એકબીજાને પૂછડે વળગી નીચે કૂવામાં ઊતર્યા. છેલ્લા વાંદરે એક હાથે પૂછડુ પકડી બીજા હાથે કેરી લીધી ને ડબ્બ મોમાં મૂકી દીધી આને તમે કેટલુ ન્યાયી ગણશો? જોકે વર્તમાન યત્ર–વ્યવસ્થામા તો મૂડીવાદી પેલા છેલ્લા વાંદરા જેટલું જોખમ પણ ખેડતો નથી ને ફળ ખાઈ જાય છે આજના સામુદાયિક ઉત્પાદને મજૂરોના મનને પણ સામુહિક માલિકી માટે તૈયાર કરી દીધાં હોય છે એમને મન આ સ્થિતિમાં ઉત્પન્નની સામુહિક માલિકી હોય તે જ વિવેકપૂર્ણ રસ્તો લાગે છે એ બધા જ જુએ છે કે ઉત્પાદન સામુહિક છે પણ એનો મુખ્ય ઉપભોગ તો એક જ વ્યક્તિ કરે છે આ તો ભારે અન્યાય, વિસવાદ કહેવાય જે કાળે ઉત્પાદન વૈયક્તિક હતુ તે કાળે ઉપભોગ વૈયક્તિક હતો તે તો સમજાય, પણ આજે મજૂરોનો આખો સમૂહ મળીને એક ચીજ પેદા કરે છે, પણ એનો ભોગવટો તો કરે છે એક જ વ્યક્તિ–કારખાનાનો માલિક આનો અર્થ એ કે નીચેનો પાયો જે

આર્થિક ઉત્પાદન-પદ્ધતિ તે બદલાઈ છે પણ ઉપરનો મજલો જે ભોગવટાના કાયદાનો ( Property rights ) તે તો તેનો તે મધ્યયુગનો રહ્યો છે. જેમાં ઉત્પાદન વ્યક્તિશઃ હોવાથી ઉપભોગ વ્યક્તિશઃ હતો. ગામડી વણકર પોતે વણીને પોતે લે તે તો સીધી વાત છે, કારણકે એને હાથે જ એ ચીજ બની છે પણ કારખાનાનો માલ તો સમૂહે તૈયાર કર્યો છે જ્યાં ભોગવે છે પેલો માલિક, જેનો આ ચીજ બનાવવામાં કશો જ ફાળો નથી આનું નામ જ contradiction-આંતરવિરોધ.

મૂડીવાદીઓ ઘણી વાર કહે છે કે અમે મૂડી આપીએ છીએ, ને એ મૂડીના જોરે કારખાના ચાલે છે. કારખાનાં મૂડીના જોરે ચાલે છે કે મજૂરોના જોરે તે ચર્ચાસ્પદ મુદ્દો આપણે નહિ ઉઠાવીએ, પણ મૂડીવાદીઓ જેને પોતાની મૂડી કહે છે તે મૂડી આવી ક્યાંથી ?

"Capital is accumulated and exploited labour." મજૂરોએ અનાદિ કાળથી જે પેદા કર્યું છે તેનું પૂરું વળતર તેમને નહિ અપાવાને લીધે જ મોટે ભાગે ધન એકઠું થયું છે. અપવાદો નહિ હોય તેમ નહિ, પણ વર્તમાન મૂડીવાદીઓ જે મૂડી પર નાચે છે તે તો ૯૯ટ્ટ ટકા શોષિત ધન છે. કોઈ કોઈ મૂડીવાદીઓ કહે છે કે અમે ને અમારા બાપદાદાએ કરકસર કરીને પૈસા બચાવ્યા તે આ મૂડી છે અત્યારના શ્રીમંતો મોટરો-બંગલા ને નાચમુજરામાં પૈસા વેરીને કેવી કરકસર કરે છે તે તો આપણે જોઈએ છીએ પણ એમના પિતામહોએ જે ધન એકઠું કરેલું તે કરકસરથી કે હિંદુસ્તાન, ચીન, હિંદીચીન, કોંગો, આફ્રિકા ને મેકસીકો-પેરૂ લૂંટીને તે તો ઇતિહાસના પાના ઉઘાડતા જ ખબર પડશે. યંત્રયુગની શરૂઆતમા સ્થાપના માટે જે મૂડી વપરાઈ તે તો સ્પર્શમાત્રથી પણ અભડાઈ જઈએ તેવી પાપભરી લોહિયાળ

મૂડી હતી. તે મૂડી આવી હતી એ તો સંસ્થાનોની લૂંટથી. બ્રિટિશ ઈસ્ટ ઇંડિયા કંપનીનાં પહેલાં ૫૮ વર્ષના અમલમાં જ શુદ્ધ લૂટના જ ૧૫ અબજ રૂપિયા હિંદમાંથી ઇંગ્લંડમાં ગયા છે એમ વિલિયમ ડિગ્બીની ગણતરી છે. માન્ચેસ્ટર, લેંકેશાયર ને ડંડી, ઢાકા ને મછલીપટ્ટમના હિંદી કિસાન તથા કારીગરોનાં હાડકાં પર રચાયાં છે. ઉદ્યોગવાદની શરૂઆતની મૂડી કરકસરથી નહિ પણ ક્લાઈવ, ડ્રેક ને હોકીન્સ જેવાની લૂંટમાંથી થઈ હતી, ને તેવી જ રીતે આવી હતી ગુલામોના વ્યાપારમાંથી * બિચારા અબોલ–અબોધ કાળાઓને ચૌદ ચૌદ કલાક ખેતરોમાં ને ખાણોમાં કામ કરાવીને મૂડી જમા કરી છે, એમના બાપદાદાની કરકસરની મૂડી!

યંત્રો પાછળ ખરચાયેલ મૂડી તો શોષિત હતી જ પણ આજે જે નવી મૂડી થાય છે તે પણ શોષણમાંથી જ જન્મે છે. મજૂરો જે વાજબી વળતરના હક્કદાર છે તે તેમને મળતું નથી. એ જે ઉત્પન્ન કરે છે ને એને જે મજૂરી મળે છે તેની વચ્ચેનો ગરભ માલિક લઈ લે છે (જોકે આજે તે ઉત્પાદનમાં કાંઈ જ મદદ કરતો નથી મૅનેજર વ્યવસ્થા કરે છે. કારકુનો ને મજૂરો કામ કરે છે શેઠ તો માત્ર મૂડી આપે છે, જે મૂડી મૂળે તો શોષણથી જ આવી હતી તે આપણે જોયું.) તમે કદાચ કહેશો કે મજૂરોને પૈસા આપે છે હા, તેને ને તેના બાયડી–છોકરાંને છાશ–રોટલો મળી રહે તેટલું આપે છે. પણ મજૂર જેટલું પેદા કરે છે એટલું એને મળે છે?

માલ પેદા કરવામાં બે જણ હોય છે–મજૂર ને યંત્ર વગેરે

* From 1508 to 1860 no fewer than 15000000 negroes were shipped across the Atlantic and *no less number died on the voyage*, victims of "Philanthrophic" Portuguese, Spanish, French and above all British slave dealers." કમ્યુનિસ્ટ મૅનિફેસ્ટો રીડનોવ. 78.

બરાબર આના જેવુ જ મૂડીદારો જ્યારે પોતે કશુ જ પ્રત્યક્ષ કામ ભલે ન કરતા હોય પણ કારખાનામાં રોકાયેલ મૂડી પોતાની છે માટે બધો જ નફો પોતાનો છે એમ કહે છે ત્યારે કરે છે કારણકે મૂડી તો અનેક સસ્થાનોને લૂટીને ભેગી કરી હતી

૧૭૬૯–૭૦માં બગાળમાં મોટો દુકાળ પડેલો ને હજારો લોકો અન્ન વિના ટળવળીને મરી ગયેલા અનાજ નહોતુ ? ના, અનાજ તો કપનીના ભડારોમા પુષ્કળ હતુ ચોખા પાર વગરના સગર્યા હતા પણ મોમાગ્યા ભાવો ઉપજાવવા માટે એ અનાજ બહાર કાઢયુ નહોતુ અનમત તેને પરિણામે લાખો માણસો મર્યા ખરા પણ એમાં બિચારા અગ્રેજ વેપારીઓ શુ કરે ? એ તો કહેતા હતા કે ભાઈ જુઓ આટના રૂપિયા લઈ આવો એટને ચોખા તમારા જ છે ભલે ચોખાની કિંમત પઠી પાંચ–દસગણી હોય એ પૈસા પણ એમણે જાતમહેનતે, અક્કલ–હુશિયારીએ, પ્રમાણિકતાથી મેળવેલા એમ કહેવાના ને એ કરકસર કરીને મેળવેલી પવિત્ર ખાનગી મૂડીને કોઈથી ન લૂટવાય એવા પોકારો કરવાના લૂટવાય કે ન લૂટવાય એ વિષે ભલે બે મત હોય પણ એની પવિત્રતા વિષે તો બે મત નથી જ

કોંગોમા જે કપની ઊભી થઈ તેણે ૮૫ હજાર ડૉલરની મૂડી રોકી હતી ને ૭ વર્ષમાં ૩૦ લાખનો નફો મેળવ્યો ને બેલ્જિયમના રાજાને બે કરોડ ડૉલર લ્ણી દીધા આ પવિત્ર ને પ્રમાણિક મૂડી કેમ મેળવી તે જો મુડદા સાભળે તો તે કમકમાટ ભૂખ્યો કાઢે * આ capital is an accumulated and exploited labour– એ શુ ખોટુ છે ?

ને પહેલી વારની મૂડીને પણ મજૂરોની શ્રમશક્તિનો અદકાર

* સામ્રાજ્યવાદ શ્રી ન સ્વત પૃ ૧૬૬ વધુ માટે જુઓ Crime in Congo

ન મળ્યો હોત તો ? યંત્રો બનાવનારા ને યંત્રો ચલાવનારા બંને મજૂરો હતા. આપણે બે રીતે જોઈ શકીએ. કાં તો મજૂરો જ પેદા કરે છે–મશીન પેટે તો મશીન-ઘસારા જેટલું મળવું જોઈએ–ને કાં તો મજૂરના સહકારથી યંત્ર પેદા કરે છે. યંત્ર જો પેદા કરતું હોય તોપણ યંત્રમાં રોકાયેલ મૂડી એ મૂડીદારની નથી. એ તો મૂળે મંસ્થાનવાસી તથા અન્ય મજૂરોનો શોષિત ને સંગ્રહિત સમાજ છે. એ રીતે આજે મશીન–ઘસારો કાઢતાં જે નફો રહે છે તેની માલિકી જો કોઈની હોય તો તે સઘળા શ્રમજીવીઓની છે.

સાચી વાત તો એ છે કે જે દુનિયામાં એક ફક્ત મનુષ્યની શ્રમશક્તિ જ એવી ચીજ છે કે જે વસ્તુનું મૂલ્ય વધારે છે. જેની પાછળ શ્રમ ન ખરચાતો હોય તેવી વસ્તુનું મૂલ્ય હોઈ શકે જ નહિ. દાખલા તરીકે હવા. જ્યારે એક મોચી એના પાડોશી દરજીને બે કોટના બદલામાં એક જોડ જોડા સીવી આપે છે ત્યારે એ શો હિસાબ ગણે છે ? જોડાને બદલે જોડા બદલાવાય તે તો સીધી સમજાય તેવી વાત છે–એ બંને તો સરખા જ ગણાય. બંને એક જ પદાર્થના બનેલા છે ને એક જ સરખા ઉપયોગી છે. પણ કોટ ને જોડાની અદલાબદલી કયા સામાન્ય તત્ત્વને આભારી છે ?

બે કોટ બરાબર એક જોડ જોડા, તે દર કઈ રીતે ઠર્યો ? એનું મૂળ કારણ બંનેમાં સંગ્રહિત થયેલો શ્રમ છે. બંને ચીજોને તૈયાર કરતાં બંને કારીગરોને જે શ્રમ લાગ્યો તેના પર મૂળ ભાવ ઠરે છે. જેટલા વખતમાં એક જોડ જોડા સીવી શકાય તેટલા જ વખતમાં દરજી કોટ બે સીવી શકે છે તેથી એની અદલાબદલી ઉપલા દરે થાય છે જ્યારે બાજરો ઓછો પાક્યો હોય ત્યારે મોંઘો થાય ને વધુ પાક્યો હોય ત્યારે સસ્તો થાય એનું કારણ પણ એની પાછળ ખરચાયેલો શ્રમ છે. ખેડુતોના ચાર મહિનાની કુલ શ્રમશક્તિ હતી તે થોડા બાજરામાં પરિણમી. થોડા બાજરાએ ઝાઝી શ્રમશક્તિ

લીધી. પ્રત્યેક મણ બાજરા પાછળ વધારે શ્રમ કામે આવ્યો. એથી તે વસ્તુ મોંઘી થઈ. એથી ઊલટું જયારે એ જ ચાર મહિનાની શ્રમશક્તિ ઝાઝો બાજરો પકવે ત્યારે દર મણ બાજરા પાછળ સરાસરીએ ઓછી શ્રમશક્તિ ખરચાઈ એટલે વસ્તુ સસ્તી થઈ આમ નૈસર્ગિક અવસ્થામાં તો વસ્તુનું મૂલ્ય ઠરાવનારું બળ છે એની પાછળ ખરચાયેલો શ્રમ પણ આ સાદું સત્ય છે તે યંત્રયુક્ત મૂડીવાદમાં નિર્ણાયક રહેતું નથી નિર્ણાયક તો રહે છે ઉદ્યોગોના માલિકો ઉદ્યોગપતિને લાગે કે આ વખતે શ્રમશક્તિને હિસાબે ચાલતા દેશું તો કપાસના ભાવ ગગડી જશે ને આપણે ત્યાં ગયા વરસનો મોંઘા ભાવનો કપાસ છે તે પછી સસ્તે ભાવે કાઢી નાખવો પડશે, એટલે એ અમેરિકાની જેમ કાં તો પાક ખેડાવી નાખે, કાં માલ એક જથ્થે કરી અમુક બાળી કે ખૂણે નાખી દઈ મનમાન્યો ભાવ લેશે. એટલે આજે અનૈસર્ગિક અવસ્થામાં શ્રમશક્તિ છે તે ભાવ નક્કી નથી કરતી પણ ખાનગી માલિકી પર રચાયેલો મૂડીવાદ નક્કી કરે છે.

આમ વસ્તુની મૂળ કિંમત એમાં કેટલી શ્રમશક્તિ ખરચાઇ તે ઠરાવે છે. હવે શ્રમશક્તિ એ સાધારણ રીતે સમય દ્વારા મપાય છે એટલે સર્વસાધારણ શ્રમશક્તિએ નિશ્ચિત કલાકોમાં એ વસ્તુ કેટલી બનાવી તેના પર એની મૂળ કિંમત ઠરે છે. મોચીઓ ૭ કલાકમાં એક જોડ જોડા બનાવી શકતા હોય ને દરજીઓ ૭ કલાકમાં બે કોટ સીવી શકતા હોય તો બે કોટની સિલાઈ તે એક જોડ જોડાની સિલાઈ બરાબર થશે આમ વસ્તુ વસ્તુનું મૂલ્ય એમાં ભરેલ સર્વસાધારણ ( મૂર્ખ કે જડનો નહિ ) શ્રમ નક્કી કરે છે કુદરતી સ્થિતિમાં.

સાધારણ રીતે આ વાતને આમ મુકાય.

દરેક વસ્તુ પાછળ ખર્ચાયેલ સર્વસાધારણ શ્રમ=મૂળ કિંમત.

કોઈ વસ્તુ સામાન્ય રીતે આ મૂળ કિંમતથી હેઠે વેચાઈ શકે નહિ, તેમ જ એ વસ્તુની કિંમત=એ શ્રમ દરમિયાન પેદા થયેલ દ્રવ્ય એમ થઈ રહેવું જોઈએ.

આપણે ફરી પેલા મોચી ને દરજીનો દાખલો લઈએ. કોઈ પણ મોચીને કોઈ પણ દરજી કહે કે તને હું કોટ સીવી આપું, તું મને એક જોડ જોડા સીવી આપ, તો એ ના પાડશે જ; કારણકે જોડા પાછળ જે શ્રમશક્તિ પોતે ખરચે છે તેની સાથે પેલાની કિંમત (એક કોટની શ્રમશક્તિ) તે તુલ્યબળ નથી. એ કહેશે કે મને પોસાય તેમ નથી. તેવી જ રીતે એથી ઊંધી રીતે જોઈએ. જો મોચી પોતાના એક જોડ જોડાના બદલામાં ત્રણ કોટ સીવી દેવાનું કહેશે તો ? દરજી તે નહિ સ્વીકારે. કહેશે કે તારા શ્રમની જે વાજબી કિંમત છે તેના કરતાં તું વધારે કિંમત (ત્રણ કોટ સીવવા પાછળની શ્રમશક્તિ) માગે છે. એટલે સર્વસાધારણ શ્રમના કલાકો એ મૂળ કિંમત ઠરાવે છે.

ને એ મૂળ કિંમત તે એટલા જ કલાકો દરમિયાન પેદા થયેલ દ્રવ્ય સાથે સમાન થઈ રહેવી જોઈએ. એટલે બે કોટની સિલાઈની કિંમત તેટલા જ કલાકમા પેદા થયેલ જોડાની બરાબર થઈ રહેવી જોઈએ. આપણે નાણાની ભાષામાં જોડાની સિલાઈ ૧ રૂપિયો ગણીએ.

ફરીથી આપણે મૂકીએ:

૧ વસ્તુની મૂળ કિંમત એ તેને પેદા કરતાં લાગેલ સર્વસાધારણ શ્રમશક્તિ ઠરાવે છે.

૨ ને એ સર્વસાધારણ શ્રમના કલાકો દરમિયાન પેદા થયેલ માલ તે તેની કિંમત સાથે તુલ્યબળ થઈ રહેવો જોઈએ.

એક જોડ જોડા (મૂળ વસ્તુ) = ૭ કલાકનો શ્રમ = મૂળ કિંમત ૧ રૂપિયો.

બે કોટ=૭ કલાકનો શ્રમ એટલે=૧ જોડ જોડા=૧ રૂપિયો=બે કોટ

હવે મૂડીવાદી સમાજમાં આ જ વસ્તુ લાગુ પાડીએ મૂડીવાદી સમાજે યન્ત્રયુગ ઊભો કરી હાથકારીગરીનો તથા નાના પાયા પર ચાલતા ઉદ્યોગોનો નાશ કર્યો હોય છે આને પરિણામે એક એવા વર્ગનો જન્મ થયો છે કે જેની પાસે ઉત્પાદનનાં સાધનો નથી જે નથી સંપૂર્ણત ગુલામ કે નથી સંપૂર્ણત સ્વતંત્ર ગુલામ હોત તો રોઠ એને મરે ત્યાં સુધી ખાવાનુ આપવા તો બન્ધાયો હતો પણ આ તો સાચી રીતે પરતંત્ર હોવા છતાં બહારથી સ્વતંત્ર દેખાય છે આ છે સર્વહારાનો વર્ગ સર્વહારાની પાસે પોતાના હાથપગની મજૂરી સિવાય કશુ જ નથી જો પોતાની જ મૂડી કે સાધનો હોત તો તો પોતાની શ્રમશક્તિ ને સાધનોનો સંયોગ કરીને એ કારીગર બને પણ તે છે નહિ ને હોય તોપણ પોસાય તેમ નથી એટલે જેની પાસે ઉત્પાદનના સાધનો છે તેની પાસે ગયા સિવાય એનો આરો નથી આ ઉત્પાદનનાં સાધનો આપણે જોયુ તેમ છેતર પિંડી લૂટ ને બળના જોરે મેળવ્યાં છે જે ન્યાયની દૃષ્ટિએ એમની માલિકીનાં ન ગણાય તેની જોડે આ મજૂરોનો સંયોગ થાય છે હવે આ મજૂર બજારમાં શુ વેચવા ઊભો છે ? પોતાની જાતને ? ના તો તો એ ગુલામ ગણાત એ તો પોતાની એક દિવસની શ્રમશક્તિ વેચવાને જ ઊભો છે આઠ-દસ કે બાર આના એ લે છે ને બદલામાં આખા દિવસમાં એની શ્રમશક્તિ જે પેદા કરે તે પેના માલિકનુ તેવી સમજણ છે

હવે આ શ્રમશક્તિનુ વાસ્તવિક મૂલ્ય શુ ? આપણે જોયુ કે વસ્તુનુ મૂલ્ય એ વસ્તુને સર્જતાં સર્વસાધારણ શ્રમ કે દ્રવ્ય જોઈએ તે છે મજૂરની સાંજ સુધીમા ખરચાયલી શ્રમશક્તિની જગ્યાએ નવી શ્રમશક્તિ શેમાંથી આવે છે ? આહારમાંથી એટલે શ્રમશક્તિનુ

મૂલ્ય એને ફરી સર્જવા મોટેનો ખોરાક ને વસ્ત્રો. એમાં નાનાં બાળકોને ખવગવવાનું ખર્ચ ઉમેરીએ. એ ભાવે મજૂરની શ્રમશક્તિ વેચાશે. દિવસ આખામાં ખરચાયલી શ્રમશક્તિ ફરી શરીરમાં આવે ને નાનાં છોકરાંને લૂખુંસૂકું ખાવાનું મળે એ એની મૂળ કિંમત. જોડ તથા કોટના કિસ્સામાં જોયું તે પ્રમાણે આ કિંમત એણે પેદા કરેલ માલ સાથે સરખી થઈ રહેવી જોઈએ.

જેમ એક જોડ જોડા = ૭ કલાકનો સર્વસાધારણ શ્રમ = ૧ રૂપિયો = બે કોટ.

એટલે દરજીએ કિંમત પેટે આપેલ બે કોટ ને મોચીએ વેચેલ જોડ જોડા એક રૂપિયા દ્વારા તુલ્યબળ થયાં, તેમ જ મજૂરે પેદા કરેલ માલ તે = એને ચૂકવાયલ મજૂરી. મજૂરીના પૈસા એ પેલી પુનર્જીવન પામેલ શ્રમશક્તિનું વ્યક્ત રૂપ જ છે.

જો મજૂરને ૧૨ આનાની મજૂરી મળે ને મજૂર બાર આનાનો જ માલ પેદા કરતો હોય તો શેઠિયો રળે શું ? એને શેઠે શું કામ ? આપણે તો જોઈએ છીએ કે શેઠિયા રળે તો છે ને ખૂબ રળે છે, તો એ મૂડી આવી ક્યાંથી ?

પેદા કરનાર તત્ત્વો બે છે. એક યંત્ર વગેરે રૂપે મૂડી ને બીજી મજૂરની શ્રમશક્તિ. યંત્રરૂપ મૂડી તે મૂળે જ શોષિત છે એટલે એ જો પેદા કરતું હોય તો એના પર મૂડીદારનો હક્ક નથી. પણ વાસ્તવિક રીતે એ પેદા નથી કરતું. કારણકે યંત્રનો જે ઘસારો તે લઈ લીધા પછી જ નફાની વહેંચણી થાય છે. દસ હજારનું મશીન હોય તો દર વર્ષે એના ઘસારા જેટલી રકમ અલગ મુકાય છે ને એક બાજુ મશીન ઘસાઈ રહે તે જ ઘડીએ એવા બીજા મશીન જેટલી કિંમતની અલગ જમા થયેલી મૂડી તેની જગ્યા લે છે.

માર્ક્સિયનોના મત પ્રમાણે તો મનુષ્યની શ્રમશક્તિ જ એક એવી ચીજ છે જે પોતાની મૂળ કિંમત કરતાં વિશેષ પેદા કરી

શકે છે. બીજી બધી વસ્તુઓ જ્યારે બજારમાં વેચવા મુકાય છે ત્યારે એની કિંમત તે એ વસ્તુને પેદા કરતાં વપરાયેલ શક્તિ એટલે તે વસ્તુ તુલ્યબળ થઈ રહે છે, પણ શ્રમશક્તિ પોતે જ જ્યારે એક વેચાણવસ્તુ ( commodity ) તરીકે બજારમાં આવે છે ત્યારે એની એ વિશિષ્ટતા છે કે પોતાની જે મૂળ કિંમત છે તેના કરતાં વિશેષ તે પેદા કરી આપે છે. એ પોતાની મૂળ કિંમત જેટલો માલ (=હાડચામ એકઠાં રહે-બીજે દિવસે કામ કરવાની શક્તિ રહે તેવો ખોરાક વગેરે ) તો અમુક વખતમાં જ પેદા કરી દે છે, ને એણે ઠરાવ તો સાંજ સુધી કામ કરવાનો કર્યો હોય છે. આથી બાકીના સમયમાં જે કામ કર્યું તે તો પેલા મૂડીવાદીને મફત જ પડ્યું એમ ગણાય. દાખલા તરીકે મજૂર પોતાની મજૂરી જેટલો માલ ૬ કલાકમાં પેદા કરતો હોય ને એણે કામ તો સાંજ સુધી કરવાનું હોય તો બાકીના બે કે ત્રણ કલાક એણે એના શેઠને મફત જ કામ આપ્યું ગણાય. એટલે મજૂરને જે પેદા કરે છે તે મળતું નથી. એનેય એની શ્રમશક્તિની મૂળ કિંમત મળે છે પણ એણે પેદા કરેલ કિંમત મળતી નથી. પેલા મોચીએ એના જોડા પેટે જે મેળવ્યું તે રૂપિયો કે બે કોટ તે એના તથા દરજીએ પેદા કરેલ માલને તુલ્યબળ હતું, પણ મજૂરો જે વેતન મેળવે છે તે જો તેમણે પેદા કરેલ માલની બરોબર હોય તો નફા જેવી ચીજ શેઠને મળત જ કેમ ?

નૈસર્ગિક સ્થિતિમાં Price of a thing=Thing produced.

૭ કલાકનો શ્રમ=૧ રૂપિયો=બે કોટ-અથવા એક જોડ જોડા.

એ રીતે તો મજૂરને મળેલ ૧૨ આના=એણે પેદા કરેલ માલ. પણ એમ થાત તો તો નફો રહેત નહિ.

પણ મૂડીવાદીઓ છેવટે દલીલ ફેરવે છે, "અમે મજૂરોને પરાણે થોડા જ લાવીએ છીએ ? એ તો સ્વેચ્છાથી આવે છે. એ

શોષાતા હોય તોયે સ્વેચ્છાથી કરેલા કરાર મુજબ ગોષાય છે. "

વાત તદ્દન સાચી છે. ઉંદરની ત્રણ તરફના રસ્તા બંધ હોય ને ચોથી બાજુ પર બિલાડી બેઠી હોય, પછી ઉંદર નાસવા જતાં બિલાડીના મોંમાં જઈ પડે એટલે બિલાડી કહેવાની કે મેં કાંઈ એના પર તરાપ નહોતી મારી. આપીને મારા મોમાં પડ્યો તેમાં હું શું કરું ?

ઉત્પાદનના સાધનો મૂઠીભર શ્રીમંતો પોતાના કબજામાં લઇ લે છે. વિશાળ જનસમુદાય પાસે શ્રમશક્તિ છે પણ એ વાપરવાનાં સાધનો નથી. એ સ્થિતિમાં પેલાં સાધનોના માલિક પાસે એ ન જાય તો તો ભૂખે જ મરે એમ છે. ભૂખે મરવા કરતાં શ્રમશક્તિ વેચવાનું એ સહેજે પસંદ કરે છે એટલો એમનો વાંક છે ખરો. ને એ વાંકની સજા તરીકે શોષાય તેમાં કોઈ શું કહી શકે ? ખરુ ખરુ !

આ વસ્તુ માર્ક્સિયન વિચારણાનો એક પાયો ગણાય છે. એને કહે છે-Theory of surplus value. એ નામ યાદ નહિ રાખો તો ચાલશે. આપણે નામનું કામ નથી, કામનું કામ છે. કેટલાક અર્થશાસ્ત્રીઓને આમાં ક્યાંક ભૂલ દેખાય છે પણ મજૂરો શોષાય છે તે વાતનો કોઈ ઇન્કાર કરી શકે તેમ નથી. એની તીવ્રતા કે મંદતા વિષે જેને તકરાર ઉઠાવવી હોય તે ભલે ઉઠાવે, અહીં એમાં પડવાની જરૂર નથી, કારણ આપણો હેતુ સામાન્ય રૂપરેખા જ જાણવાનો છે

આ જ વસ્તુને એક બીજો દાખલો લઈને વળી સમજી લઈએ. ઉપનું અર્થશાસ્ત્ર કદાચ તમને અઘરુ લાગ્યુ હશે મનેય સહેલું નથી લાગ્યુ પણ એ સમજવું જરૂરી છે

ઉત્તર હિંદના ગણોતિયા કે ઉભડિયાને લઈએ એક ઉભડિયો જ્યારે કોઈને ત્યાં કામ કરવા જશે ત્યારે ઓછામાં ઓછો શું ભાવ

માગમે ? સાંજ પડયે એનો બે ટકનો રોટલો નીકળે તેનાથી ઓછું તો એ નહિ જ લે એને વધુમાં વધુ કેટલું મળી શકે કે ક્યાંક મળે છે તે ચર્ચવાની અહીં જરૂર નથી કારણકે ઉઘાડિયાની સંખ્યા જેમ યંત્રીકરણયુક્ત મૂડીવાદ વધતો જાય છે તેમ વધતી જાય છે એ આપણે જોયુ છે એ ઉઘાડિયો જો એના રોટલા જેટલુ જ રળતો હોત, એથી જરાયે વિશેષ ન કમાઈ આપતો હોત, તો મોટો ખેડુ કે ધણિયામો એને સાથી તરીકે રાખે જ શા માટે ? સામાન્ય સમજની વાત છે અથવા બીજી રીતે જોઈએ સુપીના ગણોતિયા તથા સુરતના દૂબળાઓ જે જમીનો ખેડે છે તેના પર ગણોતિયા ને જમીનદાર એ બે વર્ગ નભે છે જમીનદારો આજે કશુ જ ઉપયોગી કાર્ય કરતા નથી હવે જો જમીનદાર ન હોય ને જમીન ગણોતિયાની જ હોત તો ગણોતિયાને કે દૂબળાને ભાગે કાંઈ વિશેષ આવત ખરુ ? સામાન્ય સરવાળા-બાદબાકીની વાત છે એ વધારાની આવક તો ગણોતિયો કે દૂબળો આજે જ પેદા કરે છે, પણ એ એને મળતી નથી કારણકે એની પાસે ફક્ત શ્રમશક્તિ જ છે—એને વાપરવાનુ સાધન જમીન નથી ને જમીન સાથે શ્રમશક્તિનો સંયોગ થવા દેવાની રજા પેટે જ એના માલિકો કરરૂપી શોષણ લે છે પેદા કરવાનુ શ્રેય તો શ્રમશક્તિને જ છે પણ ભોગવવાનુ શ્રેય જાય છે માલિકને

મૂડીના માલિક કઈ રીતે થયા ? પોતાના વડવાના બાહુબળથી-લૂટથી લૂટ ને બાહુબળ એ જ જો ખાનગી માલિકી ને શોષણને વાજબી ઠરાવનારુ બળ હોય તો જ્યારે મજૂરો બળજબરી વાપરવાનુ કહે છે ત્યારે ચિચિયારીઓ શા માટે પાડે છે ? એમના પિતામહો માટે જે હથિયાર વાજબી હતુ તે જ હથિયાર અત્યારે શુ ગેરવાજબી લાગે છે ?

વાસ્તવિક રીતે તો સમાજવાદ વ્યક્તિગત મિલકતને લૂટીને

સમૂહગત મિલકત સ્થાપતો નથી સામુહિક મિલકત વિકસિત મૂડીવાદમા જ થઈ ચૂકે છે—વ્યક્તિગત ખાનગી માલિકી તો મોટા ભાગની ઝૂંટવાઈ ગઈ છે એન્ગલ્સના કહેવા પ્રમાણે તો Production has been already social, but its appropriation is individual

મધ્યયુગની વ્યક્તિ પેદા કરે ને તે જ વ્યક્તિ ભોગવે એ જાતની ઉત્પાદન-પદ્ધતિ કે' દહાડાની ચાલી ગઈ હોય છે ઉત્પાદન તો સમૂહ કરતો હોય છે, છતા ખાનગી માલિકીના નામે એક વ્યક્તિ તેનુ ફળ ઉઠાવી જાય છે આ આંતરવિરોધ મટાડી જે આર્થિક ક્ષેત્રમા છે જ તેને કાયદાની મહોર મારવાનુ જ ફક્ત મજૂરો કરે છે એ કશુ જ ઝૂંટવતા નથી ઊલટુ જે ઝૂંટવી જાય છે તેને હડસેલી દઈ જે સમૂહ પેદા કરે છે તેને જ તેના ફળ ભોગવવાની તક આપી વિશ્વના એક મહાન કોયડાનો ઉકેલ કરે છે.

કારણકે આપણે જોયુ કે આ ખાનગી માલિકી પર રચાયેલો વર્તમાન મૂડીવાદ આટલા અનિષ્ટ ઊભા કરે —

૧ શોષણ પર જ રચાયેલો છે

૨ એક કાળે એ ગમે તેટલો ઉપયોગી હોય તોપણ આજે એ આર્થિક, રાજકીય ને બૌદ્ધિક ક્ષેત્રોના વિકાસને રૂંધી રહ્યો છે

૩ આર્થિક—એ જે પેદા કરે છે તે જ ન્યાયસર વહેંચી ખરીદશક્તિ આપવાની તાકાત નહિ હોવાને લીધે મદી, બેકારી, સંસ્થાનોની ગુલામી ને ઠેઠ યુદ્ધને જન્મ આપે છે

૪ રાજકીય—જે સમાનતા સ્વતંત્રતા ને બંધુતાની એણે વાતો કરી હતી તેનો આજે હવે વિસ્તાર કરી શકાતો નથી કારણકે મૂડીવાદ જ હવે વિકસવાને બદલે—વધવાને બદલે સ્થગિત—મૃતપ્રાય થવા માંડ્યો છે આર્થિક ક્ષેત્રમા જેમ એ પેદા કરનારને પણ બાળી નાખે છે તેમ જ રાજકીય ક્ષેત્રમા પણ જે હક્કો આમજનતા

ભોગવી રહી છે, તેને મળી ચૂક્યા છે તે પણ પાછા ખેંચી લેવાય છે ફાસિઝમ–નાઝીવાદ એની સાક્ષી છે. શ્રમજીવીઓનું રહ્યુંસહ્યું સ્વાતંત્ર્ય પણ ત્યાં ઓછું થવા માંડ્યું છે જ્યાં સુધી સર્વહારાનો વર્ગ આર્થિક રીતે પરતંત્ર છે ત્યાં સુધી બીજી સ્વતંત્રતાનો ઉપભોગ કરી શકવાનું એનું ગજું નથી વાસ્તવિક રીતે રાજ્યસંસ્થા તે ધારાસભા હોય કે મર્યાદિત રાજાશાહી હોય તે પાંચ–સાત હજાર શ્રીમંતોના હાથમાં જ છે

ક બૌદ્ધિક–મૂડીવાદનું એક કાળે દરેકને હરીફાઈ કરી યોગ્યતા પ્રમાણે આગળ ચાલવાની છૂટ આપવાનું જે સારું લક્ષણ હતું તે આજે નષ્ટ થયું છે કહે છે કે સૌને દોડવાની છૂટ છે, જેની યોગ્યતા હશે તે આગળ આવશે પણ શક્તિ તથા સ્થાનની વહેંચણી જ પહેલેથી એવી અવળી કરે છે કે હરીફાઈમાં મૂડીદારોનાં સંતાનો જ આગળ આવે આઈ સી એસ માટેની પરીક્ષાનો અભ્યાસક્રમ, ઉમ્મર ને ખર્ચ એવાં જ હોય કે આમ જનતાને એ ખર્ચ પોસાય જ નહિ

ક કોઈ જમાનામાં નહોતી તેવી વિપુલતાની વચ્ચે જ દરિદ્રતાની સ્થિતિ નિર્માણ કરી છે

ને ઉત્તુ ને ન્હાય માનસિક દૃષ્ટિએ સૌથી ભયંકર તે તો સમાજમાં જીવનવિષયક ખોટા ને વિકૃત આદર્શ ઊભો કરે છે

છે ી વાત સહેજ વિસ્તારથી આપણે જોવી જોશે

મૂડીવાદી સંસ્કારિતાએ શરીરશ્રમ સામે એક પ્રકારની સૂગ ઊભી કરી છે તું તારો રોટલો પરસેવો પાડીને કમા તે નીતિસિદ્ધાંતને એણે જે ધક્કો લગાડ્યો છે તેને ફરી વાર મૂળ સ્થિતિ પર લાવતા સારો વખત જવાનો કારણ કે આજે મૂડીદાર જ નહિ પણ એક એક માણસ કેમ ઝટ પૈસાદાર થઈ વગર મહેનતે ભોગો ભોગવ્યા કરાય તેના જ ઘાટ ઘડતો હોય છે મજૂરોમાં પણ એ માનસ પેઠું છે આ વસ્તુ ભાવિ સંસ્કૃતિને માટે ભયજનક છે કારણ કે

r

સસ્કૃતિના પાયામા જ સમાજોપયોગી ને સેવાબુદ્દિપૂર્વક કરેલો શ્રમ છે, જેને ગીતાએ યજ્ઞનુ પવિત્ર નામ આપ્યુ છે જ્યારે આજે તો ઓછામા ઓછા શ્રમે કેમ ભોગો પ્રાપ્ત કરવા તેની જ તરકીબો ચાલી છે, પછી બીજાએ ભલે તૂટી મરવુ પડતુ હોય આને પરિણામે આળસની જ સૌ મનમાં ઉપાસના કરી રહ્યા છે જે શ્રમ નથી કરતા—બીજાના શ્રમનો લાભ લીધા કરે છે, તે ને જે તૂટી મરે છે તે બને વર્ગ આળસની ઉપાસના કરવામાં એકમત થતા જાય છે ફેર માત્ર એટલો છે કે એકને લાભ મળી ગયો છે ને બીજો એનો લાભ ગોતી રહ્યો છે આળસ તરફ જેની અભિરુચિ કેળવાતી જતી હોય—શરીરને કસવાને બદલે હરામના હાડકાંની જ જેની મનોવૃત્તિ હોય—તે સમાજ કદી છૂટી શકે ખરો ? શ્રીમતો પોતે અનીતિમય જીવન જીવી ચારે બાજુ એનો ચેપ લગાડી રહ્યા છે, એ ભયજનક સ્થિતિ છે આજની કેળવણી એ છે શુ ? શરીર શ્રમને તુચ્છતાથી જોતા શીખવનારને બુદ્ધિનો વેપાર કરી ઝપાટા બધ ધનિક થવાની લાયકાત આપવા સિવાય એ શુ કરે છે ? કેળવણી જે આચારવિચાર આપે છે તેનાથી એ ભણનાર ઉત્પાદક વર્ગ જે ૮૦ ટકા છે તેનાથી અલગ પડે છે કે તેને ખભો આપી મદદગાર બને છે ?

વૃદ્ધ ટૉલ્સ્ટૉયે આ વસ્તુ જેવા વ્યાકુળ ભાવે કહી છે તેવી બીજુ કોઈ કહી શક્યુ નથી "ત્યારે કરીશુ શુ ?" એ પુસ્તક નથી, એક આત્માની આર્તવાણી છે એ કહે છે "લોકોને મદદ કરવા નીકળનાર હુ કેવો છુ ? લોકોને મદદ કરવા ઇચ્છનાર હુ આખી રાત ચાર ચાર મીણબત્તીઓ બળાને સાફ થઈ જાય ત્યાં સુધી પાના રમુ છુ, અને પછી થાકેલો ને સુસ્ત બપોર ચડયે ઊઠુ છુ સેકડો માણસોની મદદ અને સેવાનો ઉપભોગ કરુ છુ અને પછી મદદ કરવા નીકળુ છુ અને તે મદદ પણ કોને ? એ

લોકોને કે જેઓ પાંચ વાગે ઊઠે છે, ભોંય પર સૂએ છે, રોટલો અને ભાજી ખાઈને જીવે છે, જેમને હળ ફેરવતા, ઘાસ નાપતાં, કુહાડીને હાથો બેસાડતાં, લાકડા વહેરતા, ઘોડા જોડતા ને સીવતા આવડે છે તેમનામાં અત્યંત નગણ્ય એટલે દારૂડિયો, ગરીબ ખાનામાં પડી રહેનારો, જેને તેઓ લફંગો કહે છે તે પણ મારા કરતા સો વસા ઉદ્યોગી છે હુ લોકોને કેટલુ ઓછુ આપુ છુ અને તેમની પાસેથી કેટલુ વધારે લઉં છુ ? હજારો લોકો મહેનત કરીને મરી જાય તો જ મારુ આ નમાલુ જીવન ટકી શકે તેમ છે હુ ઝાડનાં પાંદડાં ખાઈ નાખતો વંદો છુ તેમ છતાં મારે હાથે તે ઝાડનો રોગ નષ્ટ થાય અને તે સારી રીતે વધે તથા ફાલેફૂલે એવી ઇચ્છા રાખુ છુ

અને મારુ જીવન કેમ જાય છે ? હુ ખાઉં છુ, વાતો કરુ છુ, પાછો ખાઉં છુ, લખુ છુ અથવા વાંચુ છુ, એટલે ફરી વાતો કરુ છુ ને વાતો સાભળુ છુ વળી ખાઉં છુ—રમુ છુ વળી પાછો ખાઉં છુ ને વાતો કરુ છુ—વળી વાતો સાંભળુ છુ—વળી ખાઉં છુ ને છેવટે સૂઈ જાઉં છુ આ મારો જીવનનો ક્રમ છે અને બીજુ કાઈ મારાથી થાય તેમ નથી અને હુ આવી રીતે જીવી શકુ તે માટે દરવાન, ખેડૂત ચાકર, રસોઇયો, હજૂરિયો, ગાડીવાન, ધોબણ વગેરેને સવારથી સાજ સુધી કામ કરવુ પડે છે અને ગાડીવાન, હજૂરિયા રસોઇયાને કામ કરવા માટે જે ઓજારો જોઈએ—રકાબી, ખાના, પેટ્રોલિયમ, ઘરા, રગ, આરસી તે તૈયાર કરવામાં રોકાયલા લોકો તો જુદા જ

આ બધાને લીધે હુ એકમાત્ર વાતો કરી શકુ ને ખાઈ-પીને ફરી શકુ તે માટે દરરોજ આખો દિવસ સખત મહેનત કરે છે અને હુ હરામી માની લઉં છુ કે બીજાઓને, એટલે જેઓ મને નભાવી રહ્યા છે તેમને, મદદ કરવાને હું શક્તિમાન છુ

પછી એક અનાથાલયમાંથી ગ્રેરેઆ નામના છોકરાને તે પોતાને ઘેર સુધારવા માટે લઈ ગયેલા. ને પાછળથી પોતાના મોચીને ત્યાં કામ શીખવા માટે એને મૂકેલો. પણ છોકરો ત્યાંથી ભાગી ગયો ને નાટક કંપનીમાં જોડાયો. તેને સુધારવાના પ્રયત્નો કેમ નિષ્ફળ ગયા તે વર્ણવે છે: "તેનું કલ્યાણ કરવા નીકળેલો હું તેને સુધારવા સારુ મારે ઘેર લઈ ગયો. ત્યાં તેણે શું જોયું ? તેના કરતાં મોટાં, તેના કરતાં નાનાં ને તેના જેવડાં જ મારાં છોકરાં, જેમણે જન્મ ધરીને કદી હાથપગ હલાવીને પોતાનું કામ કર્યું નહોતું, ઊલટાં બને તેટલું બીજાને કેમ વધારે કામ અપાય એ જ જોનારાં થયાં હતાં વળી તેઓ આસપાસ જે કંઈ હાથે આવ્યું તે બગાડતાં, ઢોળતા કે ફોડતા તેઓ આખો દિવસ માલમલીદા ઉડાવતાં, ને રકાબી-પ્યાલા ફોડતા. આ છોકરાને મન જે પકવાન લાગે તેવી ચીજો તેઓ ઢોળી નાખતાં કે કૂતરાને નાખી દેતા એક ગંધાતી જગ્યામાંથી કાઢીને હું તેને સારા ઘરમાં લઈ આવ્યો, તો તે સારા ઘરમાં જે રહેણીકરણી જુએ તે ગ્રહણ કર્યા વિના તે કેમ રહી શકે ? તેણે જોયું કે સારા ઘરમાં રહેવું એટલે જાતે કશું કામ ન કરવું, મિષ્ટ પદાર્થો ખાવાપીવા અને મોજ કરવી"

આ બધાનો ઉપાય છે સમાજવાદ. નફા માટે ઉત્પન્ન કરવાને બદલે ઉપભોગ માટે જ ઉત્પાદન કરવાની પદ્ધતિ આજે નફાની ગણતરીએ જ બધું પેદા થાય છે-ઉપયોગની ગણતરીએ નહિ જનતાના ઉપયોગની દૃષ્ટિએ તો નહેરોની હિંદુસ્તાનમાં વધારે અગત્ય હોય પણ બ્રિટિશ મૂડીદારોને એના કરતાં રેલવે ઊભી કરવામાં વધારે ડિવિડન્ડ મળતા હોય તો રેલવેઓ જ ઊભી થશે શ્રીમંતોને મોટરો કે કાનનાં એરિંગ પૂરાં પાડવામાં વધારે નફો રહેતો હોય તો એના કારખાના શરૂ થશે હોકાયંત્રની સોય જે તરફ ધ્રુવ હોય તે તરફ ફર્યા કરે છે, તે પ્રમાણે જે તરફ વધારે નફો તે

તરફ મૂડીવાદી સમાજમાં મૂડી દોડશે કરશે. હમણાં લડાઈ ચાલે છે એટલે નફો જો શસ્ત્રસરંજામનાં કારખાનાંમાં મળતો હોય તો તેમાં મૂડી રોકશે. જ્યારે અત્યારે લોકોને કદાચ વધુ જરૂર હશે તળાવનું પાણી સંઘરવાની.

મંદીના સમયમાં મજૂરોની દૃષ્ટિએ તો કારખાનાં ચાલે તે જરૂરનું છે, કારણકે નહિતર એમને ભૂખે મરવું પડે, પણ કારખાના-વાળાને કારખાનું ચલાવતાં એમને જોઈએ તેટલો નફો મળતો નથી એટલે બંધ કરે છે.

એટલે જો ઉપયોગની દૃષ્ટિએ ઉત્પાદન કરવું હોય તો આ નફા માટે થતું ઉત્પાદન અટકવું જોઈએ. ને નફા માટે જ ઉત્પાદન ટાળવું હોય તો ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી ઉડાડી દેવી જોઈએ. (યાદ રાખજો કે હું ઉત્પાદનનાં સાધનોની કહું છું, ઉપભોગની નહિ. સમાજવાદમાં તે તો સૌને વધુ મળે તેમ છે) કારણકે તમે ઉત્પાદનનાં સાધનોના માલિક સ્વીકારો છો ત્યાં સુધી એને તમે નફો લેતાં, બંધ કરતાં, વેચી દેતાં, દુરુપયોગ કરતાં કે નાશ કરતાં રોકી શકો નહિ.

પણ આ નવી વ્યવસ્થા લાવશે કોણ ને કેવી રીતે લાવશે?

પહેલું તો એક કહી દઉં કે સમાજવાદ માત્ર આપણી ઇચ્છાથી આવી શકતો નથી. જેમ આપણી મરજી થવાથી ધરતીકંપ કે ચોમાસુ પવન ઉત્પન્ન થતા નથી, એ તો ભૌતિક નિયમો પ્રમાણે ધરતીના પેટાળમાં કે વાયુમંડળમાં થતા ફેરફારને આભારી છે, પણ જો આપણે એ ભૌતિક નિયમોનો અભ્યાસ કરીએ તો ધરતીના પેટાળમાં કે વાયુમંડળમાં થતા ફેરફારોને અગાઉથી જાણી એ પ્રમાણે પૂર્વતૈયારી કરી શકીએ તેમ જ લગભગ સમાજવાદ વિષે કહી શકાય. સમાજમાં થતા રહેતા ફેરફારો ને બળાબળોને જો આપણે જોઈને તારવી શકીએ તો આપણે લગભગ કહી શકીએ

કે સમય પાસે આવ્યો છે. હું લગભગ આ તરફ ધ્યાન દોરું છું. કારણકે સમાજ કોઈ પૃથ્વી કે વાયુમંડળ જેવી જડ વસ્તુ નથી. એ તો સચેતન-ચિત્તમય લોકોનો સમૂહ છે એટલે જેટલી ચોકસાઈથી વગર ભૂલે જડ વસ્તુ વિષે કહેવાય તેટલી જ ચોકસાઈથી સચેતન વિષે કહી ન શકાય. પણ લગભગ જોઈ શકીએ ને તૈયાર રહી શકીએ ને વેગ આપી શકીએ ખરા. જેમ કોઈ કુશળ વહાણવટી ભરતીનો લાભ લે છે, પણ મૂરખ નાવિક ભરતી ક્યારે આવવાની છે તે જાણતો નથી, આવે ત્યારે એનું વહાણ, એનો કૂવાથંભ કે સઢ તૈયાર હોતાં નથી, એના ખલાસી સાગરીનો કાંઠા પર ફરવા ગયા હોય છે ને એનું લંગર ઊંચકી લીધેલું હોતું નથી, એથી ભરતી આવીને ચાલી જાય છે, એ અમૂલ્ય તક ખુએ છે.

સમાજવાદની શાસ્ત્રીય સમજણ આપણને એ પળ માટે તૈયાર રહેવામાં કઈ દિશાએ જવાશે તે નક્કી કરવામાં મદદગાર થાય છે, પણ જેમ ગમે તેવો કુશળ નાવિક પણ પોતે ધારે ત્યારે ભરતી બોલાવી શકતો નથી, તે તો નિયમે જ આવે છે, તે જ પ્રમાણે આપણે બોલાવીએ કે ઇચ્છીએ તેથી સમાજવાદ નથી આવતો એ તો એના નિયમ મુજબ જૂની અર્થવ્યવસ્થા એની પ્રગતિશીલતાનાં બધા તત્ત્વો ખોઈ બેસે ને નવી અર્થવ્યવસ્થા એના ગર્ભમાં ઘડાય તે અરસામાં જ આવે છે *

* A Society no matter what its form may be is never broken up until all the productive forces are developed for which it is adopted

New and higher institutions are never established until the material conditions of life to support them have been prepared in the lap of the old society itself.

Marx from preface Critique of political economy.

આપણે દાયણનું કામ કરવાનું છે સારી દાયણ હોય તો સ્ત્રીને પ્રસૂતિવેદના ઓછી સહેવી પડે, બાળકનો જન્મ સહેલાઇથી થાય, પણ બાઈ પણ ન જાણતી હોય-જાણતી હોય તોયે તે ક્ષણે ભાન ન હોય ને દાયણ પણ ભોથા જેવી મળે તો ગંભવ છે કે બાળક તો મૂએલું અવતરે જ, પણ મા પણ કદાચ મરી જાય

વૈજ્ઞાનિક પૃથક્કરણ ને કરેલ પૃથક્કરણમાં શ્રદ્ધાને અભાવે ઘણાય વિપ્લવો ગાન બડ નીવડ્યા છે નવી રચના એનાથી નથી થઈ રશિયામાં જેવો બનાવો થયો તેવા જ તે વખતે જર્મની, આસ્ટ્રિયા ને ઇટાલીમાં થયેલા કેટલીક જગાએ તો રશિયા કરતાય વિશેષ સુગમતા હતી છતાય એ સફળ ન નીવડ્યા, કારણકે ક્યાંક લેનિન શી સ્પષ્ટ, તટસ્થતાપૂર્ણ અવલોકનશક્તિ ને બોલ્શેવિક પક્ષની માર્કિર્સયન ફિલસૂફીની પક્ડ તથા નિર્ણયને અમલમાં મૂકવાની આત્મશ્રદ્ધા નહોતી એટલે અધે નીયમાના પથાધા જેમ થયુ ને આવો અવસર એળે ગયો

માર્કિર્સયન વિચારણા માને છે કે આ જૂની વ્યવસ્થા તોડવામાં પ્રોલેટેરિયેટ-સર્વહારાવર્ગ નિમિત્તરૂપ થશે નિમિત્તરૂપ જાણી જોઈને કહુ છુ કારણકે નવી વ્યવસ્થાનો પાયો જે સામુહિક ઉત્પાદન તેનો દેહ તો જૂની વ્યવસ્થામા બધાઈ જ ચૂક્યો હોય છે કદાચ પૂછશો કે એ વર્ગ જ શા માટે? બીજા શા માટે નહિ? મધ્યમ-વર્ગના જુવાનો તો ઘણા ભાવનાશીલ હોય છે

માર્કિર્સયન વિચારણા જ્યારે વર્ગની વાત કરે છે ત્યારે એ વ્યક્તિઓને લક્ષમા નથી રાખતી કોઈ વ્યક્તિઓ નથી નીકળતી એમ નહિ. એમ તો વૈજ્ઞાનિક સમાજવાદનો જોડિયો સર્જક એન્જલ્સ એક મિલમાલેક હતો પણ એવી વ્યક્તિઓ અપવાદરૂપ હોય છે એકાદ મદ્રાસી ગોરો હાય તેથી બધા મદ્રાસીને આપણે ગોરા કહેતા નથી એક ટૉલ્સ્ટૉયે જાગીર છોડી ને એને અગે દિલને

અર્પિત કરનારું પુસ્તક લખ્યું એથી એમને પોતાને શાંતિ મળી પણ જાગીરદારી પ્રથાને શી અસર થઈ? જાગીરદારોમાંથી બીજા કેટલાએ જાગીરો છોડી? જાગીરદારી પ્રથા જેને હાથે તૂટી તે તો બીજો વર્ગ જ હતો.

મૂડીવાદને જે વર્ગ ફટકો લગાવશે—એની સાથે મરણતોલ યુદ્ધ કરશે તે તો સર્વહારા મજૂરોનો જ વર્ગ, મધ્યમવર્ગ નહિ. મધ્યમવર્ગમાંથી થોડા ભાવનાશીલ જુવાનો નીકળે તે સંભવિત છે. તેવા તો પેલા મૂડીવાદીઓમાંના પણ કેટલાક નીકળે. પણ વર્ગ તરીકે તો મૂડીવાદીઓ હમેશા મજૂરોની સામે જ રહેવાના. મજૂરોના સંઘો, મજૂરોની હડતાલ ને મજૂરોના સ્વાતંત્ર્ય પર મૂડીવાદી કડક ચોકી રાખવાનો. કારણ કે એ બંનેના આર્થિક હિત હમેશા સામસામાં છે: જેટલું મજૂરોને વિશેષ મળે તેટલું માલિકને ઓછું મળે ને જેટલું માલિકને વિશેષ મળે તેટલું મજૂરોને ઓછું મળે એવો હિસાબ છે. એના આત્માનું હિત અલબત્ત પેલા મજૂરોને બધું જ આપી દેવામાં ને સત્યુગ સ્થાપવામાં છે. પણ સમાજની ગતિ પર જે નિર્ણયાત્મક અસર કરે છે—વર્ગને પ્રવૃત્ત કરવામાં જે સહાયભૂત થાય છે તે તો આર્થિક હિત જ. નિર્ણાયક બળ તે સમૂહનું આર્થિક હિત જ નીવડે છે. ભવિષ્યમાં પણ આમ જ રહેશે કે કેમ તે કહેવું વધારેપડતું છે, પણ એવો કાળ હું કલ્પી શકું છું ખરો કે જ્યારે સમગ્ર સમૂહની આધિભૌતિક વાસનાઓ—શોષણહીન સમાજમાં કેળવણી તથા અર્થરચનાના સંયોગ વડે પરિતૃપ્ત થઈ હોય, જ્યારે એક, બે, ચાર નહિ પણ બહુજનસમાજ *आत्मार्थे पृथ्वीम् त्यजेत्*ની જેમ આધિભૌતિક સુખાશાના વેગને તજી આત્માની હિતબુદ્ધિથી જ જીવતો હોય. હા, એ સ્વપ્નને હું અવ્યવહારુ નથી ગણતો, અથવા મારે મન એ જ સ્વપ્નસિદ્ધિ માટે જ આ નવરચનાનો પરિશ્રમ સાર્થક છે. જો વ્યક્તિ કાયમને માટે આવી જ

ક્ષુદ્ર, અર્થકામલુબ્ધ–અર્થકામવશ રહેવાની હોય તો આ બધી ભાંગફોડ શા માટે? પણ મન કહે છે કે ના ના, આ સમાજરચના બદલાયા કે શોષણહીન સમાજરચના સ્થપાયા બાદ વ્યક્તિનું તે યુગેયુગસંચિત ગુપ્ત ઐશ્વર્ય, ઔદાર્ય, અર્થકામને વટાવી જનારું રૂપ પ્રગટ થશે, પણ તે પહેલાં નહિ. શ્વેતકેતુના પિતાએ બતાવેલ વડના નાના બીજમાં વડ છુપાયેલો હતો ખરો પણ એનેય ખાતર-પાણીની આવશ્યકતા હતી. નવરચના વ્યક્તિરૂપી ક્ષુદ્ર બીજને ખાતર પૂરી એમાંથી સચરાચર સૃષ્ટિને છાંયો આપનાર વટવૃક્ષ નિપજાવવા માટે છે. આજે નરશ્રેષ્ઠ અપવાદરૂપ દેખાય છે, તે દહાડે નરપશુ અપવાદરૂપ હશે. જો તે સમાજમાં પણ ક્ષુદ્ર ઉદરંભરી વ્યક્તિઓનો જ શંભુમેળો થવાનો હોય તો તેમાં કોને રસ આવે?

પણ મને શ્રદ્ધા છે કે અર્થરચના બદલાયા પછી માનવી બદલાશે.

એટલે વ્યક્તિગત રીતે કોઈ મૂડીવાદીઓને બાદ કરતાં વર્ગ તરીકે એક એ વર્ગ મજૂરોની સામે જ રહેવાનો. કોઈવાર પાસે આવવાનો–ભેટવાનો પ્રયત્ન કરશે તે પણ લચારીથી.

તમે કહેશો : અહાહા! મનુષ્યસ્વભાવ સાવ આવો ક્ષુદ્ર ને ગંદો! એ જ કારુણ્ય છે, ભાઈ! મજૂર ને માલિક બંને જણા છે તો દેવાંશી જ, છતાંય જે વ્યવસ્થા સર્જાઈ છે તે એવી છે કે એના દેવઅંશને વિકસાવવાને બદલે આસુરી અંશને જ ઉત્તેજે છે. એટલે જ માગીએ છીએ નવી વ્યવસ્થા, જેમાં મૂડીવાદીઓને ભલે નફો ન મળે, પણ જીવનની તાજગી, તંદુરસ્તી ને આનંદ તો મળે જ.

હવે લઈએ ઉપલો મધ્યમવર્ગ કે મધ્યમવર્ગ. પહેલું તો એ કે જેમ જેમ એ મૂડીવાદ વિકસશે તેમ તેમ આ વર્ગ સંખ્યામાં ઓછો થવાનો. બીજું, આ મધ્યમવર્ગ હમેશાં ઉપલા ને નીચલા

થરની વચ્ચે નળા તરીકે જ રહ્યો છે, જેની દ્વારા ઉપલો વર્ગ હંમેશાં નીચલા થરને ચૂસે છે. એ છે નાના વેપારી, કમિશન એજન્ટો, રાજ્યતંત્રના અમલદારો, દલાલો, ફોજદારો, વકીલો, માસ્તરો, છાપાવાળા, લેખકો વગેરે બુદ્ધિશાળીઓનો વર્ગ. આ વર્ગ સમાજમાં ઉપલો–નીચલો એમ બે વર્ગો પડયા ત્યારથી સામાન્ય સમયમાં ઉપલા વર્ગના હાથા તરીકે જીવ્યો છે. મધ્યયુગમાં એ હતા–કારભારી, ઠેકેદાર, ભંડારી, ખવાસ ને કુળગોર કે સભાપંડિત. આ યુગે નવાં નામો સાંપડયાં છે. પણ એ તો ઉપલો વર્ગ જે જે પ્રકારના કાયદા ઇચ્છે, કેળવણી ઇચ્છે, કોરટો ને વાહનવ્યવહાર ઇચ્છે તે પ્રકારનું ગોતી આપે છે ને કાં તો ગોઠવી આપે છે. કટોકટીની પળે અડૂકદડૂકિયા તરીકે, અનિશ્ચિત વર્ગ તરીકે જીવે છે. જાણે કઈ બાજુ જવું સલામત છે તે શોધતો ન હોય! એમ બને એમાં કાંઈ નવાઈ નથી. એ વર્ગ હંમેશાં પરાજ ખાઈને જીવ્યો છે. પરાજ ઝૂંટવવામાં જે હિંમત–અલમસ્ત જંગલી હિંમત ને આત્મવિશ્વાસ જોઈએ તે પણ તેણે કેળવ્યાં નથી હોતાં એની આર્થિક સ્થિતિનો આધાર હંમેશાં ઉપલા વર્ગ તરફ રહ્યો છે–अनाश्रया न शोभन्ते पण्डिता જેવુ એનું રહ્યું છે. રાજાયુગમાં ગજા ને રાજકર્તા કોમ પર ને પ્રજાવર્ગમાં મૂડીદારો પર નભેલ છે. એણે જાતે કદી સાહસ કર્યું નથી નિશ્ચિંત રીતે બીજાની સેવા કરી જાણી છે. એથી એ વર્ગ હંમેશ હૈયાદૂબળો રહ્યો છે. એ હૈયાદૂબળાપણાએ એને વિપ્લવની આગેવાની લેવામાં નાલાયક ઠરાવેલ છે. પણ વિપ્લવ વખતે એ જેમ આગેવાની નહિ લે તેમ જ એ મૂડીવાદીઓ જેમ છેલ્લી ઘડી સુધી લડશે તેમ લડશે પણ નહિ ઊગતા સૂરજને પૂજવાવાળાની જેમ એ જ્યારે જોશે કે એના આશ્રયદાતાનું વહાણ તો ડૂબ્યું ત્યારે એ ભાંગતી સંસ્કૃતિ પર એકાદ ધેરા વિષાદપૂર્ણ સૉનેટ લખી નવા વહાણ પર આવી ચડશે

ને નવા છંદ, નવી ફિલસૂફી સર્જવા માંડશે.

કડવું લાગતું હશે.-ભલે લાગે.

" કડવાં કારેલાંના ગુણ ન્હોય કડવા,
કડવાં વચન ન્હોય કડવાં હોજી,
ઝીણી છેદે ધાતુ કરવા ધાતુડી.
કાતર કાપે ફરી સાધવા હોજી."

તમે કહેશો કે આ તમારો કવિ પણ મધ્યમવર્ગનો છે, ને ક્યાંથી આવો થયો? પહેલું તો એ અપવાદ છે, ને બીજું જૂના સમાજના ગર્ભમાં જ જે નવા સંતાનના અંગોપાંગ ઘડાઈ રહ્યાં છે તેમાંનું આ છે. નવી સમાજરચનાને પણ જે બુદ્ધિજીવી કામદાર જોશે તેની ફોજમાનો આ છે.

પણ સર્વહારા મજૂરવર્ગની વાત સાવ જુદી જ છે. એની નજર સામે એ રોજ જુએ છે કે વસ્તુમાત્રને મૂલ્ય આપનારી સંપત્તિમા ઉમેરો કરનારી વસ્તુ તો એની ને એના ભાઈઓની શ્રમશક્તિ છે. જે નફાનું માખણ લઈ જાય છે તે માલિક તો કદી કારખાનામાં આવતો નથી, બેઠા બેઠા એને નફો પહોંચે છે ને મજૂરી કરી કંતાઈ જનારાને ભાગે તો આવે છે છાશનાં છોતાં, જે પણ કાયમ મળશે કે કેમ તેની શંકા છે. મંદી-લોકઆઉટનો ભય તો માથે ઊભો જ છે. ખેડૂતની પેઠે એ અલગ પડી ગયેલ ગામડામાં નથી જીવતો. ખેડૂતને જમીનના ટુકડા સાથે બંધાયેલી પ્રીતિ જે એને થોડોઘણો પણ ખાનગી માલિકી સાથે અંકોળી રાખે છે તે પણ એને નથી. નવા સમાજનું મુખ્ય લક્ષણ સામુહિક માલિકી તેને માટે સૌથી વિશેષ તૈયાર આ વર્ગ હોય છે, એ એનું ક્રાંતિકારીપણું છે. એ તો જુએ જ છે કે એક પણ ચીજ કોઈ એકના હાથે થતી નથી. એક ચીજ પૂરી કરવા માટે સેંકડોના સહકારની જરૂર છે. એટલે ઉત્પાદનનાં સાધનોની સામુહિક માલિકી

એનું માનસ બીજા કરતાં જલદીથી સ્વીકારી શકે છે. શહેરમાં હંમેશ યંત્રની વચ્ચે જ જીવતો હોવાથી કાર્યકારણપરંપરા જેના પર વૈજ્ઞાનિક વિચારણાનો પાયો છે તેને એ ઝટ અનુસરી શકે છે. વળી એના ને માલિકોના સ્વાર્થ સાવ જુદા જુદા છે. એમાં સમાધાનને સંભવ નથી. છેવટે યંત્રયુગનાં સૌથી વધારે કડવાં ફળો પણ એણે જ ભોગવવાનાં હોય છે. હડતાલ, મંદી કે યુદ્ધનો સૌથી પહેલો ને છેલ્લો બલિ એ જ છે. ઉપરાંત યંત્રયુગે મજૂરવર્ગને એક ઠેકાણે એકઠો કરી, એનો તથા યંત્રનો સંબંધ જોડી એના હાથમાં અસાધારણ શકિત આપી છે.

ખેડૂતો આ થોડીવાર પછી સમજશે. વહેલા સમજે તોપણ એ છૂટાં છૂટાં ગામડાંમાં વિખરાયલા છે ને ખેતીમાં યંત્રીકરણ મોડું થાય છે એટલે એમનું સંગઠન કઠિન હોય છે–સમાજવાદ માટે તો કઠિન છે જ. દર વર્ષે આકાશ સામે મીટ માંડીને બેસવાની ટેવથી એ દૈવ પર વધારેપડતો આધાર રાખતો થઈ ગયો છે. એ વિખરાયેલા–દૈવાશ્રિત ખેડૂતસમાજને સમાજવાદ માટે તૈયાર કરવો તે અઘરું કામ છે. હા, ઉદ્યોગિયાને સમજાવવા તે એના કરતાં સહેલું ખરું. પણ શહેરમાં જમા થયેલા સર્વહારા મજૂરને માટે આવું સંગઠન સહેલું છે. યંત્રીકરણના યુગમાં શહેરનો મુખ્ય આધાર આ મજૂરો જ હોય છે. ટેલિફોન તથા ઈલેક્ટ્રિસિટીના કામદારો, મિલમજૂરો, બંદરમજૂરો, સફાઈના મજૂરો, ગુમાસ્તા, ટ્રામગાડીવાળા કે પરચૂરણિયા એમ વિવિધ પ્રકારના સર્વહારા એક જગ્યાએ મળે છે. વસ્તુતઃ ત્યાં મજૂરો જ નથી એકઠા થતા પણ સમાજજીવનનાં નાડીચક્રો ને તાણાવાણા એકઠા થાય છે. આ બધાની હડતાલ શહેરી સમાજનું જીવન સ્થગિત કરી દે. રેલવેના એન્જિનડ્રાઇવરો, સાંધાવાળા, ટેલિફોન એકસચેન્જરો ધારે તો કેવી ઊથલપાથલ કરી શકે તે સહેજે કલ્પી શકાય તેવી વાત છે..

ઉપલાં બધાં કારણોસર માર્કિસયન વિચારણા એમ માને છે

કે સમાજવાદની સ્થાપના માટેની લડતની આગેવાની તો આ મજૂરવર્ગ જ લેશે, એને માત્ર ભાન કરાવો. પગારવધારા તેમ જ બીજી નાની નાની સગવડો માટે એને પહેલાં એના માલિક સામે આર્થિક લડતો અપાવો. એનાં એને સંગઠનની તાલીમ મળશે, વ્યવસ્થિત સંઘરૂપે એ ઘડાશે, એ જોશે કે માલિકો ને એનું હિત પરસ્પરવિરુદ્ધ છે. એ પણ સમજશે કે રાજ્ય પણ માલિકોના પક્ષે છે. એના પક્ષે તો છે માત્ર એના જેવા બીજા મજૂરો.

એ રીતે દરેક ઉદ્યોગનાં મજૂરમંડળો તૈયાર કર્યા પછી એનું એક મહામંડળ કરો. એ મહામંડળ એક દિવસ રાજકીય લડત આપશે.

મૂડીવાદનું જે પૃથક્કરણ માકર્સે કર્યું છે તે મજૂરો પોતાની આર્થિક લડતોમાં કરી જોશે. ને છેવટે એમાં વિશ્વાસ આવતાં છેવટનું શિખર જે રાજસત્તા તેને જ ઉથલાવી નાખી સત્તા હસ્તગત કરશે. માકર્સ કહે છે તે પ્રમાણે **Expropríetors will be expropríeted.**

વર્ગો ને વર્ગવિગ્રહના નામથી આપણે ઘણી વાર ભડકીએ છીએ. સમાજની અર્થરચનામાં વર્ગો હોય જ નહિ તે રૂડું છે, એને માટે સૌએ મથવા જેવું છે,–પણ એ હોય ત્યારે આંખ મીંચીને ચાલવાથી વર્ગો થોડા જ દૂર થવાના હતા? વસ્તુતઃ માત્ર શરૂઆતનું યૂથજીવન બાદ કરતાં અત્યાર સુધી કાયમ સમાજમાં વર્ગો રહ્યા જ છે ને એમની વચ્ચે કોઈ વાર છૂપો તો કોઈ વાર ઉઘાડો વિગ્રહ પણ ચાલ્યા કર્યો છે. એની પણ એક કાળે ઉપયોગિતા હતી. ગ્રીસના સુવર્ણયુગમાં ગ્રીકો ને ગુલામો એ બે વર્ગો હતા. એથેન્સમાં મતદારોની સંખ્યા ૪૦ હજારની હતી ને ગુલામોની સંખ્યા હતી એક લાખ.* બધું જ વૈતરું કરતા આ ગુલામો.

* વેલિસકૃત વર્લ્ડ હિસ્ટરી

ગ્રીક નાગરિકો રાજ્યકારોબાર ચલાવતા ને રક્ષણ કરતા ગ્રીક સંસ્કૃતિના મનોરમ ફૂલને ખાતર મજ્યુ હતું આ ગુલામોના રક્ત તથા પસેવાનું રોમનયુગમાં પણ પેટ્રીશિયન ને પ્લેબિયનના વર્ગો હતા ને એ બેની વચ્ચે નિરંતર ઝઘડો ચાલ્યા કરતો પ્લેબિયન (સામાન્ય નગરજનો તથા મજૂરો)નો પક્ષ લેનાર એક આગેવાને કહેલું "ધુવડોને માળો, નાગને બખોલો છે, પણ પ્લેબિયનોને માથુ મૂકવા ઓશીકુ નથી" ને પેટ્રીશિયનો (અમીર) સામે ઊભા રહેનાર આ આગેવાન ગ્રેમાઈ ભાઈઓનાં ખૂન થયેલાં મધ્યયુગ ઠાકોર ને ગણોતિયા, ધણિયામા ને હાળી—એ હતો

ફ્રેંચ-ક્રાંતિના સમાચાર રશિયામા પહોંચતાં જ ત્યાંનો ઝાર બોલી ઊઠેલો "થોડા પણ આણો, ફ્રેંચોએ બળવો કરી રાજાને ઉડાડી મૂક્યો છે' કિંગ ફર્સ્ટ પ્રીમિયર રાઈટ ઓનરેબલ મિ ચર્ચિલ, જેમની જીભ આજે રશિયાના વખાણ કરતા થાકતી નથી, તેમણે તથા મંત્રી મિત્રોએ ૧૯૧૮માં આ જ રશિયાના સમાજવાદી રાજતંત્રને ઉથલાવી પાડવા કેટલા કરોડ પાઉન્ડનું પાણી કરેલું તે ચેમ્બરલેનનો રશિયનક્રાંતિ-ઇતિહાસ વાંચો તો ખબર પડે

કોઈ વાર ઉઘાડી તો કોઈ વાર ખુલ્લી પણ લડાઈ તો આ બને વર્ગો વચ્ચે ચાલ્યા જ કરી છે ને જેટલે અંશે ઉત્પાદન-વ્યવસ્થા વધારે ઉત્પાદક થઈ તેટલે અંશે શોષિત વર્ગ ક્રમે ક્રમે આગળ પણ વધ્યો છે

પણ આજે ઉત્પાદનના સાધનોએ જે સ્થિતિ ઊભી કરી છે તેમાં વર્ગોની જરૂર નથી ગ્રીક સંસ્કૃતિ વખતે સમાજનું ઉત્પાદન એટલું ઓછું હતું કે બધા જો કલા, કારીગરી ફિલસૂફીમાં વખત આપે તો તે પોસાય નહિ મોટા ભાગને ભૂખ્યા પેટે રહેવું પડે એટલે થોડા માણસો ફિલસૂફી, કલા, સાહિત્ય કે રાજકારણમા પડ્યા રહેતા એક પ્રકારનો જગતી શ્રમવિભાગ હતો એ શ્રમવિભાગનો

પુરોપજીવી વર્ગે અલબત્ત દુરુપયોગ કર્યો છે, પણ તોપણ એની પાછળ કાંઈક અર્થ છે. તે વખતે ગુલામી હોય તે ખટકે તેવી વસ્તુ હોવા છતાં એને માટે સૉક્રેટિસ ને પ્લેટોને સજા કરવાનું મન ન થાય. કારણકે ત્યારે નહોતી વીજળી, નહોતાં એન્જિનો કે વરાળયંત્રો. એટલે દરેક કામમાં સંખ્યાબંધ માણસોનો જ શ્રમ લેવો તે જ એક રસ્તો હતો. પણ આજે આપણી ઉત્પાદનશકિત એ કક્ષાએ પહોંચી છે કે જ્યારે દરેક માણસ રોજ આજીવિકા પૂરતો શ્રમ કરવા છતાં, સંસ્કારિતા મેળવવા તેમ જ રાજકારણમાં ભાગ લેવા માટે સમય કાઢી શકે; માત્ર ત્રણ વર્ષે એક વાર મત જ ન આપે પણ એ વિષયનો અભ્યાસ પણ કરી શકે. યથાર્થ સમજણ-પૂર્વકના પ્રજાતંત્રની, સ્થાયી અમલ માટેની આ પૂર્વભૂમિકા આજે બંધાઈ ચૂકી છે એટલે થોડા માણસો કાયમ વૈતરું કર્યા કરે, અધ-ભૂખ્યા રહે, લડાઈમાંય કપાય ને બીજા રાજ્વકીવટ ને ફિલસૂફી ડહોળે ને તેના બદલામાં ઉત્પાદનનાં સાધનોનો માલિકી-હક ભોગવે તે વાત બિનજરૂરી જ નહિ પણ આસુરી છે. આપણી જડતા ને ગાંડપણનું જ પ્રતીક છે.

અહીં જ્યાં જ્યાં વર્ગો શબ્દ વાપર્યો છે ત્યાં ત્યાં તે આર્થિક વર્ગોના અર્થમાં જ છે. મૂડીવાદના વિકાસની સાથે સ્પષ્ટપણે જુદા જુદા વર્ગો નષ્ટ થતાં મુખ્ય બે-ત્રણ વર્ગો રહે છે. આ વર્ગો વચ્ચેના વિગ્રહની ટોચ આવરી-સર્વવ્યાપી રાજકીય હડતાલ ને રાજ્યસત્તાનો કબજો લેવામાં. સમાજવાદે નક્કી કરેલ વર્ગવિગ્રહના માર્ગે રાજસત્તાને હસ્તગત કરવી તે.

આપણે અગાઉ જોયું તેમ સમાજવાદ માને છે કે સમાજનો પાયો અર્થરચના છે. તેને પરિણામે જેના હાથમાં આર્થિક તંત્રની લગામ હશે તેના જ હાથમાં રાજતંત્રની લગામ હોવાની. એ

હિસાબે આજે રાજ્યકરણ પરનો કાબૂ મૂડીવાદીઓનો છે. સામાન્ય સમજણથી વિચારીએ તોપણ જે શોષણ પોતે કરી રહ્યા છે તેને ટકાવવા તથા રક્ષણ કરવા રાજ્યતંત્ર પર એમનો કાબૂ હોય તે ચીજ જરૂરી છે. આમ તો રાજ્ય વિષે કહેવાય છે એવું કે એ સંસ્થા તો બધાની ઉપર નજર રાખનારી, તટસ્થ રહેનારી, સૌને સમાન ગણી ન્યાયાન્યાય તોળનારી, સમાન રક્ષણ કરનારી, એના હાથમાંનો દંડ કોઈની શરમ ન રાખે વગેરે વગેરે. વિચારણામાં આમ છે ખરું પણ વ્યવહારમાં એમ કદી રહ્યું નથી, છે નહિ, તેમ સમકાલીન તેમજ ભૂતકાલીન ઇતિહાસના અભ્યાસીઓનું કહેવું છે. પ્રકૃતિએ મનનો ઘાટ એવો ઘડ્યો છે કે એને વસ્તુને પૂર્ણરૂપે–અનંતના રૂપે જ જોવાનું–શોધવાનું ગમે છે; ટુકડા ટુકડા કે અપૂર્ણ રૂપથી એને સતોષ થતો નથી; એટલે જ અદ્વૈતની સાધના એ પૂર્ણત્વની પ્રાપ્તિનો આદર્શ મનાયો છે; પણ વસ્તુને પૂર્ણ રીતે વિચારવી ને તે પ્રમાણે આચરવી તે જુદી જુદી ચીજ છે. આચરણ માટે તો અનેક સાધનો ને ઉપકરણો હોવાં આવશ્યક છે. એ ન હોય ત્યારે સમાજના વ્યવહારમાં અપૂર્ણતા ને ચિત્તમાં ક્ષોભ રહ્યા કરે છે. સૂક્ષ્મ સંવેદનશીલ ચિત્તવાળા કવિઓ ને સંતો તત્કાલીન સમાજના ક્ષોભને પકડનારા ને પ્રગટ કરનારા હોય છે. ને દરેક કાળના સમાજની આખરી કિંમત વ્યક્તિની પેઠે જ એ સમયે એ શું કહે છે તે પરથી નહિ પણ શું કરે છે તે પરથી અંકાવી ઘટે. એ રીતે વર્તમાન રાજતંત્રના ફોજદારી–દીવાની કાયદાનો વ્યવહાર જોઈએ, એની અંદર ચાલતી લાગવગ જોઈએ, અમલદારોને પસંદ કરવાની રીત જોઈએ, કેળવણી જોઈએ તો એ બધું જ એકી સાથે બોલી નાખશે કે મુખ્યત્વે અમારું કામ શાસકવર્ગને લાભદાયી થવાનું છે. કેળવણી જ લો. આજે આટલાં વર્ષોથી રાજ્ય તો બધાના પ્રતિનિધિત્વનો દાવો કરે છે, એણે કેળવણી ખેડુનાં

બાળકોને લક્ષમાં રાખીને ગોઠવી છે કે ઉપલા ને મધ્યમવર્ગના છોકરાને લક્ષમાં રાખીને? છેક નીચેથી તે ઉપર સુધીના ભણ્યા જોઈ વળો ગુમાસ્તા, હિસાબી, વેપારી, કારકુન કે અમલદારો સર્જવા માટેની એ કેળવણી છે ખેડુ ને મજૂરને આત્મભાન આવવાને બદલે લઘુતાગ્રંથિ સર્જાય તેવી જ એની પદ્ધતિ છે એમાં ખેડુ કે મજૂરના જીવનને અનુકૂળ એવી કેટલી ગોઠવણ છે? લાખો ને કરોડો ખેડુબાળકોનુ જાણે એ ચિત્રમા અસ્તિત્વ જ નથી કેળવણીના ખર્ચમાં કેટલા ટકા એમને ઉપયોગી કેળવણી પાછળ ખર્ચાય છે? એવી જ રીતે તમે ફોજદારી કાનન તપાસશો તો પોણોસો ટકા એવી કલમો નીકળશે કે જેનો લાભ મિલકત છે તે જ લઈ શકે શોષિત લોકોના રોજિંદા આક્રમણથી બચવા જાણે વિવિધ પ્રકારની ભુનભુનામણી જ મર્જી છે, ઇલ્બર્ટબિલ સામે ગોરાઓએ કેવો પ્રચડ વિરોધ કરેલો? કાળો ન્યાયાધીશ, જે શોષિત પ્રજાના વર્ણનો છે તે ગોરા-શોષકનો વળી ન્યાય તોળે? ન્યાયની તટસ્થતાની વાતો એ ભૂલી ગયા ને ખુદ રીપન વાઈસરૉયનુ અપહરણ કરી જવાની વાત પણ વિચારાઈ વર્તમાન યુગમા જ એમ બન્યુ છે તેવુ નથી. મધ્યયુગમાં અમીરનો ગુનો થયો હોય તો અમીરોનુ પચ જ તેનો ફેસલો કરી શકે એવી રીત હતી. આજેય બે-ત્રણ-પાચ કોઈ ખાનગી ખૂણે રમાય તો જુગાર લેખાય છે પણ બીલિયર્ડ કે રેઈસકોર્સ એ સામાન્ય મોજનો વિષય ગણાય છે આમ બને છે કારણકે હાથનો કોળિયો મોં તરફ જાય તે સહજ છે રાજસત્તા ને કાયદા-કાનુન જે ઘડે છે-ઘડવામા જેનો નક્કર અવાજ છે તે તેને પોતાની ઉપયોગિતાની દૃષ્ટિએ જ ઘાટરૂપ આપે છે ચિત્ત વસ્તુમાત્રના પૂર્ણ આત્માના રૂપતે જોતુ ને ઝખતુ હોવા છતાં એનો તત્કાલીન દેહ તો તાત્કાલીન અર્થરચના જ આપે છે આ દેહ અર્થરચના બદલાતા વળી નાશ પામે છે ને નવો બધાય છે

વર્તમાન અર્થવ્યવસ્થા મૂડીવાદી હોવાથી રાજ્ય એ મૂડીવાદી વર્ગનું જ એક હથિયાર છે. બહારથી બંને જુદાં દેખાતાં હોવા છતાં અંદરથી એકઠારે ચાલે છે. દરેક અર્થરચના સ્થાયી થવા માટે રાજ્યરચના પોતાને અનુકૂળ કરવા માગે જ. મૂડીવાદીઓ આ સમજે છે એટલે જ ઇંગ્લંડમાં ને બીજે જ્યારે જ્યારે રાજાને નાણાંની કે બીજી જરૂરિયાત માટે મૂડીવાદીઓની મદદની જરૂર પડી ત્યારે મૂડીવાદીઓએ રાજા પાસેથી પોતાને અનુકૂળ તેવા હક્કો પડાવી લીધા છે. રાજાની તથા ભાયાતોની સત્તા બંને તેટલી ઓછી કરી પોતાના વર્ગની સત્તા વધારી છે. રાજાઓને તથા ભાયાતોને તેમ કર્યા વિના ચાલ્યું નથી. કારણકે ગયકાલે જમીનની માલિકી તે જ ધન એકઠું કરવાનું સાધન હતું. આજે પરસ્પરાવલંબન-યંત્રોદ્યોગ ને વૈજ્ઞાનિક શોધખોળોને પરિણામે સાહસિક વેપારીઓ ને ઉદ્યોગપતિઓના હાથમા આર્થિક જીવનનો કાબૂ આવ્યો છે; ભાયાતો ને રાજાને આર્થિક રચનાએ પાછળ ફેંકી દીધા છે—રાજતંત્રમાં પણ એમણે પાછા હટી જવું જ જોઈએ. ફ્રેંચ ક્રાંતિ તે ઊભા થતા મૂડીવાદ ને આથમતા ઠકરાતયુગ વચ્ચેનો જ વિગ્રહ છે. જમીનદારો ને રાજા એકપક્ષે તથા વ્યાપારીઓ તથા જમીનદારો નીચે દબાયલી પ્રજા બીજે પક્ષે હતાં. પરિણામ આપણે જાણીએ છીએ.

બરાબર તેવો જ એક વિગ્રહ કોઈ વાર છૂપો ને કોઈ વાર ઉઘાડો આજે ચાલી રહ્યો છે. એક તરફ છે મૂડીવાદીઓ ને જમીનદારશાહીના ન્હાસતા અવશેષો, ને બીજી તરફ છે મૂડીવાદીઓએ જ સર્જેલ અસંખ્ય સર્વહારા ને ગરીબ કિસાનો. માર્ક્સે સાચું જ ભાખ્યું છે કે capitalism creats its own gravediggers. આ વિગ્રહમાં મજૂરવર્ગ મૂડીવાદ સાથે કોઈ કાયમી સમાધાનનો વચલો માર્ગ ખોળી શકે તેમ નથી, કારણકે

મૂડીવાદ સમાન વહેંચણી કરી સૌને ખરીદશક્તિ આપી શકવાનો નથી ને તેથી જ છેવટના તબક્કે મૂડીવાદના જ એક અંગ જેવી રાજ્યસત્તાનો પણ કબજો લીધા સિવાય ક્રાંતિ થવી દુર્લભ છે

રાજ્ય એ સત્તાનું પ્રતીક છે ને એ જો મૂડીવાદીઓના કાબૂ નીચે રહે તો એ એમના વર્ગહિતમાં જ વાપરવાના

કદાચ કોઈ પૂછે કે જો મૂડીવાદીઓ પોતાના વર્ગહિતની દૃષ્ટિએ જ ચાલતા હોય તો ઈંગ્લંડમાં મજૂરોને જે જુદા જુદા હક્કો છે–રાહતો છે તે શા કારણે ?

જે રાહતો ને પેન્શનો છે તે એમણે સહેજે નથી આપ્યા, ઉગ્ર લડતો થઈ ત્યારે આપ્યાં છે ને તે પણ ઈંગ્લંડનો મૂડીવાદ આપી શક્યો છે કારણકે એને ત્યાં અર્ધ દુનિયાની લૂંટ આવીને ઠલવાય છે આને લીધે જ ઇંગ્લંડના મજૂરોને ક્રાંતિ કરવાની જરૂર હજુ પડી નથી એન્જલ્સના શબ્દોમાં કહીએ "British working class is becoming more and more Bourguise, of course this is to some extent justifiable for a nation which is exploiting the whole world

પણ ઇંગ્લંડનું ગબડતું–વીંખાતું સામ્રાજ્ય–અન્ય દેશોની હરીફાઈ ને સંસ્થાનોમાં ઊભી થયેલી રાષ્ટ્રીય અસ્મિતા ઈંગ્લંડના મજૂરોને પણ સમાજવાદ તરફ વાળી

મજૂરવર્ગ જ્યારે રાજસત્તા હાથ કરશે ત્યારે સહુથી પ્રથમ કામ કરશે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી ઉડાડી દેવાનુ ને તે પછી જ પહેલીવાર સાચુ મનતત્ર જન્મશે માણસ આર્થિક રીતે સ્વતંત્ર ને નિશ્ચિંત થશે પછી જ એ નિર્ભય બને પોતાનો મત પ્રત્યેક વતુમા આપશે. સાચુ બધુત્વ પણ પછી જ આવવાનુ કારણકે ભાઈ ભાઈને શોષે તેવી વ્યવસ્થા એ તો બધુત્વના આદર્શની

મશ્કરી છે, સમાજવાદમાં ભાઈ ભાઈને શોષે તે સૌથી મોટી અનીતિ–મોટો ગુનો ગણાશે.

રાજસત્તા એ મુખ્યત્વે આજ સુધી એક વર્ગનું બીજા વર્ગ પર શાસન કરવા માટેનું હથિયાર રહ્યું છે. ઇતિહાસમાં પહેલી જ વાર એ પ્રભાત ઊગવાનું કે જ્યારે રાજ્યસંસ્થા એ એક વર્ગ બીજા વર્ગનું શોષણ કરે તે માટેનું રમકડું નહિ હોય, ને એટલા પૂરતું ગજાચશોષણનું પ્રતીક નહિ પણ સર્વસંમત વ્યવસ્થાતંત્ર હશે.

આ કાંઈ ઘડીક વારમાં નહિ થઈ જાય. રોગ જાય છે તો પણ તરત જ તાજું લોહી આવતું નથી. એની અશક્તિ જતાં વખત લાગે છે–રોગ દરમિયાન જે પીધું તેના માનસિક સંસ્કારો ભૂંસાતાં વખત જાય છે. તે જ પ્રમાણે મજૂરોએ રાજતંત્રનો કબજો કરી ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી નાબૂદ કરી હશે તોપણ મૂડીવાદી વર્ગના માનસના છૂટાછવાયા પ્રતિનિધિઓ રહેવાના. સ્વાર્થી વ્યક્તિવાદમાં માનનાર મધ્યમવર્ગનું માનસ ફેરવાતાં પણ થોડો વખત જવાનો. એ દરમિયાન મૂડીવાદ ફરી માથું ન ઊંચકે એટલા માટે સખત નિયમન ને ખબરદારી રાખવાં પડશે. એનું નામ જ સર્વહારા મજૂરવર્ગની સરમુખત્યારી.

મજૂરવર્ગની સરમુખત્યારી સામે બહુ વિરોધ કરવામાં આવે છે પણ એ વિરોધ કરનારાએ એક વસ્તુ સ્વીકારવી જોઈએ કે બે વર્ગ વચ્ચે જ્યાં સુધી વિગ્રહ ચાલતો હોય ત્યાં સુધી લડાઈની સ્થિતિ પ્રવર્તે છે. મધ્યમવર્ગ તથા શ્રીમંત ખેડૂતોનો વર્ગ કયે પલ્લે બેસશે તેનું નક્કી નથી નવું માનસ એ સિવાયના વર્ગોમાં પણ હજુ બીજરૂપે છે, એવી સ્થિતિની અંદર કોઈ પણ લડાઈમાં સરમુખત્યારી હોય તેવી આ અસ્થાયી સરમુખત્યારી છે. એ સરમુખત્યારી હોવા છતાં એક મુખ્ય વર્ગની છે–૫ ટકાની ૯૫ ટકા પર નહિ, પણ ૯૫ ટકાની ૫ ટકા પર. એટલે જેમ આપણે રામે

કરેલ સંવર્ધન ને સ્વાર્થે કરેલ દૌલતવર્ધ વચ્ચે બને વધ હોવા છતા ભેદ ગણીએ છીએ—એકને દુઃખનાતા ને બીજાને દુઃખદાતા કહીએ છીએ, તેમ જ આમા ભેદ કરવો આવશ્યક છે

આવી સમાજરચના આવ્યા પછી માનવીમા રહેલા દેવાંશી અંશોને પ્રગટ કરવાનુ શક્ય બનશે

કોઈ ઉત્પાદનના સાધનોની ખાનગી માલિકી નહિ રાખવું હોય ઉત્પાદનનાં સાધનો કાં તો પંચાયતની દેખરેખ નીચે, કાં તો સહાયકારી મંડળની દેખરેખ નીચે ને રાષ્ટ્રની માલિકીના હશે. નફો લેવો તે ગુનો હશે પરિણામે સૌને ખરીદશક્તિ મળી રહેશે સમાજોપયોગી શ્રમ કર્યા સિવાય કોઈ એ ગજ્રમાં ગઢી નહિ શકે ને સમાજોપયોગી શ્રમ કરવા તૈયાર હશે તેને આર્થિક ચિંતા નહિ હોય માંદો પડશે, વૃદ્ધ થશે, ઘાયલ થશે તો જે સમૂહનો એ ઘટક હશે તે એને સંભાળવા બંધાયેલ હશે આવુ ધન ભેગુ કરવાનો મોહ એ કારણે લગભગ નહિવત્ થશે એક તો એ ધનનુ મૂડીમાં પરિવર્તન કરવાનું અશક્ય હશે, બીજુ ધન ભેગુ કરવાનો મુખ્ય હેતુ ભવિષ્યમા આફત વખતે ખપ લાગે તે પણ બિનજરૂરી હશે એના બાળકોને સમાજ વિના મૂલ્યે ભણાવશે, કામે વળગાડશે, એની ગેરહાજરીમાં એનાં સ્ત્રી–બાળકોને સંભાળશે, માદગીમા સારવાર કરશે એટલે ધીમે ધીમે ધનની ખાતર ધનનો સંઘરો કરવાની વૃત્તિ લગભગ નાબૂદ થવાની પછી તો માત્ર રહેશે એકબીજાને ઉપયોગી થવાનુ, પોતાની આંતરશક્તિઓને વિકસિત કરી સમાજને ચરણે ધરવાનુ બાઈબલે કહેલ વાક્ય ત્યારે જ સાચુ પડવાનુ કે—

**And then Nations shall not vie with eachother but shall love eachother.**

સ્ટેલિને હમણા જ કહ્યુ હતુ " We built this society in order that human personality might feel really free.

We built it for the sake of real personal liberty.'

સમાજવાદી વિચારણાનો આ સાર છે. એમાં ન્યાયીનીતિને સાધન વિશેની વાત મેં છેડી નથી: એક તો મેં એની થોડી ચર્ચા મારા ગાંધીવિચારણા પરના નિબંધમાં કરી જ છે, ને બીજું એ કે એને હું છેલ્લે જ ચર્ચવા ધારતો હતો. આજે ચારે બાજુ એ બે વિચારણા વિશે જુવાનોમાં ખૂબ વાગ્યુદ્ધો ને ઊહાપોહ થાય છે; ને સામાન્ય રીતે એ બને વિચારણા એકબીજાની વિરોધી છે તેવું તે તે વાદના ભક્તો ધારે છે. મેં આ બાબતમાં જે થોડું વાંચ્યું છે તે પરથી મને એમ લાગ્યું છે કે ગાંધીવિચારણા ને સમાજવાદ વચ્ચે વિરોધ છે તેના કરતાં મિલનસ્થાનો વિશેષ છે. બાળકો ને એમનાં વડીલો અંદર અંદર જો ઝઘડે તો ભારે વ્યથા ને શરમ થાય છે, કારણકે એમને મન બંને પાવિત્ર્ય, શક્તિ ને ઔદાર્યની પ્રતિમાઓ હોય છે; પણ સંસાર એ ધારે છે તેટલો સરળ નથી હોતો...મને જે બે વિચારધારા અતિશય ગમી છે તેમાંથી એકેયને સાવ મૂકી દેવાનું બને તેમ નથી. એટલે આ બંનેનો મેળ પરાણે મેળવવાનો આ બાલિશ પ્રયત્ન હોય—ને કેટલાય મિત્રો એમ કહે છે પણ ખરા. મને તેમ લાગ્યું નથી ને લાગતું પણ નથી. હું તો માનું છું કે સમાજવાદ ગાંધીવિચારસરણીની અહિંસા, બને તેટલું વિકેન્દ્રીકરણ ને ત્યાગમય જીવનની મહત્તા એટલું ન લે તો એમાં એને જ નુકસાન છે, તેમ જ ગાંધીવિચારસરણીએ જો સામાજિક કે રાજકીય પરિવર્તન દ્વારા અહિંસક સંસ્કૃતિ સ્થાપવી હોય તો ઉત્પાદનનાં સાધનોની સામુહિક માલિકી ને ઇતિહાસને આર્થિક રીતે સમજવાની દૃષ્ટિ એ બેનો સ્વીકાર કર્યા સિવાય ચાલે તેમ નથી. એમ નહિ કરે તો ગાંધીવિચારણા જતે દહાડે એક લોકહિતેચ્છુ સાધુઓનું મંડળ થઈ જશે ને સમાજવાદ જો ઉપલી વાતો નહિ સ્વીકારે તો સંભવ છે કે સમાજવાદ જતે દહાડે

લશ્કરી સરમુખત્યારી કે થોડા વિશારદો પર પરસ્વશતામાં પરિણમે.)

અને એ બંને વાદોને એકબીજાની ઉપલી ખાસિયતોની આપલે કરતા અટકાવે તેવો કોઈ તાત્ત્વિક ટેકરો આડે આવતો મને દેખાતો નથી.

કોઈને કદાચ આશ્ચર્ય લાગશે. વર્ગવિગ્રહ, લાલ વાવટો, બુર્ઝવા નેતાગીરી સામેનું બંડ એ બધાંનો અહિંસા ને સર્વોદય સાથે મેળ કેમ મળે? વાત ઠીક જ છે—મને પણ પહેલી નજરે તેવું જ દેખાયલું, પણ આજે તેમ નથી. આજે હું બનશે ત્યાંસુધી એમની સાથે ચાલીશ, જ્યાં નહિ ચલાય ત્યાં બાજુ પર ઊભો રહી એમનું હિત વાંછીશ. કારણકે એમની પાસે પણ એક સ્વપ્ન છે, કદાચ સમાજરચના તથા વાસ્તવિકતાની દૃષ્ટિએ અનુપમ સ્વપ્ન છે, ઉપરાંત એ સ્વપ્નને સિદ્ધ કરવાની નક્કર, અનૂઠ ને વૈજ્ઞાનિક ભૂમિકા છે.

સમાજવાદ ને ગાંધીવાદનાં મિલનસ્થાનો શોધનાં પહેલાં એક વાત સમજી લઈએ. સમાજવાદી અને સમાજવાદને આપણે એકરૂપ ન ગણીએ, જેમ આપણે અંગ્રેજ ને અંગ્રેજ-સામ્રાજ્યને એકરૂપ નથી ગણતા. ગાંધીવિચારણાનું ધાવણ જેને મળ્યું છે તેને માટે તો આમ અલગ પાડીને જોવું તે મુશ્કેલ નથી. પણ સામાન્ય રીતે મનુષ્ય-સ્વભાવ એવો છે કે પોતાના એકાદ વૈયક્તિક અનુભવને સર્વવ્યાપી માની લેવાનું તેને ગમે છે. એકાદ સમાજવાદી આપણને મળ્યો હોય તે પરથી આપણે સમાજવાદી વિચારણાનું મૂલ્યાંકન કરીએ છીએ. સમાજવાદ વિષે આપણે ત્યાં જે વિરોધ ને પૂર્વગ્રહો બંધાયા છે તેને માટે આપણે ત્યાંના સમાજવાદીઓ ને સામ્યવાદીઓનાં વાણી તથા વર્તન ઓછાં જવાબદાર નથી.

એ બધા કહેવડાવે છે પોતાને વૈજ્ઞાનિક પણ મોટા ભાગમાં

મતાગ્રહ–સંકુચિતતા જે અવૈજ્ઞાનિકતાનાં જ લક્ષણો છે તેનું ઠીક ઠીક પ્રમાણ હોય છે.

વસ્તુતઃ આ કે પેલી વિચારણાને તોળતી વખતે આપણે વ્યક્તિઓને નજર સામે ન રાખીએ. જેમ કેટલાક સમાજવાદીઓ છીછરા, ઉતાવળિયા ને અસહિષ્ણુ હોય છે તેવી જ રીતે કેટલાક ગાંધીવાદીઓ પણ જડ, અભિમાની ને આત્મવંચક હોય છે, એટલે કોઈ ચર્ચા કરતી વખતે વ્યક્તિઓ નજર સામે નહિ રાખવી ઘટે.

છતાંય જો વિચારણાને મૂલવતી વખતે વ્યક્તિનો દાખલો ટાંકવો જ પડે તો એ વિચારણાની પ્રતિનિધિ–શ્રેષ્ઠ વ્યક્તિને જ લઈએ. દુનિયાની પોણા ભાગની ગેરસમજો આવેલ પ્રશ્નને આવા વૈયક્તિક રાગદ્વેષનાં ચશ્માંથી જોવામાંથી ઊપજે છે.

એટલે તટસ્થ રીતે બંને વિચારણાને જોશું તો આ બંને વિચારધારા અલગ અલગ છે પણ પરસ્પરવિરોધી નથી–કંઈક અંશે પૂરક છે. ગંગા–યમુનાની જેમ કોઈક સ્થળે, કોઈ કાળે એમનો સંગમ શક્ય છે એમ દેખાશે. અલબત્ત, સંગમ થતી વખતે તાણમ-તાણ થવાની–ઘર્ષણ પણ થવાનું, પણ તે સ્થળે પાવનકારી તીર્થ પણ થવાનું એ વિષે પણ શંકા નથી. ભારતવર્ષે અનેક વસ્તુ-ઓનો સમન્વય કર્યો છે. આ બંને ધારાનો પણ જગન્મંગલ માટે ભારતવર્ષ દ્વારા સમન્વય થાય તો કશીયે નવાઈ નથી.

પહેલું તો બંને વિચારણા એક જ કાર્ય માટે મથે છે. બાપુનો આદર્શ માણસ માણસના વ્યવહારમાં વપરાતી હિંસાને નાબૂદ કર-વાનો છે. સમાજવાદ પણ એક વર્ગ કે વ્યક્તિનું બીજી વ્યક્તિ કે વર્ગ દ્વારા થતું શોષણ અટકાવવા ધારે છે.

બંને વચ્ચે વિરોધ દેખાય તો તે સાધન તેમજ રચના સંબંધમાં દેખાવાનો. સાધ્ય વિષે તો તકરાર નથી.

અર્થરચનાના તાત્ત્વિક પાયા વિષે પણ સામ્ય છે. જેમકે

બાપુ પણ જ્યારે ગ્રામઉદ્યોગ ને સ્વાયત્ત ગામડાંની વાત કરે છે ત્યારે એમના મનમાં તો જે માલ પેદા કરે તે જ વાપરે, બજારના માલ પર આધાર ન રાખે, કે બજારના નફાની ગણતરીએ પેદા ન કરે તે છે. આનો પાયો છે ઉપયોગ માટેનું ઉત્પાદન. સમાજવાદી planned economyનો પાયો પણ production for use છે. નાના ને મોટા વર્તુલ વચ્ચે કદની દૃષ્ટિએ ફેર જરૂર છે, પણ તાત્ત્વિક રીતે બન્ને વચ્ચે સામ્ય જ છે.

દરેક ગામડું પોતે પોતાની બધી જ જરૂરિયાતો ઉત્પન્ન કરી લે, બહારથી માલ લે નહિ તેમ બહાર માલ ફેંકે નહિ. એ સાવ સરળ હિસાબ છે. એમ બને તો શોષણ થવાનો સંભવ લગભગ ન રહે, પણ સમાજવાદીઓને એ નથી રુચતું, તેનાં બે કારણો છે.

એક–સમાજવાદ તે એકરાષ્ટ્રીય વિચારણા નથી, પણ બધા જ દેશો માટેની આંતરરાષ્ટ્રીય વિચારણા છે. ગ્રામઉદ્યોગવાળી સ્વાયત્ત અર્થરચના દુનિયા આખી માટે આજે શક્ય દેખાતી નથી. હિંદુસ્તાન માટે પણ શક્ય છે કે કેમ તે ચોક્કસ ન કહી શકાય સંસ્કારી જીવન માટે (વિલાસી જીવન માટે નહિ) જે ઓછામાં ઓછી જરૂરિયાતો આપણે કલ્પીએ તે પણ દરેક ગામડું હાથઉદ્યોગો વડે પેદા કરી લે તે વાત અસંભવિત છે. યુક્તાહાર માટેના બધા પદાર્થો, યુક્તજીવનદૃષ્ટિ માટેનાં બૌદ્ધિક ઉપકરણો પ્રત્યેક ગામડામાં હાથઉદ્યોગોથી પેદા થઈ શકે તેમ નથી. ને બીજો વધો સમાજવાદીઓને એમની તર્કદૃષ્ટિએ આવે છે. સમાજવાદી વિચારણા પ્રમાણે સમાજજીવનના પાયામાં અર્થરચના રહેલી છે ને અર્થરચનાને અનુકૂળ એવા જ ઉપલા મજલા રચાય છે. એટલે જો પ્રત્યેક ગામ સંપૂર્ણ સ્વાયત્ત થઈ જાય–અર્થરચનાનો પૂરો એકમ બની જાય, તો રાજકારણ ને અન્ય બૌદ્ધિક વિકાસનો એકમ પણ એ જ બને. ફરી મધ્યયુગની સ્થિતિસુસ્તતા

તેમ જ સંકુચિત જૂથભાવના ( local patriotism ) આવે. જે સંપૂર્ણ સ્વાયત્ત ગામડાંની વાત કરતા હશે તેમના ખ્યાલમાં તો કદાચ આથી ઊંધું જ હશે. એમ બને કે એમના મનમાં માનવી સંકુચિત થાય તેવી ઇચ્છા ન હોય ઊલટું વિશ્વવ્યાપી ઐક્ય જ લક્ષમાં હોય. પણ માર્ક્સિયન વિચારણા પ્રમાણે તો સમાજવાદીઓ કહે, 'તમારી ભાવના ગમે તેવી સરસ હોય પણ એ અર્થ-રચનાનું પરિણામ તો આવું આવે.'

ઉપરાંત કદાચ આપણે માની લઈએ કે સમાજવાદીઓનો આ વાંધો નીકળી જાય તોપણ ગજતંત્રે બે કાયદા કરવા પડશે ને એનો અમલ બહુ જ દૃઢતા ને કડકાઈથી કરવો પડશે.

૧ ગ્રામઉદ્યોગોમાં વપરાતાં યંત્રો સિવાયનાં યંત્રો કોઈ વ્યક્તિથી નહિ વપરાય જો યંત્રોની શોધ થવા દે ને વપરાવા દે તો હાથઉદ્યોગો ટકે નહિ.

૨. એક માણસ બીજા માણસ જોડે સમાન ભાગીદારી રાખે પણ બીજાને કોઈ મજૂર તરીકે ન રાખે

વસ્તુત બીજો કાયદો એ સમાજવાદી તંત્રનો પહેલો કાયદો છે.

સાચી રીતે તો બાપુના મનમા આજે તો એવું નથી. એ પોતે માને છે કે રેલવેઓ રહેવાની, છાપખાના રહેવાના, મધ્યસ્થ તંત્ર-રાષ્ટ્રીય ઐક્ય-પણ રહેવાનુ ગામડુ બને એટનુ સ્વાવલબી બને તેમ એ ઇચ્છે છે ને ઇચ્છશે, પણ સંપૂર્ણ સ્વાયત્ત ને બને તેટલુ સ્વાયત્ત એ વચ્ચે કાળ પ્રમાણે ઘણું અતર રહેવાનુ.

ને પ્રત્યેક ઘટક જેટલે અંશે પરાવલબી કે પરસ્પરાવલબી હશે તેટલે અંગે એ ન છેતરાય-ન શોષાય તે માટેના ઉપાય તરીકે તો તે તે ઉત્પાદન-વ્યવહાર કે વહેંચણીનાં સાધનો વ્યક્તિગત માલિકીનાં નહિ પણ સામુહિક માલિકીનાં-તે જ ઉપાય રહેશે.

એનો અર્થ તો એ કે સામુહિક માલિકીમાં કેટલી બાબતો રાખવી તેમાં જ થોડો મતભેદ રહેશે, મૂળગત મતભેદ નહિ.

એકેએક ગામડુ આજે સ્વાયત્ત બની શકે તેમ નથી એમ લાગ્યુ હશે એટલે જ કિશોરલાલભાઈએ પણ સ્વાયત્ત એકમ તરીકે એક ગામડ નહિ પણ ૨૫–૫૦ ગામડાંનુ જૂથ કે એકાદ તાલુકો રાખવો પડશે તેમ સ્વીકાર્યું છે

હવે એક તાલુકાને સ્વાયત્ત કરવાના આદર્શને સ્થાને એક દેશને જ સ્વાયત્ત કરવાના આદર્શ સુધી ગાંધીવિચારણા આવી શકે ખરી ? ગામડાને બને તેટલાં સ્વાયત્ત કરવાં પણ દેશને તો પૂરો સ્વાયત્ત કરવો, એ વાતમા હુ નથી ધારતો કે ગાંધીવિચારણાને કંઈ તાત્ત્વિક વાંધો હોય કારણકે દેશ સ્વાયત્ત થાય છતાં એક વ્યક્તિ બીજી વ્યક્તિનુ કે વર્ગનુ શોષણ ન કરે તે માટે થઈને બાપુએ બે સલામતીઓ તો રાખેલી જ છે એક તો દેશના પાયાનો ઘટક ગામડુ સહકારી જીવનને લક્ષમા રાખતાં જેટલુ બની શકે તેટલુ સ્વાવલબી હશે (સહકારી જીવનમાં હુ આંતર કે બાહ્ય વિગ્રહને ન ઉત્તેજે તેવી અર્થ વ્યવસ્થા–બંધુત્વના પાયા પર રચાયેલ બૌદ્ધિક ને શાસ્ત્રીય મીમાંસાનો સમાવેશ કરુ છુ )ને બીજુ જેમાં ગામડાં સ્વાવલબી નહિ હોય તે પર કોઈ વ્યક્તિનો કાબૂ નહિ હોય પણ સમાજ આખાનો હશે, જેમ ગૌચર પર છે તેમ

પરસ્પરને સહાય ને પરાવલબન એ બને એક વસ્તુ નથી વાહન વ્યવહાર ખોરવાઈ જતાં ગામડાં ભૂખે મરે કે મૃત થઈને ધાંધા બની જાય તે પરાવલબનનુ કારણ છે જીવનની રોજની પ્રાથમિક જરૂરિયાતો પાચમો કે પાંચ હજાર ગાઉથી તૈયાર થઈને આવે તે પરાવલબન છે સ્ત્રીઓ઼ેથી પરિણાઈ આવી શકે, પણ આપણુ રોટી વસ્ત્ર તેમજ જરૂરી સામુહિક તાલીમની સામગ્રી અહીં જ નીપજવી જોઈએ એટલે બાપુ બજારેના ચોખા આપવી

રાથે અદનોઅદલો કરી ઘઉં ખાવાનું નહિ કહે પણ ઘઉં જો ખુમ્તાહારમાં આવશ્યક હોય તો તે ખહદેશમાં જ પેદા કરવાનું કહેશે. જર્મની એકઠુ લોખડ પેદા કરે ને યુક્રેન એકલા ઘઉં પેદા કરે તે બરાબર નથી એમાંથી પણ Things are in the saddle જેવી સ્થિતિ કોઈ વાર પેદા થવાનો સંભવ રહે છે દરેક દેશ પોતે પોતાની જરૂરિયાતો પેદા કરવા પ્રયત્ન કરે તે વિશ્વશાંતિમાં એક સહાયક વસ્તુ છે રશિયા પણ આજે સ્વાયત્ત થવા જ મથે છે એ પોતાને ત્યાં શણ-કપાસ શોધી પોતાના પુતળો માલ તૈયાર કરે છે લોખડ તેમજ બીજા પાયાના ઉદ્યોગો વિષે પણ એ બીજાના આધારે રહેવા નથી ઇચ્છતુ.

પણ સમાજવાદનુ જે સૌથી અગત્યનુ લક્ષણ સામુહિક માલિકી તે વિષે ગાંધીવિચારસરણીનુ શુ મતવ્ય છે? લગભગ સમાજવાદ જેવુ સમાજવાદ સામુહિક માલિકીની હિમાયત કરે છે પણ તે ઉત્પાદનનાં સાધનોની જ, ઉપભોગનાં સાધનોની નહિ તમે તમારા રેટિયા પર કાંતીને કાપડ તૈયાર કરો, તમે તમારી ગાય રાખી, જાતે માવજત કરી દૂધ પચાવતે નકી કરેન ભારથી વેચો તેમાં સમાજવાદને વાંધો નથી હાથઉદ્યોગનાં ઘણાંખરાં સાધનોની સામુહિક માલિકી કરવાનો સમાજવાદમાં પ્રશ્ન જ આવતો નથી ને ખાણ, જમીન, રેલવે, જગન વગેરે ઉત્પાદનનાં સાધનોની સામુહિક માલિકી વિના ૧૯૩૦ ની મહાસભાના ઠરાવને તો બાપુએ સંમતિ આપી છે ફરી એ જ વસ્તુ વિષે ફૈઝપુરમા પણ કહ્યુ છે-
"This brings me to Socialism Real Socialism has been handed down to us by our ancestors who taught "All land belongs to Gopal, Where then is a bourdary line? Man is the maker of that line and he therefore

unmakes it. Gopal literally means shepherd It also means God *In modern language it means the state i e people* That the land today does not belong to the people is too true But the fault is not in the teaching It is in us who have not lived upto it " એ જ વ્યાખ્યાનમાં આગળ ચાલતાં કહ્યું "Land and all property is his who will work The workers are or have been kept ignorant of this simple fact "

એવી જ રીતે યંત્ર વિશેનો એમનો ખ્યાલ જોઈ લઈએ એમાં પણ સામુહિક માલિકીની એમણે કરેલ હિમાયતનો પુનરુચ્ચાર છે એક સમાજવાદીએ એમને પૂછ્યુ " But what about the inventions? You would have nothing to do with electricity? "

બાપુએ કહ્યું

'Who said so? If we could have electricity in every village home, I should not mind villagers plying their implemets and tools with the help of electricity *But then village communities or the state would own power-houses just as they ha e their grazing pasture* I would prize every invention of science made for the benefit of all '

એમનુ યંત્ર તેમ જ સામુહિક માલિકી વિશેનુ તાત્વિક વલણ

સ્પષ્ટ છે. નાના હાથઉદ્યોગો મુખ્યત્વે સર્વસુલભ છે ને બાકીના ઉદ્યોગોની સામુહિક માલિકી એમને સ્વીકાર્ય છે.

અલબત્ત યંત્રીકરણ કરવામાં પણ એમનું વલણ બને તેટલું એ યંત્ર સાદું બને, વ્યાપક થઈ શકે તે રહેવાનું; જેથી તે સર્વસુલભ બની શકે તેમ હોય તો બને. નહિતર છેવટે તેણે ઉત્પન્ન કરેલ ફળ તો સામુહિક માલિકી દ્વારા સર્વસુલભ બને જ.

સમાજવાદી વિચારસરણીને પણ કેન્દ્રાભિમુખ વલણ તરફ હોંશ નથી. ક્રાન્તિ સ્થિર થતાં સુધીના સંક્રાંતિકાળ દરમિયાન કેન્દ્રસ્થ સત્તા તરફ જોર દે પણ તે તો મર્યાદિત કાળ પૂરતું-અસ્થાયી. સમાજવાદીઓમાં કેટલાક કેન્દ્રસ્થ સત્તાના હિમાયતી દેખાય છે ખરા. એમાંથી જ state socialism શબ્દ ઊભો થયો છે. માર્ક્સ-એન્જલ્સનું વલણ પણ શરૂઆતમાં કેન્દ્રી રાજતંત્ર પર જ ઝોક દેવા તરફ હતું. પણ પાછળથી પેરીસ કમ્યુનના અનુભવે તે બદલાયું. પ્રો. રીઝનોવ જે મોસ્કોના માર્ક્સ-એન્જલ્સ ઇન્સ્ટીટ્યુટના વડા છે, તેમના જ શબ્દોમાં એ વસ્તુ આપણે વાંચીએ.

"In preface to the German edition of 1872 Marx and Engles declared that in some respects the manifesto was out of date. They pointed in especial to the parts dealing with the attitude of the revolutionary workers towards the bourgeois state apparatus. Intimately bound up with this question was that of their attitude towards political centralisation, a matter upon which Marx and Engles has modified their outlook since early fifties. During the days preceding the

revolution of 1848 and during the progress of revolution.........both Marx and Engles passionately attacked any movement towards federalism or decentralisation......... A profounder study of social and political institutions undertaken during eighteen fifties caused Marx and Engles to change their outlook. In 1885 Engles wrote " Everyone knows now a days that throughout the revolution and down in the 18th bromaire, govt. of the departments the districts and the communes was carried on by the locally elected authorities which had free scope of action within the general limits of national legislation. Everyone knows more over that these local authorities, the embodiment of a system resembling that of provincial and local self-Government in the united states of America were among the main factors of revolution during the Paris communne.

The old centralised organisation should have yielded place to self-governing bodies in the provincial districts likewise. The Unity of a nation far from being tampered with by such institutions would have been strengthened by communal organisation of

this type. Unity would have been indeed a tangible fact. *

એન્જલ્સ કહે છે તે પ્રમાણે ક્રાંતિ દરમિયાન કે ક્રાંતિ પછીના શાંતિકાળમાં તો સ્થાનિક સંઘો વિશેષ ઉપયોગી નીવડે છે. કારણકે સામાન્ય જનતા પોતાની સંઘશક્તિ, પોતાની આયોજનકલા, ટૂંકમાં પોતાની સમગ્ર શક્તિને ચકાસવાની–આત્મશ્રદ્ધાને દૃઢ કરી પોતા પર નિર્ભર થવાની રોજની તાલીમ પૂરી પાડે છે. જે રાષ્ટ્રમાં આવી તાલીમ વિશેષ તે રાષ્ટ્ર હંમેશ અપરાજિત ને અમર.

ગાંધીવિચારણા વિકેન્દ્રીકરણ તરફ ને સમાજવાદી વિચારણા કેન્દ્રીકરણ તરફ એમ પરસ્પર વિરુદ્ધ માર્ગે આ બન્ને જાય છે તેવી વાત યથાર્થ નથી તે આટલાથી સ્પષ્ટ થશે.

યંત્ર જીવતા માણસને પણ યંત્ર સમ બનાવી દે છે–એના વિકાસને એકાંગી બનાવી દે છે, તે વિષે બાપુએ ભારે અણગમો વ્યક્ત કર્યો છે. ગ્રામઉદ્યોગોને વળગી રહેવાના આગ્રહની પાછળ એક કારણ એમાં માણસનો વિકાસ એકાંગી નહિ પણ વિવિધ રીતે થાય છે એ છે સમાજવાદના આદિવિચારકોના લક્ષની બહાર એ નથી. મેનિફેસ્ટોમાં માર્ક્સ લખે છે :

"Owing to the evermore extended use of machinery and the division of labour the work of these proleterians has completely lost its Individual character and therewith forfeited all its charm for the workers. The worker has become mere appendage to a machine."

* Communist manifesto notes 192-193-194 Pages.

આ જ વસ્તુને ફરી બીજી રીતે તે 'કેપિટલ'માં પણ મૂકે છે હસ્તઉદ્યોગમાં મજૂર એક સાધન દ્વારા કામ કરે છે, જ્યારે કારખાનામા તે યત્રને અનુસરે છે પહેલી સ્થિતિમાં મજૂર પોતાના સાધનને ચલાવે છે—એ કારીગર છે, જ્યારે બીજામાં તો તે યત્રની હિલચાલનો તાબેદાર છે કારખાનામાં મજૂરો તે યત્રનો જ એક ભાગ હોય છે એન્જલ્સના કહેવા મુજબ આ સ્થિતિને લીધે જ મજૂરોનો એકાંગી વિકાસ થાય છે એ કહે છે "With division of labour man himself became a divided thing All bodily and mental faculties were sacrificed to the development of one શિકારી એના રોજના ભટકતા ને રોમાચક જીવનમાં આખ, કાન, નાક, હાથ પગ તથા મનની વિવિધ શક્તિઓને કેળવી શકતો હાથમારીગરીમાં પણ ઇંદ્રિયોના વિકાસને ઠીક ઠીક અવકાશ હતો, પણ મૂડીવાદી યત્રયુગે, આવીને માત્ર નફાને જ નજર સામે રાખી ઉત્પાદન કરવા માંડ્યુ (પરિણામે બૌદ્ધિક સયોજનશક્તિ લાગણીઓની સૂક્ષ્મ સંવેદનશીલતા અને શ્રમને છૂટાં પાડી દીધાં છે) એની વ્યવસ્થામાં things are in the saddle સમાજવાદ પોતાની ઉત્પાદન-વ્યવસ્થામા આ ત્રણેને સાકળવા માગે છે કમ્યુનિસ્ટ મેનિફેસ્ટોમાં સક્રાંતિકાળ માટે જે કાર્યક્રમ મૂક્યો છે તેમાં નવમુ ને દસમુ પગલુ આ જ્ઞાનેદ્રિય ને કર્મેન્દ્રિયોનુ અનુસંધાન કરવાનુ છે

૯ મુ પગલુ ખેતીવાડી ને શહેરી કારખાનાંના ઉદ્યોગોનુ અનુસધાન એવી રીતે કરવુ કે જેથી શહેર ને ગામડા વચ્ચેનુ અતર ધીમે ધીમે નાબૂદ થાય

૧૦ મુ જાહેરને ખર્ચે બધા જ બાળકોને કેળવણી બાળકોને આજની રીતે કારખાનામાં મજૂરી કરાવવાની બધી-પણ કેળવણી ને ઉત્પાદનનુ અનુસંધાન

આ બંને ટૂંકા મુદ્દા પર એન્જલ્સ તથા માર્કસે લંબાણથી લખ્યું છે. એન્જલ્સ લખે છે :

Whether in agriculture or in manufacturing industry both Fourier and...... favoured the utmost possible variety of occupation for the individual worker, demanding as a preliminary to this that young people should receive a highly diversified technical training. Thus the abolition of the contrast between town and country is not merely possible but essential. It has become necessary alike for manufacturing industry, for agriculture production and for the fulfilment of the demands of hygine. Only through the amalgamation of town and country will it be possible to put an end to the current poisoning of air, water and soil. Only in this way will it be possible to arrange for the masses who are now crowded in pestilential towns that their excreta shall be turned to useful account as manure instead of generating disease The abolition of severence between town and country is therefore not an utopian proposal On the contrary it aims at the most uniform distribution of large scale industry throughout the country. It is true

that great towns, one of the legacies of civilisation, can only be done away with at a great expenditure of time and trouble. But do away with them we must, though the process be tedius and laborious.

એટલે ઘણી વાર કહેવાય છે તેમ સમાજવાદ એ રાક્ષસી શહેરો ને જડ યન્ત્રીકરણનો હિમાયતી નથી એની યોજનામાં પણ મધ્યબિંદુએ તો માણસ જ છે. આમ હોવાથી કેળવણીમાં પણ એ બંને આદિવિચારકો આશ્ચર્યજનક રીતે વર્ધાયોજનાની નજીક ઊભેલા છે. માર્ક્સ કેપિટલમાં લખે છે: 'આપણી કેળવણીમાં નિશ્ચિત ઉમ્મર સુધીનાં બાળકોનાં શિક્ષણ તથા શરીરવિકાસનુ ઉદ્યોગ સાથે અનુસંધાન થશે. સામાજિક ઉત્પાદન વધારવાની બુદ્ધિથી નહિ પણ સંપૂર્ણ માનવીના વિકાસ માટેના એક જ માન ઉપાય તરીકે.' માર્ક્સ અહીં જે શબ્દો વાપરે છે તે યાદ રાખવા જેવા છે 'As the only way of producing fully developed human being.' *

આ જ વસ્તુને માર્કસે જિનીવાની આતરરાષ્ટ્રીય મહાસભામા વિસ્તારથી સમજાવેલી ને સમાજવાદી કેળવણીના પાયા વિશેનો આ ઠરાવ પસાર કરાવેલો એમાં હતો ઉત્પાદક શ્રમ, માનસિક વિકાસ, શરીરસંગઠન ને યન્ત્રશાસ્ત્રનુ જ્ઞાન-આ ચારે ચીજોનો સમન્વય. આ જ વાત ફરીથી એન્જલ્સે એના Principles of communismમા કરી છે

આટલા પરથી એટલું તો દેખાયું હશે કે સમાજવાદના મૂળ વિચારકોને કેન્દ્રસ્થ રાજસત્તા કે કેન્દ્રસ્થ ઉદ્યોગોનો શોખ નહોતો,

* Capital 522 quoted in communist manifesto

માર્કસ કે એન્જલ્સને હિંસાત્મક વિપ્લવ સિવાય બીજો ઉપાય ન સૂઝ્યો હોય તેમાં નવાઈ નથી. આજે પણ યુરોપમાં સક્રિય અહિંસાને પેસીફીઝમ (નિષ્ક્રિય શાંતિવાદ)ની જોડે ભેળવી દેવામાં આવે છે, જોકે બાપુ જ્યારે અહિંસાની વાત કરે છે ત્યારે તે અપ્રતિકારની વાત નથી કરતા. એ તો હિંસક પ્રતિકાર કરતાંય જલદ ને તીવ્ર અહિંસક પ્રતિકારનો ઉપદેશ દેતા હોય છે દુષ્ટતાને સાંખી તો લેવાય જ નહિ ને છેવટ અહિંસાથી એનો સામનો ન આવડે તો ભલે હિંસાથી કરો, પણ દુષ્ટતા આગળ ઘૂંટણ તો ન જ વાળજો એમણે પોતે કહ્યું છે ને કરી પણ બતાવ્યું છે કે અહિંસક પ્રતિકારની કાર્યક્ષમતા હિંસા કરતા ચડે તેવી છે લોઢાને પણ ગાળી નાખે તેવો ઉગ્ર-પ્રતિકાર હોય ને છતાં તે અહિંસક હોય તેમ બની શકે છે. ભૂતકાળમાં ય યહૂદી પ્રજાના ઇતિહાસમાથી એના ઉદાહરણો મળી શકે તેમ છે. હજુ તેનો વિકાસ પૂરો થયો નથી તોપણ દૂરદર્શી પુરુષો એમાં પડેલ અપાર શક્તિ ને વિશ્વમાંગલ્યના બીજ જોઈ શકશે

સમાજવાદીઓ કોઈ મજૂર ચોરી કરે ત્યારે એને ગુનેગાર નથી ગણતા એનો વાંક નથી જોતા* તેમાં તથ્ય છે થોડાં માણસો જ્યારે ઉત્પત્તિનાં બધાં સાધનો પચાવી પાડે ત્યારે સંપત્તિહીનોમાંથી કોઈ એ માર્ગે ચડી જાય તો એમાં એને દોષ દેવા જેવું નથી પણ સામે પક્ષે કોઈ મૂડીવાદી એના વ્યક્તિગત કાબૂ બહારની આર્થિક પરિસ્થિતિને પરિણામે મજૂરોનો વિરોધી બને તો એમાંય એને દોષ દેવા જેવું નથી વિવેકી માણસની નજરે તો જે વાત મજૂરને લાગુ પડે તે જ વાત મૂડીદારને પણ લાગુ પડે એ બંને વ્યક્તિઓ દયાને પાત્ર છે, પણ એ બંને વ્યવસ્થા

* જુઓ એન્જલ્સનું લખાણ કોમ્યુનિસ્ટ મેનિફેસ્ટો-રીઝનોવ પા ૧૦૩

તત્કાળ નાશ કરવા યોગ્ય છે પણ વ્યક્તિને બચાવીને વ્યવસ્થાનો નાશ કરવાની વાત જ્યાંસુધી શોધાઈ નહોતી, ત્યાંસુધી કરેલ હિંસા એ ક્ષમ્ય હતી. જેમ પ્લેટો કે એરિસ્ટોટલની ગુલામીના બચાવની વાત ક્ષમ્ય હતી પણ આજે અહિંસક પ્રતિકારનુ શાસ્ત્ર શોધાયા પછી–પ્રયોગો થયા પછી, એ વાતને નહિ અપનાવવામા સમાજવાદીઓ ભૂલ કરે છે માર્ક્સ ને એન્જલ્સમા જે વૈજ્ઞાનિકોની નિર્મળ મનોવૃત્તિ દેખાય છે તે જોતા તો એમ કલ્પી શકાય કે બન્નેએ આ પ્રયોગની કદર કરી હોત. એમને હિંસા પ્રત્યે અભિરુચિ નથી. એમના લખાણોમાં પણ Violence શબ્દ ઓછો આવે છે મોટે ભાગે Force શબ્દ જ એ બન્ને વાપરે છે Force એ શબ્દમા હિંસા આવી જ નથી જતી અહિંસક પ્રતિકારમા પણ વિરોધીઓના મન પર તેમ જ તેની વ્યવસ્થા પર દબાણ કરાય છે. એન્જલ્સ એના Principles of communismના સોળમા સવાલનો જવાબ આપે છે તે જોઈએ

પ્રશ્ન–ખાનગી મિલકતનો વિનાશ શાંતિમય પદ્ધતિથી શક્ય થશે ખરો ?

જવાબ–તે વસ્તુ ખૂબ ઇચ્છવાજોગ છે શાંતિમય ઉકેલની આડે કમ્યુનિસ્ટો કદી નહિ ઊભા રહે ગુપ્ત ષડ્યન્ત્રોની પદ્ધતિની નિષ્ફળતા ને નુકસાન એમના જેટલુ કોઈ જાણતુ નથી

માત્ર ગાંધીયનોએ એમને ખાતરી કરાવી આપવાની જ જરૂર છે કે જે 'ખૂબ ઇચ્છવા યોગ્ય છે' તે જ શક્ય પણ છે.*

---

* Some day the workers must conquer political supremacy in order to establish the new organisation of labour. They must overthrow the political system whereby the old institutions are sustained If they fail to do this they will suffer the fate of the early

અહીં એક ચોખવટ થવી જોઈએ એન્જલ્સના ઉપલા વાક્ય પરથી કોઈ એવું અનુમાન ન તારવે કે સમાજવાદીઓને હિંસા કે ખૂનામરકી સામે વાંધો છે. એમના મન મુજબ તો જ્યારે ખુલ્લો વિરોધ કરવાનું શક્ય ન હોય ત્યારે હરકોઈ સાધન વડે વિરોધ કરવાનું વાજબી જ છે માર્કસેં બાકુનીન સાથેના લાંબા વિવાદમાં એક વખત End justifies the Meansની વિચારણાનો વિરોધ કર્યો છે પણ સામાન્ય ઝોક તેવો નથી

પણ ગાંધી-વિચારણાથી તો એ ખ્વીમારી શકાય તેમ નથી ગમે તેવા ઉચ્ચ હેતુ માટે પણ હિંસા ને અસત્ય નકામા ને અનૈતિકારક શસ્ત્રો છે એમ એ માને છે–વર્તમાન સ્થિતિમાં તો ખાસ

શ્રીકૃષ્ણે એમના જીવનમાં અનેક રાક્ષસોને સહાર્યા, જાણે રાક્ષસોનો નાશ કરી સત્યુગ સ્થાપવાનું એમનું જીવનવ્રત હતું. બાણાસુર, નરકાસુર, શિશુપાલ, જરાસંઘ, કાળયવન ને કૌરવો

---

christians, who neglected to overthrow the old system and who for that reason never had a kingdom in this world Of course I must not be supposed to imply that the means to this end will be everywhere the same We know that special regard must be paid to the instutions customs and traditions of various lands and we do not deny that there are certain countries such as the United States and England in which the workers may hope to secure their ends by peaceful means

આમસ્ટરડામમા માર્કસેં ૧૮૭૨ મા કરેલ ભાષણ quoted in "Towards Understanding of Karl Marx" by Sidney Hook P 244.

સૌને હણ્યા પણ જગતમાંથી શું અસુરો ગયા? ઊલટું યાદવોને મદ ચઢ્યો ને અંદરઅંદર કપાઈ મૂઆ

સમાજવાદી વિચારણા પણ શ્રીકૃષ્ણની જેમ જ શુભ હેતુ માટે જરૂરી હિંસા કરવા ધારે છે ટ્રોટસ્કી એક જગ્યાએ કહે છે 'Red terror is a weapon utilised against a class doomed to destruction which does not wish to perish' સામ્યવાદીઓનું ત્રાસગજ્ય એક વર્ગ જેનું મૃત્યુ નિર્માઈ ચૂક્યું છે છતાં જે મરવા ઇચ્છતો નથી તેનો નાશ કરવા માટે છે બરાબર ગીતા જેવી જ વાત કરે છે 'અર્જુન! તું જેનો શોક કરે છે તે તો મરી ચૂકેલા જ છે ને તું તો નિમિત્તમાત્ર છે'

પણ બાપુ તો ગીતાની વાતને પણ નહિ સ્વીકારી શકે એમણે તો અતિશય નમ્રતાથી છતાં અતિશય દૃઢતાથી અનાસક્તિ યોગની પ્રસ્તાવનામાં કહી દીધું છે કે 'ગીતાકારની ભાષામાંથી ભલે એવો અર્થ નીકળતો હોય કે અનાસક્ત કર્મયોગીથી ભૌતિક યુદ્ધ થઈ શકે, પણ ગીતાના ઉપદેશને પૂર્ણપણે અમલમાં લાવવાનો ૪૦ વર્ષ સુધી સતત પ્રયત્ન કરનાર તરીકે મને તો એમ દેખાયું છે કે સત્ય અને અહિંસાનું પૂર્ણ પાલન કર્યા સિવાય સંપૂર્ણ કર્મફળ–ત્યાગ મનુષ્ય માટે અસંભવિત છે'

કોઈ પણ સારા હેતુ માટે થઈને હિંસા કરવાનું આકર્ષણ રોક્વું લગભગ દુર્નિવાર છે મતાગ્રહ ઝનૂન ને અધીરાઈને જન્મ આપે છે, અધીરાઈ અન્યના દૃષ્ટિબિંદુને ઉવેખે છે એમાં પણ પોતાના પક્ષની નૈતિક શ્રેષ્ઠતાની ખાતરી જ્યારે બળની સરમુખત્યારીથી સિદ્ધ કરવા ને સ્થાપવાનો પ્રયત્ન થાય છે ત્યારે એ નવી હિંસા–નવી કપટજાળ–ને જન્મ આપે તે પણ લગભગ દુર્નિવાર છે

રશિયાના છેલ્લા બનાવો પણ આવી યાદગારથળીનું નાનું

એવુ રૂપ જ હતું. રશિયન રાજ્યતંત્રે કરેલ ખુલાસાની કાંઈ ઊલટ-તપાસ ન કરીએ તોપણ એટલું તો કહી શકાય કે રીકૉવ, કેમનેવ, ઝીનોવીવ ને બુખારીને જિંદગી આખી ઝારશાહી સામે ક્રાંતિ માટે થઈને અનેક કાળાપાણીમાં કરવામાં ગાળી હતી, ને એમાં કશું જ અજુગતુ પણ લેખ્યુ ન હતુ એમણે ને એમના સાથીદારોએ એ વસ્તુને નૈતિક દૃષ્ટિએ પણ વાજબી ગણી હતી ચિત્તશાસ્ત્રના નિયમ મુજબ લાંબા કાળે એ એમના સ્વભાવમાં પણ કાંઈક અંગે વણાઈ ગયુ પછી વર્તમાન તંત્ર સાથે એમને વાંધો પડ્યો–ખુલ્લી રીતે એને હચમચાવી શકાય તેવુ દેખાયુ નહિ, ત્યારે એમણે જે જૂની કાર્યપદ્ધતિ આખી જિંદગી અમલમાં મૂકી હતી તેનો જ આશરો લીધો

પણ બાપુની અહિંસક કાર્યપદ્ધતિનો સ્વીકાર કરવામાં સમાજવાદી વિચારણાને વાંધો લાગે છે તે બીજો છે ને તે વસ્તુ કોઈ ચિત્તશાસ્ત્ર તેમ જ સમાજશાસ્ત્રના અધિકારી અભ્યાસીને હાથે વિસ્તારપૂર્વક છણવાની જરૂર છે સમાજવાદી કહેશે કે અહિંસક પ્રતિકાર માટે જે બલિદાન, પ્રેમ ને ભાવનાવિકાસ જોઈએ છે તેની મૂડીવાદી વ્યવસ્થામાં જન્મેલા ને વિકસેલા લોકો પાસેથી આશા રાખવી તે અયોગ્ય જ છે હૃદયપલટો કરાવવા માટેના ગુણો જો મોટા ભાગમાં હયાત હોત કે ખીલવવાની શક્યતા હોત તો તો ઈશુને વધસ્થંભે ચડવુ પણ ન હોત દુશ્મનોનો હૃદયપલટો કરાવવા માટે જે આધ્યાત્મિક યોગ્યતા જોઈએ તેની આમ જનતાના મોટા ભાગ પાસે આશા રાખવી તે વધારેપડતુ છે તે વાત સાચી છે, પણ બાપુએ પોતાની અહિંસક કાર્યપદ્ધતિમાં ઘણા પગથિયાં રાખ્યા છે એમાં ઉપલુ પગથિયુ તો છેલ્લુ છે અસહકાર, બહિષ્કાર, સવિનય કાનૂનભંગ, રાજ્યસત્તાનો ઇન્કાર ને આપોઆપવેતન એ બધાં પગથિયાં છે સામાન્ય જનતા જે કોટિની

હોય તે કોટિનું પગલું ભરી શકાય. કેટલાંક પગલાં તો આમ-પ્રજાએ ને અન્ય દેશોએ આ પહેલાં પણ લીધાં છે ને લે છે. હડતાલ તે અસહકારનું જ એક રૂપ છે, પિકેટિંગ શબ્દ જ એની ઉત્પત્તિ અન્ય દેશમાં થઈ છે તે બતાવે છે. એ મર્યાદા નીચી કોટિમાં પણ સમૂહ વિરોધી પ્રત્યે વૈરબુદ્ધિ ન કેળવે ને એના શરીરને ઈજા ન પહોંચાડે તે છે. વ્યક્તિને એનાં કાર્યોને અલગ પાડીને જોવાની આદત પાડવાનું તો સમાજવાદની ફિલસૂફી જ બીજા કરતાં સારી રીતે સમજાવી શકે તેમ છે.

સંક્રાંતિકાળ સિવાય પણ અહિંસક પ્રતિકારનો એક વિશિષ્ટ ઉપયોગ રહે છે. હિંસક સાધન દ્વારા ધણાય વિપ્લવો થાય છે, ક્રાંતિ એમાં સ્થિર થયું છે, ઘણું એળે ગયું છે. છતાંય નવો સામાજિક વિપ્લવ હિંસા દ્વારા થાય તેવે પ્રસંગે સંભવ છે કે છણાવટ કરીએ તો એમાં હિંસા કરતાં વધારે તો તત્કાલીન પરિસ્થિતિ જ મુખ્ય બળ હોય—હિંસા કે અહિંસા બંને એમાં ગૌણ બળો હોય—શ્રદ્ધા, શિસ્તપૂર્વક ચાલતુ કાયકરજૂથ, સમદમાનસનુ જ્ઞાન ને પ્રતિપક્ષીની સંકડામણ તે જ મહત્ત્વનાં બળો હોય. ગમે તે હોય પણ હિંસાથી જિતાયેલ સામગ્રી માટે પ્રજાને તો એ હિસાના વિશારદો પર જ આધાર રાખવાનો રહેશે, એમની સદ્‌બુદ્ધિ પર જ. વર્તમાન કે ભાવિ તંત્રમાં જે કોઈ વ્યક્તિ, વર્ગ કે પ્રદેશને રાજ્યના ન્યાયાન્યાય વિષે વાધો ઊઠે ને કાયદાની મર્યાદા ઓળંગવી હોય તો શું કરવું? યાંત્રિક શસ્ત્રોના યુગમાં હિંસક રીતે લડવું તે તો નિરર્થક છે. ચૂપચાપ સહી લેવું તેય ખોટું છે. તેવે વખતે જો અહિંસક પ્રતિકારનો માર્ગ ઉઘાડો હોય, રાજ્ય તેમ જ પ્રજાએ માન્ય કરેલો હોય તો તરણોપાય નીવડે. એ સાચા હશે તો એમનાં ત્યાગ ને સહનશક્તિ પ્રજામતને એમની તરફ ખેંચી લાવશે ને રાજ્યતંત્ર ચલાવવું અશક્ય કરી મૂકશે. અને જો એ ખોટા હશે

તો એમને એકલાને જ સહન કરવું પડશે. એટલે અહિંસક પ્રતિકાર એ સર્વકાળે ઉપયોગી પદ્ધતિ છે એને ભોગી પાલવે તેમ નથી

એક બીજી વિશેષ વસ્તુ પણ સમાજવાદે ગાંધી-વિચારણા પાસેથી શીખી લેવી પડશે તે ગાંધી-વિચારણાના જીવનઆદર્શ સીધી રીતે સમાજવાદનો એ વિષય નથી એક માણસ કે એક વર્ગ બીજાને આર્થિક રીતે શોષે નહિ તેવી વ્યવસ્થા સર્જે એટલે એનું કામ મુખ્યત્વે પતુ પણ જો કોઈ દિવસ એણે વ્યક્તિગત જીવનના આદર્શની પસદગી કરવી હશે તો એણે ગાંધી-વિચારણા-પ્રતિપાદિત અનાસક્ત કર્મથી ભરપૂર, જ્ઞાનનિષ્ઠ ને ભાવનાથી આર્દ્ર જીવન તરફ પગલા માંડવાં પડશે કારણકે ભોગ તે જીવનનુ લક્ષ્ય નથી જીવનનુ લક્ષ્ય તો છે અતરસ્થ આત્માનુ દર્શન અને જાણુ છે કે ઘણા સમાજવાદીઓ આત્માને માનતા નથી સભવ છે કે એ વૈરભાવે ભજનારા હોય, સભવ છે કે એમનો એ પ્રશ્ન જ ન હોય-ગમે તે હોય-હું તો સમાજવાદી વ્યવસ્થાને ઇચ્છુ તો એનુ કારણ વર્તમાન વ્યવસ્થા માનવ-આત્મામાં પડેલ અપરંપાર રૂપને રૂંધી રહી છે તે માટે સમાજવાદ તો છે એના પ્રકટીકરણ માટેનો અરુણોદય-પછવાડે તો પણો છે તે ઘટઘટમાં વ્યાપેલો સત્ શ્રી અકાલ.

છેલ્લે ફરીથી માર્ક્સ-એન્જલ્સે સમાજવાદમાં બધા જ કોયડાનો ઉકેલ કરી રાખ્યો નથી તે વાત યાદ આપવા માર્ક્સ-એન્જલ્સના કોમ્યુનિસ્ટ જર્નલમાથી એક વાક્ય ટાકી મારુ કથન પૂરુ કરીશ

We are no quack-mongers advocating a system that shall be a cure! Experience has taught what folly it is to discuss and elaborate the details of a future society Our generation has its task to perform, which is to find and assemble the building materials

needed for the erection of the now edifice. It will be up to the next generation to do the work of construction and we may rest easy that when the time comes master-builders will not be lacking '. *

* આને જ મળતું લેનિનનું વાક્ય જુઓ।

We do not by any means regard Marx's theory as something complete and not to be touched We are on the contrary convinced that he has only put down the corner-stones of that science which socialists must further in all direction if they do not wish to lag behind life

Lenin's Works Vol II P. 492

Do you mean Singer's sewing machine? That too is protected by the village industry movement And for that matter any machinery which does not deprive masses of men of the opportunity to labour, but which helps the individual and adds to his efficiency and which a man can handle at will without being its slave

But what about the great inventions? You would have nothing to do with electricity.

Who said so? If we could have electricity in every village home, I should not mind villagers playing implements and tools with the help of electricity But then the village communities or the state would own power-houses just as they have their grazing pastures

I would prize every invention of science made for the benefit of all There is a difference between invention and invention The

heavy machinery for work of public utility which cannot be undertaken by human labour has its inevitable place but all that would be owned by the state and used entirely for the benefit of the people. I can have no consideration for machinery which is meant either to enrich the few at the expense of the many or without cause to displace the useful labour of many.

But even you as a socialist would not favour an indiscriminate use of machinery. Take printing presses. They will go on. Take surgical instruments. How can one make them with one's hands! Heavy machinery would be needed for them. But there is no machinery for the cure of idleness but this,' said Gandhiji pointing to his spinning wheel. 'I can work it whilst I am carrying on this conversation with you and am adding a little to the wealth of the country. This machine no one can oust.

Harijan 22-6-1935, 442

If a country's vital requirements are produced through centralized industry, it will find it necessary to guard them even as a capitalist guards his treasures.,

A country whose culture is based on non-violence will find it necessary to have every home as much self-contained as possible. Indian society was at one time unknowingly constituted on non-violent basis.

572-73 Economics of Khadi.

But even as the condition of producing water is the presence of $H_2O$, so are the charkha and goodwill conditions and signs of non-violence. 584.

As I was picturing life based on non-violence, I saw that it must be reduced to the simplest terms consistent with high thinking. Food and raiment will always remain the prime necessities of life. Life itself becomes impossible if these two are not assured. For non-violent defence, therefore society has to be so constructed that its members may be able as far as possible to look after themselves in face of invasion from without or disturbances within. Just as the domestic kitchen is the easiest thing in such circumstances the takli or at the most the spinning wheel and the loom are the simplest possessions for the manufacture of cloth.

Society based on non-violence can only consist of groups settled in villages in which voluntary co operation is the condition of dignified and peaceful existence...The nearest approach to civilization based upon non-violence is the erstwhile village republic of India.*

588-89 Economics of Khadi.

*I have no doubt that we can make as good an approach to it as is possible for any nation, not excluding Russia-and that without violence. The most effective substitute for violent dispossession is the wheel with all its implications. Land and all property is his who will work it. Unfortunately the workers are or have been kept ignorant of this simple fact.* 2-1-1937 510

---

* This brings me to socialism Real socialism has been handed down to us by our ancestors who thaught " All land belongs to Gopal. Where then is the boundary line? Man is the maker of that line and he can therefore unmake it Gopal literally means shepherd—it also means God In modern language it means the state i. e. the people. That the land to-day does not belong to the people is too true, but the fault is not in the teaching. It is in us who have not lived up to it

Khadi has been concieved as the foundation and the image of Ahimsa A real Khadi-wearer will not utter an untruth. A real Khadi-wearer will harbour no violence, no deceit, no impurity To those who will say, "If this is Khadi-we will not wear it " I will say, ' You are welcome to do what you like, but than you must forget to win Swaraj by means of truth and non-violence Nor may I compel you to obeerve truth and non-violence nor may I compel you to win Swaraj after my method 53c-3C

Here there are petrol and oil engines and water pipes, stones and electricity, most of the city-dwellers' amenities including the tooth-paste and tooth-brush and scented hair-oil, The villager is or should be unspoilt by these things His brush is the fresh babul stick and his powder is salt and char coal You wear Khadi but what about the other things that surround you and are out of keeping with Khadi 537

Khadi is not a lifeless image to be worshipped externally Proper worship is not image worship, the worship of God in the

image If we miss the spirit of Khadi and make only a fetish of it we are no better than gross idolaters 5-37

In the non-violent method the wrong doer compasses his own end, if he does not undo the wrong For either through non-violent non-cooperation he is made to see his error, or he finds himself completely isolated

16-12-1939 5-79

But the charkha cannot bring Swaraj, in fact it will not move unless the nation has faith in non-violence The Charkha devoid of non-violence seems utterly lame effort

Under the system all men and women will have enough clothing, not the mere loin cloth but what we understand by the term necessary articles of clothing and enough food including milk and butter which are today denied to millions 509

' L-t there be no mistake about my conception of Swaraj It is complete independence of alien control and complete economic independence So at one end you have political independence, at the other economic

૭

It has two other ends. One of them is moral and social, the corresponding end is Dharma. i. e. religion in the highest sense of the term. It includes Hinduism, Islam, Christianity etc., but is superior to them all. You may recognise it by the name of truth, not the honesty of expedience, but the living truth that pervades everything and will survive all destruction and all transformation. Moral and social uplift may be recognised by the term we are used to, i. e. non-violence. Let us call this the square of Swaraj which will be out of shape if any of its angles is untrue.' 509

એનો અર્થ એ નથી કે પશ્ચિમની પ્રજાઓએ વિજ્ઞાન અને સંગઠનની બાબતમાં જે અદ્ભુત પ્રગતિ કરી છે તેનો દુનિયાને કશો ખપ નથી. એનો અર્થ એ જ થયો કે પશ્ચિમની પ્રજાઓએ પોતાની કુશળતાનો ઉપયોગ બીજાને આપવો રહ્યો. અમેરિકા કહે છેઃ 'જ્યારે બીજી પ્રજાઓ ઘઉંનું એક કણસલું પેદા કરી શકે છે ત્યાં અમે બે હજાર પેદા કરી શકીએ છીએ!' તો અમેરિકાએ એ કળા જે શીખવા માગે તેને મફત શીખવવી જોઈએ, પણ આખા જગતને માટે ઘઉં પેદા કરવાનો વિચાર ન કરવો જોઈએ, નહિ તો દુનિયાના બાર વાગી જાય.

૯

ફોર્ડની વીજળી દ્વારા ગામડામાં ઉદ્યોગ, ચલાવવા સબંધમા મારો વાંધો એમ ટકે નહિ કેમકે તમે અગણિત ગામડાંમા માલ પેદા કરો ખરા, પણ વીજળી તો એક જ જગ્યાએથી આવવાની અને અંતે આપત્તિરૂપ નીવડે એમ હુ માનુ છું એ રીતે એક જ મનુષ્યના હાથમા એટલી બધી શક્તિ ભેગી થઈ જાય કે એની કલ્પના કરતાં જ હું કંપુ છુ એવી એકહથ્થુ શક્તિનુ પરિણામ એ આવે કે મારે પ્રકાશ, પાણી અને હવા માટે પણ એ શક્તિ પર આધાર રાખવો પડે મને એ દશા ભયાનક લાગે છે

વ્યાપક ધર્મભાવના

## માર્કસનું હાથઉદ્યોગ અંગેનું લખાણ

It was the British intruder who broke up the Indian handloom and destroyed the spinning wheel. England began with driving the Indian cotton from the European market; it then introduced twist into Hindustan, and in the end inundated the very mother country of cotton with cottons From 1818 to 1836 the export of twist from Great Britain rose in the proportion of 1 to 5,200, in 1824 the export of British muslins to India hardly ammounted to 1,000,000 yards, while in 1837 it surpassed 65,000,000 of yards But at the same time population of Dacca decreased from 150000 inhabitants to 20000. This decline of Indian towns celebrated for their fabrics was by no means its worst consequence. British steam and science uprooted over the whole surface of Hindustan the union between agricultural and manufacturing industry. 184.

# પુસ્તકમાંના અંગ્રેજી ફકરાઓનું ભાષાંતર

**પૃષ્ઠ ૧૩ (પ્રસ્તાવના)**

આ પ્રકારનો, પ્રશ્નોમાં રહેલી આંટીઘૂંટીવાળી સૂક્ષ્મતા અને તેનો અભ્યાસ કરનારાવાળા મનની વચ્ચે રહેલ દુમેળ, જો તાત્કાલિક નિવારવામાં નહિ આવે તો દિનપ્રતિદિન વધતો જશે. અને આ દુમેળ આ આપણી સંસ્કૃતિની કરુણતાના પાયામાં રહેલો છે સંસ્કૃતિની નવી ને નવી શોધો તેમા રહેલી ફળદ્રુપતાને કારણે અને તેના ઉત્પાદનના ચોક્કસ નિયમોને આધારે વધતી જાય છે. અને તે સામાન્ય માણસના મનની ગ્રહણશક્તિની મર્યાદાને પણ વટી જાય છે. રોમન સામ્રાજ્યનું એમ થયું હતું કે મનુષ્યની માનસિક ભૂમિકા ઊંચે સુધી ગઈ, પણ તેને અનુકૂળ એવી કાર્યકુશળતા ઊભી થઈ ન શકી અને તેને લીધે તેનો નાશ થયો. જ્યારે અત્યારે એવું બન્યું છે કે સંસ્કૃતિની પ્રગતિની સાથોસાથ કૂચકદમ કરવાની માણસમાં શક્તિ નથી, એટલે માણસ પોતાની જ સસ્કૃતિથી પાછળ પડી ગયો છે.

**પૃષ્ઠ ૧૪ (પ્રસ્તાવના)**

અમે એવા પ્રકારના સામ્યવાદીઓ નથી કે જે મનુષ્યના વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ કરવા ઇચ્છે અને આ દુનિયાને એક મોટી જેલ કે જંગી અનાથાશ્રમ બનાવવા નથી ઇચ્છતા. કેટલાક એવા સામ્યવાદીઓ હશે પણ ખરા કે જે લોકો વ્યક્તિસ્વાતંત્ર્યને આ દુનિયામાંથી હાંકી કાઢવા માગતા હશે. કારણકે વ્યક્તિસ્વાતંત્ર્ય એ દુનિયાના ઐક્યના ખ્યાલને રૂંધે છે એમ તેઓ માનતા હશે. પણ અમે **સમાનતાના સાટામાં સ્વાતંત્ર્યને વેચવા માગતા**

**નથી** અમે નિશ્ચયપૂર્વક માનીએ છીએ અને એ વાતને આગળ ઉપર બતાવવા માગીએ છીએ કે કોઈ પણ સમાજ વ્યવસ્થા સામ્યવાદી સત્તાવાળી કરતા વધારે પ્રમાણમા વ્યક્તિસ્વાતન્ત્ર્ય આપી શકશે નહિ

**પૃષ્ઠ ૩૦ નોંધ**

આ ગામડાઓ નાનકડા પ્રજાસત્તાક તત્રો છે તે તેમની રોજની જરૂરિયાતો પુરતાં સ્વયસ પૂર્ણ છે બહારના ઉપર તેમને બહુ જ થોડુ અવલબન રાખવુ પડે છે આસપાસનાં બધા તત્રો જ્યારે નાશ પામતા દેખાય છે ત્યારે આ એક વ્યવસ્થા અચળ દેખાય છે અનેક રાજવશો આ યા ને ગયા, ક્રાંતિઓ ઉપર ક્રાંતિઓ આવી, પણ આ ગ્રામપચાયતની સસ્થા તેની તે જ છે આ એક એક નાનકડુ ગામ એક એક નાનકડુ રાજ્ય છે, અને આ જ વસ્તુએ અનેક સૈકાઓ સુધી અનેક રાજકીય ઊથલપાથલો વચ્ચે પણ પ્રજાને જીવતી રાખી છે આ સસ્થાને લીધે જ તે પ્રજા સુખી અને ઘણે અશે સ્વતત્ર રહી શકી છે

(સર ચાર્લ્સ મેટકાફ, ૧૮૩૨)

**પૃષ્ઠ ૬૬ નોંધ**

વરાળ-શક્તિને બદલે વીજળીની શક્તિનો વાપર શરૂ થવાથી ઉદ્યોગો જમીનની ગુલામીમાથી છૂટા થયા છે હવે તેને કોલસા વગર ચાલી શકે છે એટલે એમ લાગે છે કે માલની હવે એક હદમાંથી બીજી હદમા થતી લેવડદેવડનુ પ્રમાણ ઘટતુ જશે હા, યન્ત્રોની અવરજવર ચાલુ રહેશે વિજ્ઞાન આપણને ઝડપથી પાછી આપણી જૂની સસ્કૃતિ તરફ ઢસડી જાય છે તેમાં દરેક ગામને પોતાના લુહાર વણકર કુભાર હશે, અલબત્ત આગારનુ ઘટક એક ગામડુ નહિ હોય, પણ એક રાષ્ટ્ર કે સામ્રાજ્ય કે રાજ્ય હશે

(Why Capitalism means war? P 69)

કોલસો, લોઢું, ત્રાંબું, રેશમ, ઊન, રૂ, લાકડું, રબર, તેલ એ બધાંએ આપણી ખૂબ સેવા કરી છે. એમાંના કેટલાંક હજી આપણને કામમાં તો આવનાનાં છે–કેટલાંક એના એ સ્વરૂપે તો કેટલાક ન ઓળખાય તેના સ્વરૂપે પ્રગટ થશે, પણ એની સાથે-સાથ રસાયનશાસ્ત્રીઓની પ્રયોગશાળાઓમાં એવાં સાધનો તૈયાર થાય છે કે તેમાંથી નવા પ્રકારની શક્તિ ઉત્પન્ન થશે. કેટલાંક સાધનો તો કુદરતી સાધનો કરતાં વધારે સારાં અને સસ્તાં બનશે.

આ વનસ્પતિ તથા પ્રાણી-રસાયનવિદ્યાએ આ દુનિયાનાં ખનીજદ્રવ્યોની પરાધીનતા ટાળી છે એટલે હવે તે સ્થાનિક જરૂરિયાતને ધ્યાનમાં રાખીને પોતાની શોધ કરે છે. આપણે શેરડી, શકરિયાં કે લાકડામાંથી સાકર બનાવી શકીએ છીએ. કોલસા, લાકડું, કે તેલમાંથી રબર અથવા સૂતર તૈયાર કરી શકીએ છીએ. જૂની આબોહવાની, જમીનની અને ખનીજદ્રવ્યોની મર્યાદા હવે બંધનકર્તા રહી નથી.

**પૃષ્ઠ ૭૪ નોંધ**

હું જે સામાન્ય નિર્ણય પર આવ્યો છું તેને ટૂંકામાં આમ મૂકી શકાય. સાધનોની ઉત્પત્તિ જે રીતે કરવામાં આવે છે તેના ઉપર જ માણસના સામાજિક, રાજકીય અને બૌદ્ધિક જીવનનો આધાર છે માણસમાં રહેલ ચેતનશક્તિ તેમના અસ્તિત્વને ઘડતી નથી, પણ એથી ઊલટું માણસની સામાજિક જીવનસરણી જ તેના ચેતનવ્યાપારને દોરે છે.

(માકર્સ)

**પૃષ્ઠ ૭૬ નોંધ**

અમે એમ માનતા જ નથી કે માકર્સના સિદ્ધાંતો તે સપૂર્ણ અને વેદવાક્ય જેવા છે—તે સિદ્ધાંતો તો કેવળ દિશાસૂચન

નથી. અમે નિશ્ચયપૂર્વક માનીએ છીએ અને એ વાતને આગળ ઉપર બતાવવા માગીએ છીએ કે કોઈ પણ સમાજવ્યવસ્થા સામ્યવાદી સત્તાવાળી કરતાં વધારે પ્રમાણમાં વ્યક્તિસ્વાતંત્ર્ય આપી શકશે નહિ.

પૃષ્ઠ ૭૦ નોંધ

આ ગામડાંઓ નાનકડાં પ્રજાસત્તાક તંત્રો છે. તે તેમની રોજની જરૂરિયાતો પૂરતાં સ્વયંસંપૂર્ણ છે. બહારના ઉપર તેમને બહુ જ થોડું અવલંબન રાખવું પડે છે. આસપાસનાં બધાં તંત્રો જ્યારે નાશ પામતાં દેખાય છે ત્યારે આ એક વ્યવસ્થા અચળ દેખાય છે. અનેક રાજ્યવંશો આવ્યા ને ગયા, ક્રાંતિઓ ઉપર ક્રાંતિઓ આવી, પણ આ ગ્રામપંચાયતની સંસ્થા તેની તે જ છે. આ એક એક નાનકડું ગામ એક એક નાનકડું રાજ્ય છે, અને આ જ વસ્તુએ અનેક સૈકાઓ સુધી અનેક રાજકીય ઊથલપાથલો વચ્ચે પણ પ્રજાને જીવતી રાખી છે. આ સંસ્થાને લીધે જ તે પ્રજા સુખી અને ઘણે અંશે સ્વતંત્ર રહી શકી છે.

(સર ચાર્લ્સ મેટકાફ, ૧૮૩૨)

પૃષ્ઠ ૭૬ નોંધ

વરાળ–શક્તિને બદલે વીજળીની શક્તિનો વાપર શરૂ થવાથી ઉદ્યોગો જમીનની ગુલામીમાંથી છૂટા થયા છે. હવે તેને કોલસા વગર ચાલી શકે છે. એટલે એમ લાગે છે કે માલની હવે એક હદમાંથી બીજી હદમાં થતી લેવડદેવડનું પ્રમાણ ઘટતું જશે. હા, યંત્રોની અવરજવર ચાલુ રહેશે. વિજ્ઞાન આપણને ઝડપથી પાછી આપણી જૂની સંસ્કૃતિ તરફ ઢસડી જાય છે. તેમાં દરેક ગામને પોતાના લુહાર, વણકર, કુંભાર હશે; અલબત્ત અત્યારનું ઘટક એક ગામડું નહિ હોય, પણ એક રાષ્ટ્ર કે સામ્રાજ્ય કે રાજ્ય હશે.

(Why Capitalism means war? P. 69)

કોલસો, લોઢું, ત્રાંબુ, રેશમ, ઊન, રૂ, લાકડું, રબર, તેલ એ બધાએ આપણી ખૂબ સેવા કરી છે એમાના કેટલાક હજી આપણને કામમા તો આવવાના છે—કેટલાક એના એ સ્વરૂપે તો કેટલાક ન ઓળખાય તેવા સ્વરૂપે પ્રગટ થશે, પણ એની સાથે સાથ રસાયનશાસ્ત્રીઓની પ્રયોગશાળાઓમા એવા સાધનો તૈયાર થાય છે કે તેમાથી નવા પ્રકારની શક્તિ ઉત્પન્ન થશે કેટલાક સાધનો તો કુદરતી સાધનો કરતા વધારે સારા અને સસ્તા બનશે

આ વનસ્પતિ તથા પ્રાણી–રસાયનવિદ્યાએ આ દુનિયાની ખનીજદ્રવ્યોની પરાધીનતા ટાળી છે એટલે હવે તે સ્થાનિક જરૂરિયાતને ધ્યાનમા રાખીને પોતાની શોધ કરે છે આપણે શેરડી, શક્કરિયા કે લાકડામાથી સાકર બનાવી શકીએ છીએ કોલસા, લાકડું, કે તેલમાંથી રબર અથવા સૂતર તૈયાર કરી શકીએ છીએ જૂની આબોહવાની, જમીનની અને ખનીજદ્રવ્યોની મર્યાદા હવે બંધનકર્તા રહી નથી

**પૃષ્ઠ ૭૪ નોંધ**

હું જે સામાન્ય નિર્ણય પર આવ્યો છું તેને ટૂંકામાં આમ મૂકી શકાય સાધનોની ઉત્પત્તિ જે રીતે કરવામા આવે છે તેના ઉપર જ માણસના સામાજિક, રાજકીય અને બૌદ્ધિક જીવનનો આધાર છે માણસમાં રહેલ ચેતનશક્તિ તેમના અસ્તિત્વને ઘડતી નથી, પણ એથી ઊલટું માણસની સામાજિક જીવનસરણી જ તેના ચેતનવ્યાપારને દોરે છે

(માર્કસ)

**પૃષ્ઠ ૭૬ નોંધ**

અમે એમ માનતા જ નથી કે માર્ક્સના સિદ્ધાંતો તે સંપૂર્ણ અને વેદવાક્ય જેવા છે—તે સિદ્ધાંતો તો કેવળ દિશાસૂચન

કરનારા છે તેનો વ્યવહાર ઈંગ્લંડ, ફ્રાંસ, જર્મની એ બધાય દેશોમાં તે તે દેશની પરિસ્થિતિ પ્રમાણે જુદો જુદો હોઈ શકે

**પૃષ્ઠ ૭૭ નોંધ**

હવે સમાજવાદની વાત પર આવુ સાચો સમાજવાદ તો આપણને આપણા પૂર્વના ઋષિ-મુનિઓએ બતાવ્યો છે તેમણે કહ્યું છે કે 'સબ ભૂમિ ગોપાલકી ઇસિમે અટક ક્હાં?' ગોપાલનો એક અર્થ ભરવાડ થાય છે, બીજો અર્થ ઈશ્વર થાય છે અત્યારની ભાષામા એનો અર્થ રાજ્ય-એટલે કે સમસ્ત પ્રજા અત્યારે એ જમીન લોકોની નથી એ પણ એટલી જ સાચી વાત છે પણ તેમાં વાંક તે ઉપદેશનો નથી, આપણે એ ઉપદેશ પ્રમાણે જીવી શકયા નથી.

મને એમાં જરાય શકા નથી કે આપણે એ સમાજવાદ તરફ બીજા બધા દેશો-રશિયા સુદ્ધાં-ની જેમ સારી રીતે જઈ શકીએ, અને તે પણ હિંસા કર્યા વગર. હિંસક ઉપાયોની જગ્યાએ વધારેમાં વધારે અસરકારક ઉપાય તે રેંટિયો છે-રેંટિયો તેના પૂરેપૂરા અર્થમાં. જમીન અને મિનકત તેની જ છે કે જે તે માટે મહેનત કરે છે દુર્ભાગ્યે મજૂરોને આ એક સાદી વાતથી જ સાન અજ્ઞાત રાખવામાં આવ્યા છે

ગાંધીજી )

**પૃષ્ઠ ૧૦૭ નોંધ**

મનુષ્યના જ્ઞાનના ભડારને હસ્તગત કર્યા વગર તમે સામ્ય વાદી થઈ શકો એમ માનતા હો તો તે ગભીર ભૂલ છે સામ્ય વાદી શબ્દપ્રયોગો ને અભિપ્રાયો સ્વીકારી લીધા તે પૂરતું છે એમ કલ્પના કરવી તે ભૂલ છે જ્ઞાનની જુદી જુદી શાખાઓ ઉપર પ્રભુત્વ મેળવવુ જોઈએ એ જ્ઞાનની શાખાઓમાંથી આ સામ્યવાદનુ રૂપ ઘડેનુ છે

મનુષ્યના જ્ઞાન સમસ્તનો વારસો પોતાના અંતરમાં જ્યાં સુધી ઉતાર્યો નથી, ત્યાં સુધી સામ્યવાદ તે કેવળ એક શાબ્દિક જાળ બને છે, અને સામ્યવાદી કેવળ એક વાગ્યુદ્ધ કરનાર બની રહે છે.

(લેનિન)

માર્ક્સવાદે ક્રાંતિકારી શ્રમજીવીવર્ગના હૃદયમાં ઐતિહાસિક મહત્ત્વવાળું સ્થાન લીધું તેનું કારણ એ હતું કે તેણે બુર્ઝવાકાળના કીમતી જ્ઞાનને ફગાવી ન દીધું પણ તે જ્ઞાનને પચાવ્યું અને માનવ-જ્ઞાનની બે હજાર વરસની જૂની ઇમારત પર નવું ચણતર કર્યું.

પૃષ્ઠ ૧૧૮

જીવનનું ભરણપોષણ ચલાવવા માટે માણસ એકબીજા સાથેના કેટલાક જરૂરી અને અનિવાર્ય એવા સંબંધોથી બંધાય છે.

આ ધંધાર્થી સંબંધો તેમની પરિસ્થિતિ અને ધંધામાંથી ઊભા થાય છે, અને સમાજ પોતાની ભૌતિક ઉત્પત્તિનાં સાધનોના વિકાસમાં જે કક્ષાએ પહોંચ્યો હોય તે કક્ષા પ્રમાણે જ આ સંબંધોમાં ફેરફાર થાય છે.

આ સંબંધોનો સરવાળો એટલે જ સમાજનો પાયો અને આર્થિક રચના.

આ પાયા ઉપર જ રાજકીય કે નૈતિક ઇમારત બંધાય છે.

જીવનની સ્થૂળ જરૂરિયાતોનાં સાધનો ઉત્પન્ન કરવાની સમાજમાં જે પદ્ધતિ હોય છે તે જ સમાજની સામાજિક, રાજકીય અને બૌદ્ધિક વિચારસરણી ઘડે છે.

માણસના વિચારો પ્રમાણે જીવનનું ધોરણ ઘડાતું નથી, પણ જીવનના ધોરણ પ્રમાણે વિચારો ઘડાય છે.

(માર્ક્સ)

જ્યારે સમાજના ભૌતિક ઉત્પાદક બળો તેમના વિકાસની એક ચોક્કસ ભૂમિકાએ પહોંચે છે ત્યારે તે ઉત્પાદનની જૂની રીતોની સામે અથડામણીમાં આવે છે

ઉત્પાદનના બળોના વિકાસમા મદદ કરનાર સસ્થાઓ તરીકે પોતાનુ કામ કરવાને બદલે આ જુનવાણી પદ્ધતિની સસ્થાઓ હવે કેવળ આડખીલી બની રહે છે, અને તે વખતે સામાજિક ક્રાંતિનો કાળ શરૂ થાય છે.

પૃષ્ઠ ૧૬૩

અમે મિલકત(ખાનગી)ને જડમૂળમાથી કાઢવા ઇચ્છીએ છીએ એ વિચારથી જ તમે ગભરાઈ ગયા છો, પણ તમારા આજના સમાજમા જ વસ્તીના $\frac{9}{10}$ ભાગ માટે તો ખાનગી મિલકત જેવું છે જ નહિ, કારણ કે બાકીના $\frac{1}{10}$ ભાગ પાસે જ બધી મૂડી ભરેલી છે અમે આવી રીતે પડેલી મૂડીનો નાશ કરવા ઇચ્છીએ છીએ એવો આક્ષેપ કરો છો ટૂકામાં તમારી મૂડીનો નાશ કરવા માટે અમને ભાંડો છો તે જ બરાબર છે અમે એમ જ ઇચ્છીએ છીએ.

પૃષ્ઠ ૧૬૪

(પહેલા ફકરાના ગુજરાતી માટે જુઓ પૃ૪ ૭૭ની નોધ બીજો ફકરો —

'પણ વૈજ્ઞાનિક શોધોની બાબતમા શુ? તમારે ને વીજળીને કઇ લેવાદેવા નહિ?'

'કોણે કહ્યું? જો આપણે ગામડે ગામડે ને ઝૂપડે ઝૂપડે વીજળી લાવી શકતા હોઈએ તો એકેએક ગામડાનો મજૂર પોતાનો ઉદ્યોગ-ધધો વીજળીથી ચલાવે એમા મારે કાઈ વાંધો નથી પણ તો પછી આ વીજળીના ઉત્પાદનની માલિકી ગામડા સમસ્તની અથવા રાજ્યની હોવી જોઈએ—જેવી રીતે ગોચરની જમીનની

માલિકી ગામ સમસ્તની ગણાય છે તેમ. સર્વના ઉદય માટે કરાયેલી કોઈ પણ વિજ્ઞાનની શોધને હું આવકારું છું.'

પૃષ્ઠ ૨૦૯

૧૮૭૨ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવનામાં માકર્સે અને એંજલ્સે એમ જાહેર કર્યું હતું કે કેટલીક બાબતમાં આ જાહેરનામું (સામ્યવાદી જાહેરનામું) જૂનું થઈ ગયું છે—ખાસ કરીને ક્રાંતિકારી કામગારોએ બુર્ઝવા રાજતંત્રની તરફ કઈ જાતનું વલણ રાખવું જોઈએ એ ભાગોવાળું લખાણ. આની જ સાથે ગાઢ રીતે સંકળાયેલ સવાલ તે રાજકીય કેંદ્રીકરણની બાબતનો હતો. આ બાબતમાં માકર્સે તથા એંજલ્સે પોતાનું દૃષ્ટિબિંદુ ૧૮૫૦ પછીથી બદલાવ્યું હતું. ૧૮૪૮ ની ક્રાંતિ પહેલાંના તથા ક્રાંતિ દરમિયાનના દિવસોમાં માકર્સે તથા એંજલ્સે સમવાયતંત્ર કે વિકેંદ્રીકરણની કોઈપણ હિલચાલ ઉપર સખત પ્રહારો કર્યા હતા. પણ ૧૮૫૦ પછીની સામાજિક અને રાજકીય સંસ્થાઓનો ગંભીરપણે વિચાર કર્યા પછી તેમને તેમના વિચારો બદલવા પડયા. ૧૮૮૫માં એંજલ્સે લખ્યું: 'દરેક જણ જાણે છે કે ક્રાંતિ દરમિયાન અને તે પછી જિલ્લાઓનો વહીવટ સાંના સ્થાનિક નેતાઓ જ ચલાવતા હતા. તેમને આખા રાષ્ટ્રના કાયદાઓની જે સામાન્ય રૂપરેખા દોરી હોય તેની મર્યાદામાં રહીને કામ કરવાનો સ્વતંત્ર અવકાશ રહેલ છે. અને દરેક જણ જાણે છે કે આ સ્થાનિક સત્તા એ લગભગ અમેરિકાની પ્રાંતિક કે સ્થાનિક સ્વરાજની સત્તાઓને મળતી જ હતી. અને આ જ વ્યવસ્થા પારિસની ક્રાંતિમાં મહત્ત્વનો ભાગ ભજવતી હતી.

જૂની એક-કેંદ્રી વ્યવસ્થા પણ આવી રીતે સ્થાનિક સ્વરાજ ભોગવતી સંસ્થાઓમાં વહેંચાઈ જવી જોઈએ. રાષ્ટ્રનું ઐક્ય આનાથી રૂંધાવાને બદલે ઊલટું વધારે સંગઠિત થાય છે. ઐક્ય એ આને લીધે હસ્તામલકવત્ બને છે.

પૃષ્ઠ ૨૧૧

યંત્રોના રોજ-બ-રોજ વધતા જતા ઉપયોગને પરિણામે, અને શ્રમવિભાગ થવાને કારણે આ શ્રમજીવીઓએ પોતાનું વ્યક્તિત્વ સાવ ગુમાવી દીધું છે અને તેમાંનું આકર્ષણ પણ ઘટી ગયું છે. કામગાર માત્ર જાણે યંત્રનો જ એક ભાગ બની ગયો છે.

(માર્ક્સ)

શ્રમવિભાગની વ્યવસ્થાને લીધે માણસના પણ વિભાગ બની ગયા છે. એકના વિકાસ માટે થઈને શરીરની અને મનની તમામ શક્તિઓનું બલિદાન દેવાયું છે.

(એંજલ્સ)

પૃષ્ઠ ૨૧૨

ખેતીમાં કે કારખાનામાં કોઈ પણ જગ્યાએ ફુરિયર...દરેક કામગારને કામની પસંદગીમાં પૂરતો અવકાશ મળે તેવી વિવિધતાની જરૂરિયાત સ્વીકારતો હતો, પણ તેમાં શરત એ હતી કે વિદ્યાર્થીઓને ખૂબ વિવિધ પ્રકારની વૈજ્ઞાનિક કેળવણી મળવી જોઇએ. આને લીધે શહેર અને ગામડાં વચ્ચે પડી ગયેલું મોટું અંતર દૂર થશે, એ શક્ય છે એટલું જ નહિ પણ જરૂરી છે. ખેતી, ઉદ્યોગ તથા લોકોની સુખાકારી એ ત્રણેયને માટે એ વસ્તુ જરૂરની છે. ગામડાં તથા શહેરને એક બનાવવાથી આ હવા, પાણી અને જમીનમાં જે ઝેરી તત્ત્વો ઉમેરાયે જાય છે તે અટકાવી શકાશે. આમ કરવાથી જ શહેરમાં ગીચોગીચ ભરેલાં માણસોનો કચરો તે રોગચાળો ઉત્પન્ન કરવાને બદલે ખેતરોના ખાતર તરીકે ઉપયોગમાં આવશે. ગામડા અને શહેરનો ભેદ કાઢી નાખવાની વાત તે કેવળ હવાઈ તરંગ નથી. એથી ઊલટું આખા દેશમાં મોટા પાયા ઉપરના ઉદ્યોગોની સમાન વહેંચણી તો જ શક્ય બનશે. અલબત્ત કેટલાંએક પ્રાચીનકાળથી ચાલ્યાં આવતાં સંસ્કૃતિના વારસા જેવાં શહેરોને દૂર કરતાં

ઘણો શ્રમ, ખર્ચ અને વખત જશે, પણ તે આપણે કરવુ જ પડશે, ભલે તે કામ મહેનતવાળુ કંટાળાભરેલુ હોય

**પૃષ્ઠ ૨૧૭**

એક દિવસ શ્રમજીવીઓએ મજૂરાનુ નવુ તંત્ર યોજવા માટે રાજકીય સત્તા મેળવવી પડશે જે સત્તાને જોરે જૂની સસ્થાઓ નભી રહી છે તે રાજકીય સત્તાને ઉથલાવી નાખવી જ જોઈએ જો તેમ નહિ બને તો ખ્રિસ્તીધર્મના પ્રચારકાળની શરૂઆતના ખ્રિસ્તીઓ જેવી તેમની દશા થશે તેમણે જૂની વ્યવસ્થાને ઉથલાવવાનુ કામ ન કર્યું, અને એને કારણે કદી આ જગતમા રાજ્ય ન જમાવી શક્યા અલબત્ત હુ એમ નથી કહેવા માગતો કે આ ધ્યેય સિદ્ધ કરવા માટે દરેક જગ્યાએ એક જ જાતના ઉપાયો લેવા પડશે અમે જાણીએ છીએ કે દેશ તથા કાળની પરિસ્થિતિને પણ આપણે બરાબર સમજવી જોઈએ અમે જાણીએ છીએ કે એવા પણ કેટલાક દેશો છે, જેવા કે અમેરિકા અને ઇગ્લડ–કે જ્યા આ જ ધ્યેય શાંતિમય સાધનોથી સિદ્ધ કરી શકાય

(માર્ક્સ)

**પૃષ્ઠ ૨૨૧**

અમે કાઈ ઊટવૈદો નથી અમે એમ નથી કહેતા કે ગમે તે રોગ ઉપર આ દવા અકસીર છે અનુભવથી અમે સમજ્યા છીએ કે ભવિષ્યના સમાજની રચનાની ઝીણી ઝીણી વિગતો અત્યારથી નક્કી કરવા બેસવુ તે મૂર્ખાઈ છે આપણી પેઢીને જે કામ કરવાનુ છે તે એ છે કે નવી ઇમારત ચણવા માટેનાં તમામ સાધનો શોધી કાઢવાં અને ભેગા કરવાં એના પર ઇમારત ચણવાનુ કામ નવી પેઢીનુ રહેશે અને અમને એટલી ખાતરી છે કે વખત આવશે ત્યારે તે ચણનારાઓ ઊભા થવાના જ છે

★

(માર્ક્સ)

# પુસ્તકાલયમાં વસાવવા જેવાં પુસ્તકો

મેઘાણીની નવલિકાઓ ૧.૨:૭-૪

દાદાજીની વાતો ૨-૪-૦

કુરબાનીની કથાઓ ૧-૦-૦

સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં ૧-૪-૦

સોરઠને તીરે તીરે ૧-૪-૦

સિંધુની પ્રેમકથાઓ ૧.૨:૭-૦-૦

બંગાળની રસકથાઓ ૪-૮-૦

દક્ષિણ દેશની લોકકથાઓ ૪-૦-૦

કાશ્મીરની લોકકથાઓ ૧-૪-૦

વિખ્યાત નવલકથાઓ

સાંમિઝરેબલ ભા. ૧.૨ ૧૦-૦-૦

આશાનું બીજ ભા. ૧.૨ ૯-૦-૦

બંધન અને મુક્તિ ૪-૪-૦

ઝેર તો પીધા છે જાણી જાણી ૩-૧૨-૦

દીપનિર્વાણ ૩-૦-૦

પદ્માને તીરે ૪-૪-૦

નાનાભાઈ ભટ્ટનાં પુસ્તકો

ઃ